# નિવેદન

ઈ. સ. ૧૯૫૭ ના વર્ષની ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી પ્રગટ કરતાં એમને આનંદ થાય છે. સાથે જ એટલો ક્ષોભ પણ છે, કારણકે આ કાર્યવહી હજુ અમો ૭ માસ પહેલાં પ્રગટ કરી શકયા હોત, પણ પ્રેસમાં ઇલેકશન અંગેનું કામકાજ આવવાથી અમારું ચાલુ રહેલું કામ ખોરંભે પડયું અને તેમાં આટલો બધો વિલંબ થયો છે એ માટે અમો અત્યંત દિલગીર છીએ. સમીક્ષામાં રસ ધરાવતાં સૌ કોઈની તેમજ સાહિત્ય સભાના સભ્યો અને ગ્રંથપ્રકાશકોની આ વિલંબ માટે ક્ષમા માંગીએ છીએ.

આ કાર્યવહીને અમે ગુજરાત સાહિત્ય સભાનું એક અંગ ગણીએ છીએ અને એ વિશિષ્ટતા જળવાઈ રહે એ માટે વિદ્વાન સમીક્ષકો અમને એમનો ઉદાર સહકાર ચીવટપૂર્વક આપે એવી અમો વિનંતી કરીએ છીએ.

હવે પછીનાં વર્ષોની સમીક્ષા મળતાં જ બની શકે તેટલી વહેલી પ્રગટ થતી રહે એવો અમારો યત્ન ચાલુ છે અને ચાલુ રહેશે એવી ખાતરી આપીએ છીએ.

એલેન્ટાઈનની હવેલી,
ત્રણ દરવાજા પાસે,
અમદાવાદ
તા. ૧૬-૯-૬૧

ચૈતન્યપ્રસાદ મો. દીવાન
કેશવરામ કા. શાસ્ત્રી
ધીરજલાલ ધ. શાહ
માનાર્હ મંત્રીઓ : ગુજરાત સાહિત્ય સભા

# અનુક્રમણિકા

સત્તાવનનું ગ્રંથસ્થવાઙ્મય (પૃ. ૨ થી ૧૬૩

સમીક્ષક:-ડૉ. મધુસૂદન હી. પારેખ


પાનું

કાવ્ય........................................................... ૨

નવલકથા...................................................... ૨૨

નવલિકા....................................................... ૭૯

નાટક.......................................................... ૯૧

વિવચન સંપાદન.............................................. ૧૦૨

તત્ત્વજ્ઞાન-નિબંધ............................................ ૧૧૯

ઇતિહાસ-કેળવણી-પ્રવાસ.................................... ૧૩૨

જીવન ચરિત્ર-આત્મકથા-સ્મરણો............................ ૧૩૬

બાલ-કિશોર-પ્રૌઢસાહિત્ય.................................... ૧૪૮

સમીક્ષા માટે મળેલા ગ્રંથોની યાદી...........પૃ. ૧૬૪થી ૨૮૬

# ઓગણીસસેં સત્તાવનનું ગ્રંથસ્થ વાઙ્મય

સમીક્ષક : ડૉ. મધુસૂદન પારેખ

૧૯૫૭ ના વર્ષનાં પુસ્તકોની સમીક્ષા કરવાની જવાબદારી ગુજરાત સાહિત્ય સભાએ મને સોંપી તે બદલ સહુ પ્રથમ એ સભા પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું.

૧૯૫૭ ની સાલના સમીક્ષકની નિમણૂકનો ઠરાવ ડિસેમ્બરની આખરે થયો અને ૧૯૫૮ ના માર્ચથી મને સમીક્ષાર્થે પુસ્તકો મળવાં શરૂ થયાં. ૧૯૫૯ સુધી એ પુસ્તકો મળતાં રહ્યાં. મારે કહેવું જોઈએ કે પ્રકાશકોને લખેલા પત્રોના જવાબમાં મને મોટે ભાગે ઉમળકાભર્યો સત્કાર સાંપડયો છે; બહુ થોડા પ્રકાશકોએ ઉપેક્ષાવૃત્તિ સેવી છે.

સમીક્ષા અંગે એક સૂચન મને એવું મળ્યું હતું કે કોઈ પ્રકાશક કદાચ પુસ્તકો ન મોકલે તો એ પુસ્તકો જો મહત્ત્વનાં હોય તો લાઇબ્રેરી-માંથી મેળવીને પણ તેની સમીક્ષા કરવી. પરંતુ આ સૂચન મને વાજબી નહિ લાગવાથી હું તે સ્વીકારી શક્યો નથી. મને લાગે છે કે એમ કરવાથી પ્રકાશકની અસહકારવૃત્તિને ઉત્તેજન મળશે અને જે પ્રકાશકો સમીક્ષાર્થે પુસ્તકો મોકલી આપે છે તેમને અન્યાય થશે. એટલે જે પ્રકાશકોએ પુસ્તકો મોકલ્યાં છે તેમાંનાં જ આ સમીક્ષામાં સમાવ્યાં છે, બાકીનાં મહત્ત્વનાં હોય તોપણ સમીક્ષામાંથી બાકાત રાખ્યાં છે.

કેટલાક પ્રકાશકોએ સમીક્ષાર્થે પુસ્તકો નહિ મોકલવા અર્થે કારણો દર્શાવ્યાં છે તેમાં તથ્ય નથી એમ નહિ કહી શકાય. બીજી તરફ ગુજરાત સાહિત્ય સભાને પણ સમીક્ષક નીમ્યા પછી સમીક્ષા મેળવતાં કોઈક વાર નાકે દમ આવી જાય છે. આમ બને પક્ષે થોડીક મુશ્કેલી છે. પરંતુ સમીક્ષકો શક્ય તેટલી ઝડપે સમીક્ષા લખી આપે અને પ્રકાશકો પણ પુસ્તકો મોકલવાની બાબતમાં માત્ર ધંધાદારી વૃત્તિથી ન જોતાં સાહિત્ય-પ્રીત્યર્થે જ પુસ્તકો મોકલે તો એકંદરે બંનેને લાભ છે અને છેવટે ગુજરાતની પ્રજાને પણ ખરો જ.

સાહિત્યમાં, પણ હવે લોકશાહીનો યુગ આવે છે ત્યારે દર વર્ષે સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થાય તેમાં આશ્ચર્ય નથી. અલબત્ત, એ બધાં જ પુસ્તકો સાહિત્ય નામને યોગ્ય ન હોય. આ વર્ષનાં ખૂબ ખૂબ સંખ્યામાં પ્રગટ થયેલાં સાહિત્યનાં તેમજ સાહિત્યેતર પુસ્તકોમાંથી મને નાનામોટા થઈને લગભગ સાઠ જેટલાં પુસ્તકો મને સમીક્ષાર્થે મળ્યાં છે. એમાંથી બાલસાહિત્યનો મોટો જથ્થો બાદ કરતાં નવલકથાનું પ્રમાણ વિશેષ દેખાય છે. પચાસ કરતાં પણ વધારે નવલકથા સમીક્ષા માટે મને મળી છે. ટૂંકી વાર્તાના સંગ્રહની સંખ્યા પચીસેક જેટલી છે. નાટકો વીસની આસપાસ છે. લલિત સાહિત્યમાં આ વર્ષે સહુથી ઓછો ફાલ કવિતાનો દેખાય છે. કાવ્યકૃતિઓની સંખ્યા માત્ર દશની આસપાસની છે બાકીનાં પુસ્તકોનો લલિતેતર સાહિત્યમાં સમાવેશ થાય છે. તે વિભાગમાં તત્ત્વજ્ઞાન અને ચિંતન વિષયક નિબંધોનું પંડિત સુખલાલજીનું પુસ્તક 'દર્શન અને ચિંતન' (ભાગ ૧–૨) આ વર્ષનું શ્રેષ્ઠ પુસ્તક ગણી શકાય.

હવે પુસ્તકોની વિભાગવાર વિગતે સમીક્ષા કરીશું. સહુથી પ્રથમ કાવ્યવિભાગ લઈએ.

## કાવ્યવિભાગ

કાવ્યવિભાગમાં સંખ્યાદૃષ્ટિએ જોતાં પુસ્તકો ઓછાં છે, પરંતુ ચારેક કાવ્યસંગ્રહો એમની ગુણવત્તાને કારણે નોંધપાત્ર બની રહે છે. ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી જેવા ગાંધીયુગના પીઢ કવિની કલમ હજી આ દિશામાં પ્રવૃત્ત રહી છે એ એમનો 'કોડિયાં' કાવ્યસંગ્રહ જોતાં જણાય છે. એવા જ એક જૂના અભ્યાસી અને કેળવણીકાર આચાર્ય પ્રેમશંકર હ. ભટ્ટે 'તીર્થોદક' કાવ્યસંગ્રહ આ વર્ષે પ્રગટ કર્યો છે. અધ્યાપક શ્રી. જયંત પાઠક તથા શ્રી. મકરંદ દવે પણ અનુક્રમે 'મર્મર' તેમજ 'ગોરજ' કાવ્યસંગ્રહો દ્વારા નવીન કવિતાની લાક્ષણિકતાઓ સહેજે પ્રગટ કરે છે. એ સિવાય શ્રી. પૂંજાલાલ કાળિદાસની કૃતિ 'પ્રેરણા' પણ એક આશાસ્પદ કવિનો પરિચય કરાવી જાય છે.

હવે સહુ પ્રથમ ડૉ. શ્રીધરાણી–કૃત 'કોડિયાં' કાવ્યસંગ્રહની તપાસ કરીએ. આ કાવ્યસંગ્રહની એક વિશેષતા એ છે કે તેમાં ડૉ. શ્રીધરાણી ગાંધીયુગના કવિ તરીકે અને નવીન કવિ તરીકે એમ જૂના અને નવા

એવા બે સ્વરૂપે પ્રતીત થાય છે ઈ સ ૧૯૨૭ થી ૧૯૩૪ સુધીના તેમના કાવ્યો ગાંધીયુગના કવિ તરીકે તેમનો પરિચય કરાવે છે અને એ પછી ચૌદ વર્ષ બાદ ઈ સ ૧૯૪૮મા કવિ શ્રીધરાણી નવા કવિની અનેક લાક્ષણિકતાઓ પ્રગટ કરતી રચનાઓ આપે છે ઈ સ ૧૯૪૮ થી ૧૯૫૬ સુધીના તેમના કાવ્યો તેમનો નવા કવિ તરીકે પરિચય કરાવે છે

આમ દેખીતી રીતે 'કોડિયા' કાવ્યસગ્રહ બે વિભાગમા વહેચાઈ જાય છે શ્રીધરાણીએ કિશોરવયથી જ કાવ્યપ્રવૃત્તિનો આરંભ બાળકાવ્યો રચીને કરી દીધો હતો તેમના બાળકાવ્યોમા 'પતગિયુ અને ચમેલી' નોંધપાત્ર ગણાય કવિની રગદર્શિતા, તેમનામા સળવળતો વાર્તાકારનો જીવ અને તેમની શૈલીનુ માધુર્ય આ કાવ્યમા પ્રગટ થઈ ધીમે ધીમે વિકાસ પામતા દેખાય છે સહુ કોઈને આકર્ષક બને તેવુ આ કાવ્યનુ વસ્તુ એવુ છે કે ચમેલીને પોતાનાં પ્રિય સ્વજનને મળવાની હોંશ છે, પરતુ પાંખ વિના તેની આશાઓ સિદ્ધ થાય તેમ નથી, એટલે તે પતગિયાનો સહકાર શોધે છે સાધે છે પ્રકૃતિના આ કુમળા તત્ત્વો વચ્ચે સહકારની ભાવના છે જ એને પતગિયુ અને ચમેલી બને એક થતા તેના સુભગ ચિત્ર અને ચમત્કૃતિ કવિના જ શબ્દોમા જોઈએ તો–

ચમેલીનો દેહ રૂડો, ને
પતગિયાની પાંખ ધરી
પતગિયુ ને ચમેલી
એક થયા ને બની પરી

શ્રીધરાણીના કથાકાવ્યોમા 'સ્વરાજરક્ષક', 'સર્જકશ્રેષ્ઠ આગળા' 'પાપી', રૂપરાણી તેમની કવિત્વશક્તિના સારા દૃષ્ટાંત છે 'સ્વરાજરક્ષક' કાવ્યમા શિવાજીના સમયની સ્વામી રામદાસ-વિષયક એક દતકથા દ્વારા જે સ્વ-મતાનુ નીડરતાપૂર્વક રક્ષણ કરી શકે છે તે જ સાચો સ્વ-રાજ રક્ષક છે અને એવા તેજસ્વી પુરુષો એ જ દેશની દોલત છે એ વિચાર રજૂ થયો છે કાવ્યના આરભમા વક્તવ્યને અનુરૂપ પ્રકૃતિનિરૂપણ સરસ મઝાનો છદોલય, નાટ્યાત્મકતા વગેરેને કારણે કાવ્ય ઉચ્ચ કક્ષાનુ બન્યુ છે 'સર્જકશ્રેષ્ઠ આગળા'મા અગ્રેજોના રાજ્ય અમલમા એમની સ્વાર્થી કૂટ નીતિએ કનાકારોની જિંદગી કેમ બરબાદ કરી તેનુ વેધક વ્યનિયુક્ત ચિત્ર છે

'બેટા!' અહીં એ ભરી કાં ન આણે?'

એવા નાટયાત્મક ઉપાડથી કવિ ધીમે ધીમે વક્તવ્યને વિકસાવી ચોટ સાધી શકયા છે. કવિ શ્રીધરાણી એક કાબેલ નાટયકાર પણ છે ('વડલો, મોરનાં ઈંડાં, પદ્મિની'–નાટકોના કર્તા) તેની પ્રતીતિ કાવ્યોમાં તેમણે નિરૂપેલા સંઘર્ષ જોતાં પણ સહેજે થાય છે. 'પાપી' કાવ્ય પણ તેમની નાટયાત્મકતાનું સારું ઉદાહરણ છે. આ જ વિભાગમાં આવતું 'રૂપરાણી' જો તેમાં બીજી કથાના મિશ્રણને કારણે શિથિલ ન બન્યું હોત તો તે ઉત્તમ કોટિનું કાવ્ય થઈ શકે, તેમ કવિ શ્રીધરાણીની સર્જકતા અને વર્ણનકલા આ કાવ્યમાં ખાસ કરીને જહાંગીર–નૂરજહાંની મસ્તીના વર્ણનમાં પરાકાષ્ઠાએ પહોંચી છે, એમ કહી શકાય.

નૂરજહાંના વર્ણનની એક અનાયાસે નજરે ચડતી પંક્તિ એ કાવ્યમાંથી દષ્ટાંતરૂપે ટાંકીએ :

સમુદ્રના લાખ તુફાન સંઘરી
છાતી તણા બેઉ કપોતમાં ભર્યાં,
આષાઢની બીજકલા કટિ કરી,
મયૂરનાં નૃત્ય ઉપાંગમાં ભર્યાં.

(રૂપરાણી)

શ્રીધરાણીનું ચારુ કવિત્વ એમનાં વર્ણનોમાં સહેજે પ્રગટ થાય છે. બીજા બે ત્રણ નમૂના અત્રે નોંધીએ :

મોટો શ્યામ ગુલાબ સરીખો
અબોટો રૂપકોર મટયો,
બટમોગરની ચક્રવેણીએ
તિબેટ– શાલિગ્રામ જડ્યો
(લઘુતમ સાધારણ અવયવ)

* * *

પ્રભા તરલ નેનની, કમળ લાલી ગાલો તણી,
કલાપી સમ ડોક, ને અલક કોટિ કોટિ ગણી
અનાઘ્રત કુસુમદ્રોણ સમ બે ભરી છાતીને
દળંત નભમીજ શી ચપલ કેસરિણી કટિ,

હથેલી પદ્મપાનીની તરલ, આરતીની શિખા
સમી સકળ આંગળી........
(નિધનની પછીતે)

ગાંધીજીની સત્યાગ્રહસેનાના સૈનિક બનવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરી તેમના જીવનને નિકટથી અવલોકવાનો લહાવો મેળવનાર ગાંધીજીની ભાવનાઓથી રંગાયેલા આ કવિએ ગાંધીજી વિષયક પણ ઠીક ઠીક કાવ્યો રચ્યાં છે. એ પ્રકારનાં કાવ્યોમાં સંક્ષેપમાં ચિત્ર ખડું કરવાનું કૌશલ, પ્રાસ-સામર્થ્ય, ગુલબંકીની છટા અને વર્ણનમાં જોમ અને જીવંતપણાને કારણે 'સપૂત' કાવ્ય સહેજે જુદું તરી આવે છે.

પુત્ર-દાર!

જન્મ મૃત્યુના જુહાર!

જંપવું ન, જાલીમો ય જંપશે ન, સૌ ખુવાર!
મૃત્યુ કે સ્વતંત્રતા; લખી ન આ લલાટ હાર.

તેમજ

મોખરે ધપે હસી હસી જવાન ડોસલો!
સર્વ સાથ-કોઈના-બધું સમાન-એકલો!

જેવી પંક્તિઓ ચિરસ્મરણીય બની રહે તેવી છે. કાવ્ય પ્રવૃત્તિના આરંભના જ વર્ષમાં કવિએ

દાહભરી આંખો માતાની
તેનું તું આંસુ ટપકયું;

એવી સમર્થ પંક્તિઓ દ્વારા ગાંધીજીનું ચિત્ર રજૂ કર્યું હતું. આ વિભાગમાં 'પળે પાછો' કાવ્ય વિશે ઉમાશંકર કહે છે તેમ તેમાં માનવ-જીવનના વાસ્તવ અંગેનું દર્દભર્યું સંવેદન છે.

ગાંધીજીવિષયક રચાયેલા શ્રીધરાણીના અનેક કાવ્યો ગાંધીજીની સત્યાગ્રહ-ચળવળ સમયે ઉત્સાહઘેલી જનતાએ વધાવ્યાં હતા. ગાંધીજીની ભાવનાઓથી રંગાયેલા આ કવિના સમાજવાદ-તરફી વલણનો ઈશારો 'પૂજારી', 'ધૂમ્રસેર', 'દેવ', 'અવલોકિતેશ્વર' આદિ કાવ્યોમાં જણાશે.

ખેડૂતને અંગ માટી ભરાતી
અર્ઘ્ય ભર્યો નખમાં,
ધૂપ ભર્યો પરસેવો ઉતારી
ઘટ બજે ઘણમાં
પૂજારી સાચો આ!
(પૂજારી)

ઉપરની પંક્તિઓમાં શ્રમજીવી વર્ગ પ્રત્યેની કવિની સહાનુભૂતિ સ્પષ્ટ દેખાય છે 'વૃક્ષમે' નામમાં શ્રમજીવીઓની સ્થિતિનું કવિએ દોરેલું ચિત્ર એમની લાક્ષણિકતાનો સારો નમૂનો છે આ રહી એ પંક્તિઓ

દાડે મહીં હાથ પગો તૂટેના,
બળી બળી ખાખ થયેલ ફેફસાં
ફિક્કા, શુષ્ક મ્લાન મુખો ઝૂકેલા,
સ્ત્રીઓ તણાં વસ્ત્ર વણેલ મેલાનાં

શ્રીવગણીના ભક્તિવિષયક કાવ્યોમાં તેમજ આખા સંગ્રહમાં પણ પ્રથમ પંક્તિનું ગણી શકાય તેવું કાવ્ય તે 'આજ મારો અપરાધ છે રાજા' એમાં રાધા અને રાજાના યોગ-વિયોગનું સમર્થ ધ્વન્યાત્મક આલેખન છે પોતાના અપરાધને લીધે રાજાનો વિયોગ અનુભવતી તેની પળે પળ પ્રતીક્ષા કરતી રાધાના મનોભાવો

પાદડે પાંદડે પગના સૂર વાદળે તારી છાય
નિભૃત આસને કોકિલ કંઠમાં વાંસળી તારી વાય

જેવી પંક્તિઓમાં કલાત્મક રીતે નિરૂપાયા છે

રાધા અને રાજા એટલે કે જીવ અને આત્માના મિલનનું રહસ્યપૂર્ણ આલેખન કવિએ કુશળતાપૂર્વક કર્યું છે આત્માને સતત ઝંખતા જીવની આ એક કરુણતા છે કે અનિમેષ નેત્રે આત્માની વાટ જોતા જીવને આત્માનો જ્યારે મેળાપ થવાની વેળા આવે છે ત્યારે જીવ મૂર્છામાં પડેલો હોય છે આત્મા ક્યારે અને કેમ સરી ગયો તેની જીવને જાણ પણ થતી નથી માત્ર આત્માનો અવશેષ રહી ગયેલો પમરાટ જીવને સધિયારા-રૂપ બની રહે છે

જાણું નહિ! પણ જાગતાં અંગમાં મહેક્યું તારું કપૂર!

પરંતુ એક વાર આત્માની લગની લાગ્યા પછી આત્માની સાથે ઐક્યનો અનુભવ કર્યા પછી જીવને જંપ શેનો હોય ? આત્મા પ્રત્યે અનન્ય નિષ્ઠાવાન જીવ આત્માને પડકાર કરે છે :

આવજે એવું માગવું ના, પણ એક હું માગું વેણ;
એકદા તારે બારણે આવીશ પાઠવ્યા વિના કે'ણ.
જાગતો ના હામ હોય હૈયામાં, જોઉં તો તારું જોર!
ચેતજે રાજા ! મનમાળામાં પેસતાં કોઈ ચકોર !

શ્રીધરાણીનાં ભક્તિકાવ્યોમા તરી આવતી ત્રણ વસ્તુઓ તે પ્રભુમિલનનો તલસાટ, સર્વસમર્પણવૃત્તિ અને નિષ્ઠાવાન ભક્તહૃદયનો પ્રભુને પડકાર. જે કાવ્યો પરથી આ સંગ્રહનું શીર્ષક નક્કી થયું છે તે 'કોડિયાં' મા પણ આ જ લક્ષણો પ્રતીત થાય છે, જોકે એમા કવિના ઉડ્ડયનો બહુ ઊંચા જઈ શકયા નથી.

શ્રીધરાણીના સોનેટ કાવ્યોમા 'ભરતી' તેમજ 'સુકાન પર ટેકવી' સારાં છે, 'ભરતી' માં

ઊડે ધવલ ફેનથી વિખર કેશવાળી છટા

તેમજ

પછાડી મદમસ્ત ધીક : શિર રક્તના વારણા

જેવી પંક્તિઓમાં થોડાની ભરતી સાથેની સરખામણીનું સમર્થ આલેખન છે; 'સુકાન પર ટેકવી' મા સુકાન પર ઊભીને હાથની પડાળ કરી કમરથી નીચા નમી ધરણી-પ્રાંત ઊભેલી પત્નીને જોતા યાત્રીનું સુભગ વર્ણન છે. સાગર અને માનવ હૈયાની સરખામણી કરી છેવટ વિરહ-વર્ણનને યુગ્મમા સમેટતા અર્થાન્તરન્યાસી પંક્તિઓમા કવિ પોતાનો વિચાર પ્રગટ કરે છે :

મહાન વ્યોમ સર્જનો મહદ તેમ તેની વ્યથા
સખીરી, મુજ-તાહરી ટચુકડીય વ્હીલી કથા.

પ્રકૃતિકાવ્યોમા હરિગીત છંદનો ગીતરચનામા નવતર પ્રયોગ કરી પ્રકૃતિનાં ભીષણ વર્ણનોને કવિએ પ્રત્યક્ષ કર્યા છે. પ્રકૃતિના તાડવ વખતે-એની ક્રાંતિ વખતે માનવસમાજ તો બારણા પાછળ જ ગોધાઈ રહે છે. એને રૂઢ વહાલુ છે, ક્રાંતિ પ્રિય નથી, એ કવિનો કટાક્ષ છે. કવિ કહે છે તે પ્રમાણે પ્રકૃતિ ચેતન છે-માનવી જડ છે.

ભાગો બોગળ! ભાગો બોગળ
ખોલો બારી બારણાં
સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો!
સાદ દે મ્હેરામણા!

મહેરામણનો - પ્રકૃતિનો સાદ પડયો, બધાં જ જાગ્યાં પણ
એક માનવ ના ઊઠયા, એને મીઠી આત્મપ્રતારણા!
અને છેવટે કવિ કહે છે તેમ
એને ૨૬ વ્હાલું, મૃત્યુતુલ્ય નિદ્રામણા.

શ્રીધરાણીનાં પહેલા ગાળાનાં રચાયેલાં કાવ્યોની તપાસ પછી હવે બીજા ગાળામાં રચાયેલા તેમના કાવ્યો તપાસીએ. એવા કાવ્યોની સંખ્યા માંડ પંદરની હશે, એટલે પહેલા ગાળાની કાવ્યરચનાની સરખામણીમાં સંખ્યાદૃષ્ટિએ આ નવો ફાલ ખૂબ ઓછો ગણાય. પરંતુ શ્રીધરાણી આ બીજા ગાળામાં કાવ્યરચનાઓ લઈ પ્રગટ થાય છે ત્યારે એમની ભાષા, શૈલી, એમની ભાવના, એમનાં વિચાર-પ્રતીકો બધું જ બદલાઈ ગયું દેખાય છે. તદુપરાંત આપણી નવીન કવિતામાં થતા પ્રયોગો કરવામાંથી પણ શ્રીધરાણી મુક્ત નથી રહ્યા. એમનાં મૌન વર્ષો દરમ્યાન તો આખા માનવસમાજમાં જબરાં પરિવર્તનો આવી ગયા હતા. કવિ એથી પોતાની પદ્ધતિ પલટે છે અને નવા ઉન્મેષો સાધે છે. આ બીજા ગાળાના કાવ્યોમાં તરત ધ્યાન ખેંચે તેવું કાવ્ય 'આરમું દિલ્હી' છે. દિલ્હીનો ભૂતકાળ આલેખી ત્યાં રાજાશાહીમાંથી લોકશાહી કેમ વિકસતી ગઈ તેનો ચિતાર કવિ કલાત્મક રીતે આપતાં કહે છે:

વૃંદ–વાંસળી વાગી આજે જમનાજીને તીર;
ચણનાગ હાથો પર સંગીત રચી સુધીર.

એમ છતાં ન જાણે કેમ કવિને સ્વરાજપ્રાપ્તિ પછી ભાગતદર્શન નિરાશ કરનારું દેખાય છે. પહેલાંની કવિની ઊર્મિઊછળતી ભાવનાઓ પલટાઈને હવે કંઈક વક્રતા કવિહૃદયમાં પ્રવેશી દેખાય છે. એમની ભાષા પણ એથી વક્તવ્યને અનુરૂપ વ્યંગ્યાત્મક બની છે. જીવનનાં મૂલ્યોમાંથી, ગદ્દિય સરકારમાંથી કવિની શ્રદ્ધા ઓસરી છે અને એથી જ કડવા કટાક્ષ-મય ઉદ્ગારો કવિના હૃદયમાંથી નીકળે છે :

સર્વવ્યાપ્ત સરકાર બિરાજે, કવિને કરતી ભાટ,
જગલ છોડી દિલ્હી નાકે યોગી માડે હાટ,
પદવી છે, પહેરામણ છે, છે મિના એક અનેક,
રાજ્યસભા છે લોકસભા છે, ને જાવુ જો છેક,
રચજે કવિતા, લખજે નાટક, કરજે ગદ્યપ્રચાર!
નવ દિલ્હીના આકાર!

અણુપ્રયોગો કરનારી માનવજાતની સલામતી વિશે પણ કવિને શકા છે દિલ્હી શહેરને પ્રતીક-રૂપે લઈને કવિએ સ્વરાજપ્રાપ્તિ પછી ભારતદેશમા પ્રવર્તતી વિષમતાઓ પર સજ્જડ કટાક્ષ કર્યા છે કવિ કાવ્યને અતે કહે છે

ભવિષ્યની કાદાળી જ્યારે નમશે
નવી પેઢીઓ રટશે કે અવગણશે
જો ત્યા સુધીમા વિશ્વ નહિ શતકાર—
એક ચરુનો નકા થશે ટકાર
રૂપિયા, પૈસા નવા નીકળશે,
ભાતભાતની મ્હોરા મળશે,
નહિ જડશે તાજની છાપ
જડશે ચદ્રક એક અનેક,
નહિ જડશે શુદ્ધ વિવેક

'શુદ્ધ વિવેક' શબ્દ દ્વારા કવિએ ઘણુ ઘણુ કહી દીધુ છે કવિ હૃદયની એવી જ બળબળતી કટાક્ષવાણી 'ઘરઝૂરના'મા

ઊખડેલા નવ આબા ઊગે!
ઘરે ઊગેલા આબે પૂગે!

જેવી પક્તિઓમા પણ દેખાશે

'મીણબત્તી'મા કવિ નવીન કવિઓની સાથે સ્થાન જમાવતા દેખાય છે ઉમાશકર આ કાવ્ય વિશે લખે છે

""મીણબત્તી" જેવામા ચિનાકન પણ હિમતભર્યું છે વીજળીના દીવા ગુલ થાય છે તેનુ વર્ણન 'વીજળી તેલ તપેલુ ખાવી' એવા એકી સાથે ઘરગથ્થુ અને બેકાર લાગતા ચિત્રથી થયુ છે દાદા આળસ-પાળ'

જેવા હોઠ–અપાર ઉપર દીવાસળીની ચુબન ઉ મા મળતા મીણબત્તી પ્રેમ વેદના દ્વારા પુર્નજીવન પામતા અને બીજાઓને પમાડતા લઘુક જીવનનુ પ્રતીક બની રહે છે '

નવી કવિતામા નવા નવા ભાવપ્રતીકો યોજવાનુ ફૈશન આ કાવ્ય મા જણાશે તેમ છતા અનેક નવી કવિતાઓના જેમ આ મા ય પણ માત્ર નવીન પ્રતીક યોજનાથી મા તત્વની કોટીએ પહોચતુ નથી એ વાત સિદ્ધ કરે છે

કવિ શ્રીધરાણીના આ બીજા ગાળાના કાવ્યોમા ચિત્તને સ્પર્શ તેવુ મા ય માત્ર 'આત્મનુ નિ હી' છ છતા તો જાણે કે કવિપ્રતિભા કોઈ નવીન ઉન્મેષ માટે મથતી હોય તેમ આ નવા કાવ્યો જોતા જણાય છે એમની એ પ્રતિભાના પરિપાક રૂપ હજી ગુજરાતને મળવા બાકી છે હવે પછીનો સ ગ્રહ એ આશા પૂરી પાડશે એવી અપેક્ષા રહે છે ૧

'કોડિયા' પછી આચાર્ય પ્રેમશ કર ભ ના કાવ્યસગ્રહ 'તીર્થોદક નો આસ્વાદ કરીએ 'તીર્થોદક' તો આ કવિનો બીજો કા વ્સ ગ્રહ ગણાય એમની કાવ્યશક્તિનો વિકાસ આ સ ગ્રહ જોતા તરત જ પ્રતીત થતો જણાશે આ પૂર્વે ધરિત્રી અને 'શ્રીમ ગલ' દ્વારા તેમણે કા યપ્રવૃત્તિ નો આરંભ કર્યો હતો

શ્રી પ્રેમશ કર ભ કવિ હોવા ઉપરાત નવલકથાકાર અને વિવેચક પણ છે 'બીજલ' નવલકથામા પણ શ્રી અન તરાય રાવળ કહે છે તેમ એમનુ કા યત્વ ઢંકાયા વિના રહી શ ક્યુ નથી 'મધુપર્ક' એમની શ્રમ સાધનાના પરિપાક-રૂપ વિવેચન અને સ શોધન લેખોનો સ ગ્રહ છે

અનેક ક્ષેત્રમા કલમ અજમાવી ટોવા છતા શ્રી આચાર્ય ભ ની પ્રતિભા કવિની છે એમ કહી શકાય એ પ્રતિભા 'તીર્થોદક મા જોવી હોય તો આરંભો કર્ણનુ શ્રાદ્ધ' એ કાવ્ય અવશ્ય જોવુ ઘટે વિવેચક અન તરાય રાવળે એને સ ગ્રહની ઉત્તમ કૃતિ ગણાવા પાત્ર કહી છે કુરુક્ષેત્રના યુદ્ધની સમાપ્તિ પછી ગભીર અને શોકમગ્ન યુધિષ્ઠિરના ચિત્તમા એક પછી એક જાગતા સ્મરણો પૂરા નાટ્યકૌશલથી કવિએ રજૂ કર્યા છે યુધિષ્ઠિરના ચિત્તમા નાયક બનીને કર્ણ ઊભો છે એ કર્ણને જ કારણે આ કુરુક્ષેત્રનુ

૧ બહુ દુ ખની વાત છે કે આ લખાયા પછી શ્રીધરાણીનુ અકાળ અવસાન થયુ છે

યુદ્ધ સળગ્યું. કર્ણનાં અપમાનોમાં પોતાનો હિસ્સો કેટલો બધો હતો! કર્ણને તેઓ જાળવી શક્યા નહિ, તેને તુચ્છકાર્યો. કર્ણના જીવનના પ્રસંગો મહાભારતની મૂળ કથામાં નજીવા ફેરફાર સાથે કવિએ હૃદયસ્પર્શી રીતે અને આધુનિક યુગના પ્રશ્ન લેખે રજૂ કર્યા છે. યુધિષ્ઠિરના જીવનને સંતાપતી એમની આ સ્મૃતિઓ તખ્તા પર સફળતાપૂર્વક રજૂ થઈ શકે. આખું કાવ્ય સુંદર ભાવવાહી પદ્યરૂપક બની શકે તેવી ગુંજાયશ તેમાં છે. છેલ્લે કુંતાના ઉદ્‌ગારો

......................આર બો શ્રાદ્ધ સત્વર;
પ્રથમ કર્ણનું, તારો હતો એ જ્યેષ્ઠ ભ્રાતર.

કાવ્યના અંતને ચોટદાર બનાવી જાય છે. આ આખુંય કાવ્ય વર્ણન, વિચાર, નાટ્યતત્ત્વ તેમજ શૈલીની દૃષ્ટિએ તપાસતાં કવિની પાંગરેલી કાવ્યશક્તિના નમૂના-રૂપ બની રહેશે.

'તીર્થોદક'માં આ સિવાય બીજાં નોંધપાત્ર કાવ્યો, કવિની હૃદયવેદના વ્યક્ત કરે છે. સ્વરાજ મળ્યા પછી દેશની દુર્દશા, હત્યાકાંડો, ગાંધીજીની હત્યા વગેરે ઘટનાઓએ ઘણા કવિઓના હૃદયને હલાવ્યાં છે આ કવિએ પણ 'કયારે ચક્ર પુનઃ ધરે' એ કાવ્યમાં એમની વેદનાને સચોટ રીતે વ્યક્ત કરી છે.

'જ્યોતિ ક્યાંય ઝગે ના, ને દિશાદોર ન લાધતો' હોય તેમજ ધરિત્રી હીબકાં ભરતી હોય ત્યારે કવિની વેદના પ્રશ્ન દ્વારા વ્યક્ત થાય છે:

'વિભૂતિ કોક જન્મીને કયારે ચક્ર પુનઃ ધરે!

આ કાવ્ય પણ એમની શક્તિનું ઉદાહરણ બની રહે છે એ જ વિષયને નિરૂપતાં બીજાં કાવ્યો જુદી જુદી રીતિએ રચાયેલાં તે 'આ ધરતી પર', 'મનહારી મુંબઈ', 'નેનો ઢૂંઢે છે વ્યર્થ' આદિ ગણી શકાય. આ કાવ્યોમાં કવિની નિરાશાના પડઘા પડતા દેખાય છે. વિષય ઘણુંખરું એકનો એક જ છતાં રચનાશૈલીનું વૈશિષ્ટ્ય હોવાને કારણે કાવ્યોમાં એકવિધતાનો દોષ પ્રવેશ્યો નથી.

'ઊડી આંધી', 'ઝરણું એ', 'તું પાપ કર માફ' વગેરે કવિહૃદયની ઉચ્ચ ભાવનાને વ્યક્ત કરનારાં કાવ્યો છે.

લગભગ એંસી જેટલી રચનાઓમાં વૃત્તબદ્ધ કાવ્યો અલ્પ સંખ્યામાં હોવા છતાં તેમાં વિષય તેમજ રચનાનું વૈવિધ્ય નોંધપાત્ર બને છે. આ કાવ્યોમાં મુક્તકો, સૉનેટો, ઊર્મિકાવ્યો, ખંડકાવ્ય વગેરે વિવિધ પ્રકારોનો પણ સમાવેશ થાય છે આ સંગ્રહમાં ગાંધીયુગની કવિતાની અનેક અસરો જોવા મળતી હોવા છતાં નવી કવિતાની ખૂબ ચર્ચાતી પ્રયોગશીલતાને કવિએ ટાળી દેખાય છે. શિખરિણી, મંદાક્રાન્તા અંજની, હરિગીત વગેરે છંદો કવિએ કુશળતાપૂર્વક યોજ્યા છે.

'તીર્થોદક'માં સંખ્યાની દષ્ટિએ ગીતરચનાઓનુ પ્રમાણ વિપુલ છે; જો કે કવિના વૃત્તબદ્ધ કાવ્યોની પ્રતિભા આ ગીતરચનાઓમાં ખાસ નજરે પડતી નથી. આ ગીતોમા પ્રકૃતિના, પ્રણયનાં, વસંતના, જીવનના, ઉલ્લાસનાં ગીતો છે અને વિવિધ ઢાળોમા તે રચાયેલા છે. કલ્પના, માધુર્ય, પદાવલિ વગેરેની દષ્ટિએ કેટલાક ગીતો લોકપ્રિય થઇ શકે તેવાં છે. એવાં ઉચ્ચ કોટિનાં ગીતોમા 'ઉડા ચંદરવા બંધાવો', 'હૈયે મધુરપ ડંખે છે', 'ચટકરંગ ચૂંદડીનો', 'ફૂલે ભમ્મરિયો છલકાય', 'આગણુ આવોને', 'એક તપસી'નો ઉલ્લેખ કરવો જોઈએ. માયમાના ગીતો પણ રંગત જમાવે તેવાં છે. કેટલાંક ગીતો લોકઓળીના પ્રયોગોને કારણે પણ ધ્યાન ખેંચશે. આ સફળ ગીત-રચનાઓ કવિની ગીતશક્તિનો પણ સારો પરચો કરાવે છે.

શ્રી. પ્રેમશંકર ભટ્ટનો 'તીર્થોદક' કાવ્યસંગ્રહ વાચ્યા પછી સહેજે એવી છાપ પડે છે કે કવિ આ ક્ષેત્રે પોતાની શક્તિઓને યોગ્ય રીતે ઝળકાવી શક્યા છે. ભાવકને અપીલ કરે તેવાં ઘણાં તત્ત્વો એમની રચનાઓમાં પડેલાં હોવાથી કાવ્યરસિક જનતા આ સંગ્રહ વાંચતા અવશ્ય આહ્લાદ અનુભવશે.

હવે નવીન કવિઓમા શ્રી. મકરંદ દવેનો પ્રગટ થયેલો 'ગોરજ' કાવ્યસંગ્રહ અવલોકીશું.

શ્રી. મકરન્દ દવેનો કાવ્યસંગ્રહ 'ગોરજ' આ વર્ષના જ નહિ બલકે તમામ નવી કવિતાના સંગ્રહોમાં પણ પોતાનું સ્થાન મેળવી શકે તેવી ગુણવત્તાવાળો છે.

'ગોરજ ટાણે' કિરણોની લખ લખ પીંછી છંટતી હોય અને અમરખી રેણુ ઊડતી હોય ત્યારે બાગળે બેસી સાંજ સવાર નીરખતા કવિની આતમ-ધેનુ પણ કોઇ અદૃશ્ય ગોવાળના વિરહમાં ઝૂરતી દેખાય છે. કોઇ દી

એનો આવશે વારો અને એ ધેનુ પામશે અસીમ ચારો એ કવિની અભિલાષા કદી આથમતી નથી. ત્યારે કોઇ અગોચર તત્ત્વને પામવાની ઝંખના, એ માટે એમનો ઝુરાપો, એ કવિનાં ભક્તિકાવ્યોનો મુખ્ય વિષય છે.

હે અરૂપ, આકૃત થા,
હે મા, જાગૃત થા; જાગૃત થા!

એ પંક્તિઓમાં સહેજે કવિની ભાવનાનો રણકાર સંભળાશે.

'પ્રેમાળ અંકે', 'રટણા', 'અસંભવ ચરણે', 'પ્રાણ પિયાસી', 'સપનાં સપનાં', 'નિકટ હરિનો દેશ', 'આવો' પ્રથમીનો પોકાર', 'પંખી આંધળું' વગેરે કાવ્યો-ગીતોમાં કવિ પોતાની આરઝુ તેમજ ક્વચિત્ મિલનની આનંદોર્મિ સબળપણે વ્યક્ત કરી શક્યા છે.

ઝંઝાની ઝંકૃતિમાં પ્રલય મચવતી રુદ્રમૂર્તિ તું માતા,
ને તોયે રોજ તારો મુજ પર ફરતો વ્હાલનો વાયુસ્પર્શ.
(પ્રેમાળ અંકે)

મન જીવન-મૃત્યુને તટે,
તવ હો નામ રટે રટે રટે.
(રટણા)

ભીનાં નયન, પુલક તનુ, ઘૂમત વાર વાર મદમાતો,
મસ્ત હવે મકરન્દ નાચ ગોવિન્દગાન ગુણ ગાતો.
(હરિની વાતો)

અમે રે સૂકું રનું પૂમડું,
તમે અત્તર રંગીલા રસદાર,
તરબોળી દ્યોને તારેતારને;
વીંધો અમને વ્હાલા આરપાર
આવો, રે આવો હો જીવણ આમના.
(આવો)

ઊંડેરી વનરામાં પંખી આંધળું,
ભમે કંઈ પાંખોને પછડાટ જી;
આંખોના ઓલાયા જેના દીવડા,
ગરુ એને દિયો તેજલ વાટ જી.
(પંખી આંધળું)

આવી કેટલીક કડિકાઓ કવિની ઉત્કટ ઊર્મિનાં દૃષ્ટાંત લેખે ટાંકી શકાય. આ સંગ્રહનું સૌથી મોટું આકર્ષણ તેનાં ભક્તિકાવ્યો છે. આ ભક્તિકાવ્યોમાં કેટલાંક અંગ્રેજી પરથી અનુવાદો છે, કેટલાંક કાવ્ય લોક-સાહિત્યનાં ભજનોની યાદ દર્શાવનારાં છે, તો વળી કેટલાંક મીરાંનાં ભજનોની યાદમાં રચાયાં છે 'પ્રથમીનો પોકાર'માં

હે ગરવાના ગેબી,
ખૂડતલ બેડીને ક્યારે તારશો ?
લાગી રૂંવે રૂંવે લાય,
સ્વામી, થાજો વેગે સહાય;
હે મનખાના મોભી,
દવ તો દવડાંના ક્યારે ઠારશો ?

એમાં લોકબોલીનું સામર્થ્ય પણ દેખાશે. સૌરાષ્ટ્રના આ કવિ સૌરાષ્ટ્રની લોકબોલીમાં ઉપરાંત શિષ્ટ સંસ્કૃતમય શૈલીમાં પણ અનેક સુંદર કાવ્યો રચી શક્યા છે.

કવિની વર્ણનછટા, ચિત્રાત્મક શક્તિ, નવાં નવાં રૂપકો યોજવાનું કૌશલ, વગેરે માટે 'શિકારી', 'ચિત્તાની ચાલ', 'આભને ચરિયાણે', 'કલાકાર વૈશાખી', 'આભના વણઝારા', 'મસ્ત મદારી' વગેરે કાવ્યો-ગીતો જોવાં જોઈએ. અહીં થોડાંક દૃષ્ટાંત નોંધીશું.

'શિકારી' કાવ્યમાં બાજના પંજામાં પકડાયેલાં પારેવાનું ચિત્ર:

ત્યાં હવા ચીરતી
સકંપ ભયઘોર ચીસ દળતી, દબાતી ગભ,
પડેલ મૃદુ કંઠ પે નખ કઠોર પંજા તણા.
જરાક ફફડાટને અવશ માંસ પિંડો હવે
પડ્યો પકડમાં ... ..... '

'અભાગી જિન્દગી' કાવ્યમાં ગામડાનું ચિત્ર:

ડુંગરની ગીધવાડી ટોકને પંજા તળે
ગામડું ચકલાં તણાં ચુંથાયલાં માળા સમું.

'કલાકાર વૈશાખી'માં આગનું ચિત્ર:

હે કળાકાર વૈશાખી !
અગનીની આંગળીએ તેં તો
પીંછી રમતી રાખી
હે કળાકાર વૈશાખી
* * *
ગુલમહોરની તારી ટચકે
કાવા કોળી આખી
હે કળાકાર વૈશાખી.

એ સિવાય 'આમને ચરિયાણે', 'ચિત્તાની ચાલે' તો બંને આખાં કાવ્યો જ કવિની ચિત્રાત્મક શૈલી તેમજ પ્રતીકયોજનાના કૌશલ માટે જોવાં જોઈએ.

કવિએ 'ચાદરાણું' અને 'બિંદી' મા કેટલાક મુક્તકોનો પણ કસબ અજમાવી જોયો છે 'રાખના મસાલા', 'અન્ય રુદન' જેવાં મુક્તકો ચોટદાર છે.

આ સંગ્રહમા નવી કવિતામા જોવા મળતું વિષયવૈવિધ્ય, નવીન પ્રતીકયોજના, છંદપ્રયોગો, વાસ્તવનિરૂપણ એ બધું જોવા મળે છે 'ગોરજ' ના કવિ પ્રયોગશીલ હોવા છતા પ્રયોગખોરીમા તે સરી પડ્યા નથી.

એમના વાસ્તવદર્શી અથવા તો જમાનાના દંભ અને અસંતોષને વ્યક્ત કરવા મથતાં કાવ્યોમા 'કળાકારને માનપત્ર', 'મુદ્દામાલ', 'એ જ સમજાતું નથી', 'મહાગીની નિગધારી' વગેરે નોંધી શકાય જો કે આ પ્રકારના વિષયનિરૂપણમા કવિના સફળતા દેખાતી નથી, છતા ખલીલ જિબ્રાનના Pity the Nation કાવ્ય ઉપરના થયેલો 'એ દેશની ખાન્તે

છંદની બાબતમાં વિવિધ અક્ષરમેળ વૃત્તો ઉપરાંત કવિએ નવી કવિતામાં વ્યાપક બનેલાં પરંપરિત ઝૂલણા અને હરિગીત પણ સફળતાપૂર્વક પ્રયોજ્યાં છે 'એષણાઓ અબોટી' કાવ્યમાં

એષણાઓ અબોટી
પ્રાપ્તિ કેરા અધર તરપે
તો ય ત્રૂટે વિખૂટી
સુગંધનું નિત્ય પ્રશાંતરૂપ
પળે પળે આગ પ્રસારી ઝંખતો
ધૂંધવે પ્રાણ—ધૂપ.

એ પંક્તિઓ મંદાક્રાન્તા તેમજ છન્દ જાતના ટુકડાઓના મિશ્રણનો તેમજ 'કેરા' કાવ્યમાં

અબૂઝ્યા અગ્નિની
બન બન વિહરે ગંધ ઉન્મત્ત ભીની.

એ પંક્તિઓમાં ખંડશિખરિણી તેમજ તેમાં પણ લઘુગુરુ અક્ષરોની વધઘટના પ્રયોગો ધ્યાન ખેંચશે. નવી કવિતાની અનેક વિશિષ્ટતાઓ વ્યક્ત કરતો અને છતાં પ્રયોગોના આડંબરથી મુક્ત રહેલો આ 'ગોરજ' કાવ્યસંગ્રહ આવકારપાત્ર છે.

શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી રચિત 'કોડિયાં'ની જેમ શ્રી. જયંત પાઠકકૃત 'મર્મર' પણ આ વર્ષે પ્રગટ થયેલી બીજી સંવર્ધિત આવૃત્તિ છે. એમાં સૌમ્ય, કૌતુકભાવ, ભાષા-વસ્તુ સૌંદર્ય છંદકૌશલ, ઉપમાનોનું નાવીન્ય આદિ લક્ષણો તરત ધ્યાન ખેંચશે. પાઠકનાં ગ્રીષ્મ કાવ્યોમાંથી દૃષ્ટાન્ત–રૂપે 'ગ્રીષ્મ-મધ્યાહ્ન'નું કાવ્ય જોઈએ. તેની પહેલી જ કડીમાં કવિએ બપોરનું ચિત્ર આબેહૂબ ઉપમાવ્યું છે :

શો દીર્ઘ આ સમયઃ ગ્રીષ્મ તણો બપોર !
જાણે પ્રયોજન વિનાની પ્રલંબ વાણી;
કે રૂઢ આળસુ જ્યો અજગર તાણી;
શો કુંભકર્ણ દિન ! આળસુ ને નઠોર.

બીજી કડીમાંથી બપોરનો વાસ્તવિક અનુભવ કરાવતી એક જ પંક્તિ જોઈએ:

'શાં ચિત્રમૂક ખગ – ચાંચ છતાં ખૂલેલી'!

'ઉનાળાનો દિવસ' એ કાવ્ય પણ શ્રી પાઠકના કવિત્વનો સારો નમૂનો છે કવિએ વસંતથી આરંભ કરીને શરદ સુધીનાં કાવ્યો આ સંગ્રહમાં પ્રગટ કર્યાં છે. તેમાં ગ્રીષ્મના કાવ્યો પ્રથમ પંક્તિનાં કહી શકાય.

'મર્મર' ના સોનેટ કાવ્યોમાં 'મને થતુ' એની ચોટને કારણે આકર્ષક બની રહે તેવું છે. એક યુવાન પોતાની નિરૂપ પત્નીને સંસારમાં દાઝેલે હૈયે નભાવી રહ્યો છે. એની સૌંદર્ય – તૃષા છીપે એવું લાવણ્ય એ બિચારી પત્નીમાં નથી, પરંતુ એ પત્ની આ પુરુષને એક બાળકની ભેટ આપે છે બાળક અને માતાનો સ્નેહ આ પુરુષ નિહાળે છે

અને લઘુક પિણ્ડ – જીવનથી ઊભરાતું શિશુ
થતું ઘૂંટણભેર, છાતી મહીં આવી છુપાય ને
હસે નયન માતને નીરખી નેહની છાલક,

અને કવિ વિચારે છેઃ

તને અગર ચાહવા બની શકાય જો બાલક!

પોતાની પત્નીને ચાહવાનો આ જ રસ્તો માત્ર પતિ પાસે રહ્યો છે!

આ સંગ્રહમાં શ્રી. પાઠકના બે દીર્ઘ સંવાદકાવ્યો 'ઊર્મિલા – લક્ષ્મણ' અને 'બુદ્ધ અને શાન્તિ' નોંધપાત્ર કહી શકાય તેમાં પહેલું વધારે ચડિયાતું દેખાય છે. એમા પ્રસંગ તો બોટાદકરના 'ઊર્મિલા' કાવ્યમાં રજૂ થઈ ગયેલો જૂનો જ છે, પરંતુ કાવ્યની પદ્ધતિ નવી છે અને ઊર્મિલાને કવિએ જરા તત્ત્વજ્ઞાની ચીતરી છે. લક્ષ્મણને ધીરજ આપતી ઊર્મિલાના ઉદ્ગારો જોઈએઃ

ધરો ધૈર્ય ઉર નાથ, કર્તવ્યો કેરી જાળ છે
સંકુલા, સૃષ્ટિની એવી અટપટી ઘટમાળ છે.

બોટાદકરની ઊર્મિલા કરતા શ્રી. પાઠકની ઊર્મિલા જુદી પડે છે, ભાવનાની દૃષ્ટિએ નહિ પણ વિચારની દૃષ્ટિએ. બોટાદકરની ઊર્મિલા આત્મ-સમર્પણ કરનારી ઊર્મિશીન આર્ય નારીનુ પ્રતીક છે. પાઠકની ઊર્મિલામાં ક્યાક આધુનિક યુવતીનુ પ્રતિબિંબ જણાય છે. અનુષ્ટુપ ૭૬ પરનો પ્રશસ્ય કાબૂ આ કાવ્યમા જોઈ શકાય છે

'મર્મર'ના મુક્તકોમાં 'હે કૃષ્ણ' ચોટદાર છે. કવિ કહે છે :

મૂકો ભલે તમ સુદર્શન દેહું ધરી;
કિન્તુ કરો ન અળગી અધરેથી બંસી.

જિંદગી અને મરણનું રહસ્ય પણ જાણી બેઠેલો આ કવિ છાતી ઠોકીને એક મુક્તકમાં જાણે કહી રહ્યા છે:

મને જિંદગી ને મરણની ખબર છે.

કાવ્યોમાં કવિની જે શક્તિઓ પ્રગટ થાય છે તેની એમનાં ગીતોમાં પણ ઊણપ દેખાતી નથી. વતનને ઝાંઝરમાં ખોતી એક અલકમલકની અલબેલડીનું ગીત 'અલબેલી' મધુરું ગીત છે. 'ચંપાનો છોડ' પણ સારું ગીત છે. એની પહેલી બે પંક્તિ જ જોઈએ :

આ વર્ષે એક કાવ્યસંગ્રહ 'પ્રેરણા' શ્રી. પ્રભુલાલ કાલિદાસ વ્યાસે પ્રસિદ્ધ કર્યો છે. એમાં મોટે ભાગે ઈ.સ. ૧૯૩૦ થી ૧૯૫૦ના ગાળામાં રચાયેલી કૃતિઓ છે છેલ્લે ગાંધીજી વિશેનું 'વેરનાં વિષ ધોળીને' ઈ.સ. ૧૯૫૪ માં અને 'પુત્ર છેદ' ઈ. સ. ૧૯૫૭ માં એટલે કે આ જ વર્ષમાં રચાયું છે.

આ કાવ્સંગ્રહમાં કવિની કુદરતનાં વર્ણન કરવાની શક્તિ, પ્રકૃતિના પદાર્થ ઉપરથી ચિંતન તારવવાની રીત, તેમ જ જીવન પ્રત્યેનો આશાવાદ ધ્યાન ખેંચે છે.

'ધૂપસળી' 'આવળ' 'તારના થાંભલાને' વગેરેમાં તે તે પદાર્થો જોઈને તેમાંથી કવિ જીવનમાં કર્તવ્ય વિશેનો બોધ તારવે છે.

પ્રકૃતિવર્ણનોમાં ખાસ કરીને વર્ષાનાં વર્ણનો તરફ કવિનું વલણ વિશેષ દેખાય છે. વર્ષાનાં તોફાનોનાં વર્ણન છટાપૂર્વક થયાં છે. 'સ્ફુરણ' 'તું યે – ધરણી મા!' 'ધર્મની બહેન' 'વ્યોમનો વ્યાધિ' વગેરે કાવ્યો ઉદાહરણ લેખે નોંધી શકાય.

સામાજિક કાવ્યોમાં કવિનો સમાજની અસમાનતા અને વિષમતા અંગેનો રોષ 'મરણ મિત્ર' 'શાને!' વગેરે કાવ્યોમાં જોઈ શકાય છે.

આ સંગ્રહમાં ચાર પાંચ ખંડકાવ્યો છે તેમાં 'ધર્મની બહેન' કાવ્ય ખોટાદકરના 'એભલવાળા' કાવ્યનું વસ્તુ નિરૂપે છે, જોકે ખોટાદકર જેવી શકિત અહીં દેખાતી નથી. 'શિવાજી – માસોજી' કાવ્ય શિવાજીની ખેલદિલી અને ખાનદાનીના પ્રસંગને નિરૂપે છે. શિવાજીની મનુષ્ય પારખવાની શક્તિ અને કદરદાની એ કાવ્યવિષય છે. 'કુંતિ અને કર્ણ' તેમજ 'વિષ – પાન' કવિની શકિતના સારા નમૂના છે. મહાભારત-યુદ્ધમાં કર્ણને પાંડવોના પક્ષે લાવવા કુંતી પોતાના પુત્ર કર્ણ પાસે જઈ તેને એ પોતાનો જ પુત્ર છે એવી પ્રતીતિ કરવાનો પ્રયાસ કરે છે. એ સમયે કર્ણના ઉદ્‌ગારો :

માતા તું મુજ સત્ય હોય જનની, ક્યાં કોઇ દી ના મળી,
કે પાંચાલી તણા સ્વયંર મહીં ના મુજ વારે ચડી?

ચોટદાર છે.

દુર્યોધન પ્રત્યે વફાદારીના સોગંદ ખાતા કર્ણ કહે છે :

દુર્યોધને પરમ પ્રેમથી પૃથ્વીપાન
સ્થાપ્યો; ન તે સમજ્યો; શું શું ભૂપાલ?
પૃથ્વી ટળે, અચળ મેરુ ટળે, જળે જો
પાણી શું પાવક, સુયોધનને છળું તો.

'વિષ-પાન' માં દેવદાનવોના સમુદ્રમથનનું અને શંકરના વિષપાનનું પૌરાણિક વસ્તુ છે. મથન-વેળાનું સુરેખ ચિત્ર શાર્દૂલની ચાર પંક્તિઓમાં કવિ આલેખી શક્યા છે:

મૂક્યો મંદર મેઘમંડલ સમો કો મસ્ત મહાકૂર્મ પે:
ને કીધું દ્રઢ નેતરું નગ પરે ઓ' વાસુકી નાગને,
આણી ઔષધિ કૈંક વિશ્વભરની નાખી દીધી સાગરે,
કેવો કૂર્મ, કરાલ નેતરું વળી, કેવો રવૈયો ખરે!

'વેરનાં વિષ ધોઈને' એ દાવાનળ હોલવવા જતા મહાત્મા ગાંધીની યાત્રા વર્ણવે છે, જો કે એમાં કવિ વિષયની યોગ્ય જમાવટ કરી શક્યા નથી.

આ સિવાય 'ભજન' 'વિમાનને' 'નહિ નહિ નમે' 'ક્યાં ગયા!' 'માળો લૂટાયો રણુ કાગડાનો' વગેરે કાવ્યો પણ કવિની શક્તિના સારા દૃષ્ટાંત છે કવિ પોતે વૈદ્યરાજ છે, એથી વ્યોમને પણ વ્યાધિગ્રસ્ત કલ્પવાનું ચૂકતા નથી. એ પંક્તિઓ અહીં ઉતારવા જેવી છે:

ઓચિંતા આમાશને ઉર ઉઠ્યો
મૂઝારો, બેભાન તાપેથી થાયે
કાળા કાળા વાદળા તમ્મરોથી
અંધારાં આખે અકારાં ભરાયા
ઉઠ્યો એને શ્વાસનો ધૈડકો ને
ઝંઝા ઘેરી ઘુમ્મરો ઘાટી થાતી
સૂ.સૂ. લાંબે દીર્ઘ નિશ્વાસ હાંફે
કંપી રે'તી કાય એ આચકીથી
મેઘો કેરી ગર્જના—ઉ હકાયે
મૂર્છા વ્યાધિ વીંટતો ઘોર ભારે.

બીજા કોઈ કોઈ કાવ્યમાં પણ (જેમ કે 'આવગ') એમના વેદપણાની પ્રતીત થાય છે ખરી

લગભગ વીસ વર્ષના ગાળામાં રચાયેલા આ કાવ્યો કવિ માટે સારી આશા જન્માવે છે કશી જાતના પ્રયોગ કે નવીનતાના મોહ વિના એમણે સરળ ભાવવાહી રીતે પોતાના ઊર્મિવિચારો આ કાવ્યો દ્વારા પ્રગટ કર્યા છે કાવ્યોના છંદની બાબતમાં કવિ પૃથ્વી શાર્દૂલ મંદાક્રાન્તા અનુષ્ટુપ એમ સારું વૈવિધ્ય લાવી શક્યા છે છંદો પર કવિનો સારો એવો કાબૂ પણ છે માત્રામેળ છંદમાં ભાગ્યેજ એકાદ કાવ્ય રચાયું છે, એ પ્રયોગો પણ કવિ કરી દેખાડે એમ ઇચ્છીએ

આ ક્ષેત્રમાં ગીત કાવ્યોનો એક સંગ્રહ 'નિગિગંધા' શ્રી પ્રીતમલાલ કવિએ પ્રસિદ્ધ કર્યો છે એમાં પ્રણયના પ્રકૃતિના ભક્તિના કાવ્યો ગીતો તેમજ કેટલીક મુશાયરા-મરની કવિતાઓનો પણ સમાવેશ થાય છે કવિએ નાનાલાલ બોટાદકર, મેઘાણી જેવા કવિઓની ભાવના ઝીલી છે એમ આ સંગ્રહની કૃતિઓ જોતા દેખાય છે પ્રારંભના કવિની કૃતિઓમાં જે અભિવ્યક્તિની કચાશ હોય તે આ કવિમાં પણ દેખાય છે છતાં 'શાંતિ' 'વિરહિણી' 'કંપન જાગે' 'એક નૂન' 'વટવૃક્ષ' 'સ્પર્શ મજ્જન' વગેરે કાવ્યો કવિની આશાસ્પદતા દર્શાવનારા છે 'અમે માનવ' એ ગઝલ પણ કવિના જુસ્સાને ઠીક ઠીક વ્યક્ત કરી શકી છે ખાસ કરીને કાવ્યની છેલ્લી બે પંક્તિઓ

અમે મંઝિલ સર કરશું, પ્રીતમ! પાછા નથી ફરતા
અમે માનવ વિનાશોની કજાઓથી નથી ડરતા'

શ્રી રમેશ પાઠકનો 'આપણાં હાલરડાં' નામથી હાલરડાંનો સંગ્રહ પ્રગટ થયો છે કૃષ્ણ-જશોદાના હાલરડાંથી પ્રારંભ કરી સંપાદકે તરગાળા તેમજ રબારીઓમાં ગવાતાં હાલરડાં પણ નોંધ્યા છે

'તમે મારા દેવના દીધેલ છો
આવ્યા ત્યારે અમર થઈને રહો'

અથવા

ભાઈ મારો ડાહ્યો ભાઈ તો પાટને બેસીને નાહ્યો,
પાટનો ગયો છે ખસી ભાઈ મારો ઉઠ્યો છે રે હસી—

જેવાં હજી પણ લોકજીભે રમી રહેલાં આ હાલરડાં હવેના જમાનામાં રેડિયો અને સિનેમા-રેકર્ડોનો પ્રચાર વધ્યો છે ત્યારે કેટલાં ટકશે એ પ્રશ્ન છે. એ દૃષ્ટિએ કવિએ આ સંગ્રહમાં જે હાલરડાં નોંધ્યાં છે તે એમની એક મહત્ત્વની પ્રવૃત્તિ ગણાશે. શ્રી ધૂમકેતુએ પણ આ સંપાદકની સેવાને બિરદાવી છે. આ જ સંપાદકનાં 'લગ્નગીતો'ની આ વર્ષે બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. લગ્ન તથા બીજા મંગલ પ્રસંગોએ ગવાતાં ગીતોનો આ સંગ્રહ છે. બીજી આવૃત્તિમાં થોડાંક ગીતો ઉમેરાયાં છે.

શ્રી. બોટાદકરની 'રાસતરંગિણી'ની આ વર્ષે દશમી આવૃત્તિ પ્રગટ થઈ છે તે જોઈ કવિનો આત્મા કેટલો પ્રસન્ન થતો હશે! ગુણિયલ ગુજરાતણોમાં એકની અપાર શ્રદ્ધા આ પુસ્તકની દશમી આવૃત્તિ સાચી ઠરાવે છે.

## નવલકથા

હવે નવલકથા વિભાગ તરફ વળીએ યુગે યુગે સાહિત્યનો આ પ્રકાર જનસમાજનો માનીતો રહ્યો છે અને રહેવાનો જ. માનવીની વાર્તાભૂખ દરેક જમાનામાં નવા નવા વાર્તાકારની અપેક્ષા રાખવાની જ. આ વર્ષે સમીક્ષાર્થે મળેલી નવલકથાઓનું પ્રમાણ બીજા બધા સાહિત્યપ્રકારો કરતાં વિશેષ છે. પચાસથીય વધુ નવલકથાઓ આ વર્ષે પ્રગટ થયેલી જણાય છે. એમાં જૂના પીઢ વાર્તાકારોની કલમ તો પ્રવૃત્ત થઈ છે જ, પરંતુ કેટલાક નવા નવા ઉદયમાન થતા વાર્તાલેખકોએ પણ પોતાની કૃતિઓ હોંશે હોંશે ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરી દેખાય છે. આ વર્ષની નવલકથાઓમાં ઐતિહાસિક નવલકથાઓ પણ ઠીક ઠીક જોવા મળે છે. શ્રી. ચુનીલાલ શાહ, ધૂમકેતુ, આચાર્ય વગેરે તો આ ક્ષેત્રમાં જાણીતા છે જ. શ્રી. ધૂમકેતુએ હવે મૌર્ય અને ગુપ્ત સમય પર પોતાની દૃષ્ટિ સ્થિર કરવા માંડી છે અને એ યુગોમાંથી રસભરી નવલકથાઓનું નિર્માણ કરવા તરફ તેમનું વલણ દેખાય છે.

ગુણવંતરાય આચાર્યે પોતાની વાર્તાસામગ્રી માટે વિજયનગરનો સુવર્ણયુગ પસંદ કર્યો છે. વિજયનગરના ઇતિહાસમાંથી અવનવી સામગ્રી એકત્રિત કરી તેમણે પણ શ્રી. ધૂમકેતુની જેમ નવલકથાની એક શ્રેણી રચવાના કોડ સેવ્યા દેખાય છે. આમ ગુજરાત સિવાય બીજા પ્રાંતો-

ના ઇતિહાસયુગો પર પણ ગુજરાતના લેખકોની દૃષ્ટિ જવા માડી છે તે એક શુભ ચિહ્ન છે શ્રી કનૈયાલાલ મુનશીએ ઈ સ ૧૯૨૦ ની આસપાસથી ૧૯૩૫ સુધીમા ગ ધીયુગને નવલકથામા ગૂથી ઇતિહાસના પ્રોક્ષણવાળી દળદાર નવલકથા પ્રકટ કરી છે એ સિવાય પન્નાલાલ પટેલ, શ્રી ચુનીલાલ મડિયા વગેરેનો કનમકસબ આ વર્ષે પણ શક્તિશાળી વરતાય છે નવોદિત લેખકોમા 'વિશ્વમિત્ર' ખાસ ધ્યાન ખેચે છે સમાજના પ્રશ્નો નવલકથામા ગૂથીને તેમણે પોતાની વાર્તાશક્તિનો પરિચય ગુજરાતને કરાવ્યો છે એવી જ રીતે શ્રી દેવશકર મહેતાએ સૌરાષ્ટ્રની ધરતીની ફોરમ પ્રગટ કરી છે એ સિવાય પશ્ચિમી તેમજ ભગિની ભાષાઓ મરાઠી બગાળી તેમજ હિદીમાથી અનુવાદો પણ ઠીક ઠીક પ્રમાણમા દેખાય છે આમ વિષય તેમજ વિભાગની દૃષ્ટિએ નવલકથાના ક્ષેત્રમા સારુ એવુ વૈવિધ્ય વરતાય છે

ગુજરાતના સમર્થ અને લોકપ્રિય નવલકથાકાર શ્રી કનૈયાલાલ મુનશીની 'તપસ્વિની' નવલકથાથી આ વિભાગની ચર્ચાનો આરભ કરીએ

રાજ્યપાલના હોદ્દા પરથી નિવૃત્ત થયા પછી શ્રી મુનશીએ લખેલી બે ભાગોમા વહેચાયેલી અને છતા અપૂર્ણ રહેલી એક વધુ નવલકથા **'તપસ્વિની'** આપણને મળે છે મુનશીની આ દળદાર નવલકથા એટલુ તો ચોક્કસ સૂચવે છે કે તેમની વાર્તાલેખન પ્રવૃત્તિ હજી મદ થઈ નથી અનેક કથાઓના મિશ્રણથી વિસ્તૃત બનતો વાર્તાપટ, ચબરાકીભર્યા સવાદો, રગદર્શી શૈલી વાર્તામા ચમત્કારી તત્ત્વોનું નિરૂપણ અતિમાનુષ કહી શકાય તેવા પાત્રો અને વાચકને આકર્ષી રાખે તેવી વાર્તાકથનની શક્તિ—મુનશીની નવલકથાના આ બધા લક્ષણો વત્તે ઓછે અશે 'તપસ્વિની'મા પણ મોજૂદ છે

ગાધીજીની સ્વતત્રતા માટેની પ્રવૃત્તિના મડાણ થયા તે સમયની ભૂમિકા લઈને મુનશીએ આ વાર્તા રચી તેમા બારડોલી સત્યાગ્રહ સામ્યવાદી પ્રવૃત્તિઓ દેશી રજવાડાના રગરાગ વગેરે બનાવોની ચિકિત્સા કરવાનો તેમણે પ્રયાસ કર્યો છે અગ્રેજીમા જેને (chronicle) તવારીખી નવલકથા કહે છે તેને લગતો આ પ્રકાર છે

વાર્તાનુ વસ્તુ નજીકના ભૂતકાળનુ જ હોવાથી તે વાચકના મનમા તાજુ હોવાને કારણે તેના પ્રશ્નો સમજવામા વાચકને સરળતા રહે એ એક

લાભ છે, તો બીજી તરફ એ પ્રશ્નો અંગે ચોક્કસ અભિપ્રાયો બાંધવામાં લેખક માટે ઉતાવળ થઈ જવાનો ભય પણ છે.

વાર્તાની મુખ્ય કથા શીલા અને રાધારમણની છે. રાધારમણ વિખ્યાત બૅરિસ્ટર છે, ખૂબ વિલાસી અને અહંભાવી છે. તેમના દામ્પત્યના થોડા દિવસો સુખમાં વીત્યા પછી ધીમે ધીમે રાધારમણની વિલાસવૃત્તિથી અને તેના સ્વાર્થ તથા અહંભાવથી શીલા ત્રાસે છે. એના રમણીવિહારોની વાતથી તેને ખૂબ આઘાત થાય છે. તેને શુદ્ધ પ્રેમની ઝંખના છે. વિલાસિતાને સ્થાને સાદાઈનો પ્રભાવ ધીમે ધીમે તેના જીવનમાં વધતો જાય છે.

એ જ અરસામાં વિલાયતથી બૅરિસ્ટર બનીને આવેલો ઉદય તેમના જીવનમાં પ્રવેશે છે ઉદયે પશ્ચિમની સુંદરી ઍલિસ સાથે લગ્ન કર્યું હતું, પણ ભારતનું વાતાવરણ ઍલિસને રુચ્યું નહિ. તેને એક પુત્ર હોવા છતાં તેણે ઉદયને મૂકી બીજા એક યુવાન-રણચંદાની સાથે સંબંધ રાખ્યો અને છેવટે તે ઇંગ્લૅન્ડ નાસી ગઈ.

ઉદય એક ઊગતો લેખક પણ હતો. તેણે 'તપસ્વિની' નામની એક નવલકથા લખી હતી. એ વાર્તામાં સરસ્વતી મંદિરનાં એક અધિષ્ઠાત્રી અને નૈષ્ઠિક બ્રહ્મચારિણીના જીવનમાં એક કવિનો પ્રવેશ થયો. તેની રગેરગમાં પ્રેમની ઊર્મિઓ ઊછળવા માંડી અને તેણે પોતાના બ્રહ્મચર્યની પણ આહુતિ આપી. આ બંને પ્રેમી આત્માઓ છેવટે રાજાના ઈર્ષાના ભોગ બની મૃત્યુ પામ્યા. રાજાએ તેમની નિદ્રાવસ્થામાં જ તેમનો શિરચ્છેદ કર્યો ઉદયની આ નવલકથાના વસ્તુ ઉપર આખી વાર્તાની ઇમારત રચવાનો લેખકનો પ્રયાસ હોય તેમ લાગે છે. શીલાએ ઉદયની નવલકથા વાંચી એના જીવનમાં પણ જાણે કે કવિનો પ્રવેશ થયો. તે ઉદયની તપસ્વિની બની. એક તરફ રાધારમણ પ્રત્યે શીલાની નિષ્ઠા અને બીજી તરફ કવિ ઉદય માટે સર્વસ્વનું સમર્પણ કરી દેવાનો તેનો તલસાટ એ સંઘર્ષ પહેલા ભાગમાં વ્યક્ત થયો છે. ઉદય અને શીલાનાં વલોપાતો, આત્મમંથનો, પ્રેમના તલસાટો વગેરેનું નિરૂપણ કેટલેક સ્થળે એમની આ પૂર્વની નવલકથાઓની પદ્ધતિનું જ સ્મરણ કરાવે છે; એટલે કે એમાં તાઝગી કે નવીનતા દેખાતાં નથી.

મુનશીની નવલકથાઓમાં આ પ્રકારના પ્રેમચિત્રનું નિરૂપણ વારંવાર ચર્ચાનો વિષય બન્યું છે. સમાજની રૂઢ નીતિભાવનાને આઘાત આપે તેવા પ્રસંગો નિરૂપવા માટે મુનશીને ઊધડા પણ લેવાયા છે. મુનશીએ તેની ખાસ તમા કરી નથી આ નવલકથામાં તેમણે કહેવાતા નીતિચુસ્તોની

ઠેકડી ઉડાવી છે. મત્તમયૂર જેવા કવિ અને કાલિદાસ વિદ્વાન જેવા તંત્રી ઉદયની 'તપસ્વિની' વાર્તા ઉપર તેમાં અનીતિને કારણે તૂટી પડે છે. મુનશી એમના જીવનની ભીતરના પ્રસંગો ઉપરથી પડદો ઊંચકી તેમની અનીતિ અને તેમના દુરાચારો ખુલ્લાં કરે છે. નીતિના આગ્રહી અને કહેવાતા નીતિચુસ્તોને મુનશીએ આ વાર્તામાં નિર્દય રીતે ઝાટકયા છે. એમની ઠઠ્ઠાખોરી મત્તમયૂરના પ્રસંગોમાં ખૂબ ખીલી ઊઠી છે.

આ નવલકથામાં રાધારમણની પત્ની શીલા અને ઉદય વચ્ચેના પ્રેમને વાર્તાના એક આધ્યાત્મિક પાત્ર રાજબા દ્વારા સમર્થન મળે છે તે આ વાર્તાની નવીનતા છે. રાજબા ઉદયની બહેન છે. તેને વારંવાર દર્શનો (vision) થાય છે, ભવિષ્યના બનાવોની આગાહી થાય છે. ઉદય અને શીલા વચ્ચેના પ્રેમને છેક સુધી તેનું સમર્થન મળતું રહે છે. ઉદય અને શીલા બંનેના જીવનમાં તે પ્રેરક બળ બની રહે છે.

રાજબાના વિવાહ રાજકુળના એક ભાયાત સમરસિંહ સાથે થવાના હતા ત્યારથી જ રાજબાનાં vision શરૂ થયાં હતાં. સમરસિંહને ગાદી મેળવવા માટે આઠ લાખ રૂપિયાની જરૂર હતી. પ્રેમકોટનાં મહારાણી હંસકુંવરબા સાથે તેને સંબંધ હતો; ઉદયની સાક્ષીએ તેમણે સમરસિંહને રૂપિયા અપાવ્યા. ઉદયની ગરજ પત્યા પછી રાજબા સાથેના વિવાહની વાત ખોરંભે નાખી સમરસિંહ અદૃશ્ય થઈ ગયો. મહારાજાના મૃત્યુ પછી સમરસિંહ અને હંસકુવરબાના રંગરાગો ચાલ્યા તેમાં સમરસિંહ સપડાયો. હંસકુંવરબાએ દસ્તાવેજો અને પત્રો પ્રગટ કરવાની ધમકી આપી ઉદયની સાક્ષી દસ્તાવેજમાં હતી એટલે ઉદયને હાથ કરવા માટે ફરી વાર રાજબા સાથે લગ્નની તેમણે પેરવી રચના માડી, પરંતુ રાજબા હવે આધ્યાત્મિકતાના ઉચ્ચ જીવનમાં પ્રવેશી ચૂકી હતી. રાજબા પાસે લગ્નની માગણી કરવા જતાં સમરસિંહ ધીમે ધીમે રાજબાના સૌમ્ય વ્યક્તિત્વના પ્રભાવ હેઠળ આવ્યો. એ દરમ્યાન હંસકુંવરબાએ બધી વાત ગાંધીજી સમક્ષ રજૂ કરી ન્યાય માગ્યો હતો. ગાંધીજીનો મંત્રી જગજીવન તપાસ માટે આવ્યો ત્યારે સમરસિંહ અને તેમના બેરિસ્ટર રાધારમણે તેને ઊંધા પાટા બંધાવ્યા. એ જ વખતે રાજબાએ વચમાં પડી સમરસિંહની વતી ગાંધીજીને એક પત્ર લખ્યો, પોતાના દુષ્ટ કૃત્યોનો એકરાર કર્યો. રાજવીના આધ્યાત્મિક જીવનમાં પણ રાજબા પ્રેરક બળ બની.

સમરસિંહ અને હંસકુંવરમાં અંગેનો પ્રણયપ્રવાહ રસિક અને દેશી રજવાડાની ખટપટમાં કૌતુક પ્રેરનારો છે રાજમાની આધ્યાત્મિકતાની અમર રાજમંગલમાં પણ વ્યક્ત થતી દેખાય છે રવિ ત્રિપાઠી—એક સામ્યવાદી કાર્યકર કોંગ્રેસમાં ભંગાણ પાડવા કોંગ્રેસ પક્ષમાં ભળે છે વીના ઉદય અને રાધારમણના જીવનથી તે પરિચિત હોવાથી તેમની વિરુદ્ધ ખટપટ કરી તે વીના અને રાધારમણનું દામ્પત્યજીવન છિન્નભિન્ન કરી નાખે છે આ કરતૂક કર્યા પછી રાજમાની દૃષ્ટિ એને દઝાડે છે એની આગળ એ લીરુતા અનુભવે છે છેવટે શુદ્ધ હૃદયનો બની રાજમાનો વિશ્વાસ સંપાદન કરે છે

રાજમાને લેખકે આ નવલકથાનું એક પ્રતિભાશાળી પાત્ર બનાવવાનો હેતુ રાખ્યો છે તેની નિર્દોષતા પવિત્રતા, તેનો આધ્યાત્મિક પ્રભાવ તેનું સૌમ્ય છતાં સહુને વશ કરનારું વ્યક્તિત્વ વગેરેનું નિરૂપણ અસરકારક બનાવવા લેખકે સારી જહેમત ઉઠાવી છે એમ છતાં વારંવાર એના દર્શનોનો ઉપયોગ વાર્તાની વસ્તુસંકલના માટે ભારરૂપ પણ બની રહે છે અને મુનશીના પ્રયાસ છતાં એ પાત્ર યોગ્ય ઉઠાવ પામી શકતું નથી

વાર્તાકાર મુનશીએ નવલકથામાં બારડોલીની લડત તેમાં વલ્લભભાઈનો પ્રભાવ, ગાંધીજીનું પ્રેરક વ્યક્તિત્વ રાજમત વગેરેની પણ ગૂંથણી કરી લીધી છે બારડોલીના લડત સાથે વાર્તાકારે સામ્યવાદીઓની યોજનાઓ પણ ગાઢા રંગે ચીતરી છે સામ્યવાદીઓની કુટિલ નીતિ તેમની જીવનરીતિ તેમના દંભ વગેરે પર મુનશીએ ખૂબ પ્રહાર કર્યા છે રવિ અને મોનાના પાત્રો દ્વારા મુનશીએ ભારતના સામ્યવાદની કુટિલતાઓ પ્રગટ કરી દીધી છે આ પ્રસંગોમાં પણ મુનશીને ટાખોર સ્વભાવ પ્રગટ થાય છે સામ્યવાદીઓ પરના તેમના કટાક્ષો ચમચમે તેવા છે મોના અને રવિના કામચલાઉ લગ્નજીવનના વર્ણનો એ રીતે જોવા જેવા છે એમના આ કટાક્ષો સ્વસ્થ નથી, તેમાં આવેશ છે પ્રચાર પણ છે અને બીજું ગુજરાતમાં બારડોલીના સત્યાગ્રહ વખતે સામ્યવાદની પ્રવૃત્તિ આટલી બધી વિકસિત એટલે કે ધ્યાનમાં આવે તેવી હતી પણ નહિ એટલે વાર્તાની સમયભૂમિકા સાથે એ બધી પ્રવૃત્તિઓ અસંગત લાગે છે અને વાર્તામાં Chronology આનુપૂર્વીનો દોષ આવે છે

ગાંધીજી અને બારડોલીની પ્રવૃત્તિના વર્ણનો અંગે પણ એક બે વાત ચર્ચા માગી લે તેવી છે

બારડોલીમાં જગજીવન નામનો કાર્યકર રાનીપરજના દૂબળાઓની સેવાનું કાર્ય કરે છે દૂબળાઓને તેમના વહેમોમાંથી મુક્ત કરવા તે ભૂવા જાદૂગરોની સહાય લઈ એમનાં બધાં દેવદેવનાને દરિયામાં પધરાવે છે જગજીવનની આ યુક્તિ રોચક છે રમૂજી તો છે જ પરંતુ એ જગજીવન જ્યારે દૂબળાઓને દેવદેવનાને સ્થાને નવા આવેલા ગાંધીદેવની પૂજા શિખવાડે છે તે વિચિત્ર લાગે છે વધુ આશ્ચર્ય તો એ વાતનું છે કે ખુદ ગાંધીજી પણ એ વાતને હસવામાં કાઢી નાખે છે ગાંધીપૂજામાં નોંધ સરખી ન પડે અથવા ગાંધીજીના મંદિરો ન રચાય કે તેમનામાં દેવત્વનું આરોપણ ન થાય તે માટે ગાંધીજી ખૂબ જાગ્રત હતા એવા પ્રયત્નોને તેમણે જાહેરમાં વારંવાર વખોડી કાઢ્યા છે વાર્તાકાર આ બીનાઓથી સુમાહિતગાર હોય જ છતાં આવી ઘટનાનું આલેખન થાય તે પ્રતીતિકર લાગે તેવી વાત નથી એવી જ રીતે હંસકુંવરબાના મામલાની તપાસ માટે ગાંધીજી જગજીવનને મોકલે છે રાધારમણ અને સમરસિંહ મને જાણી તેને સાવ ખોટી માહિતી આપી તેની પાસે ઊંધો જ હેવાલ તૈયાર કરાવે છે જગજીવન ભોળા ભાવે એમની બધી વાતો સ્વીકારતો હોય તેવો રજૂ થયો છે નવાઈ એ વાતની છે કે ગાંધીજીએ આવી મહત્ત્વની બાબતમાં તપાસ માટે નીમેલો માણસ કાચો કેમ હોય! સામાન્ય રીતે ગાંધીજીની પસંદગી નીવડેલા માણસ પર જ ઢળે એ કાચો પુરવાર થાય તો ગાંધીજી માટે નાલેશી કહેવાય

ગાંધીજી અંગેના આ બે મુદ્દાઓ ચર્ચાસ્પદ લાગવાથી તેમનો અહીં નિર્દેશ આવશ્યક બન્યો છે

નવલકથામાં આવતા ચમત્કારી તત્ત્વ વિશે પણ થોડુંક કહેવું આવશ્યક છે અરવિંદ આશ્રમ જતા રસ્તામાં રાજનને એક સ્વામીરાજનો પરિચય થાય છે સ્વામીરાજની કથા રસિક અને રોમાંચક છે ભૂતકાળમાં તે રાજુ ભટ્ટ હતા ત્યારે ચંદન નામની યુવતીના પ્રેમનો પરચો તેમને થયેલો તેમને માટે ચંદને જીવન સમર્પણ કર્યું પ્રેમના આ બલિદાનની રાજુ ભટ્ટ પર ઊંડી અસર થઈ ચંદનના મૃત્યુ પછી ઘણાં વર્ષોથી આ સ્વામી જીએ એકાંત સાધના કરતા હતા ચંદનને પ્રત્યક્ષ કરી નૈવેદ્ય ધરતા હતા એ સમયે નૈવેદ્યની થાળી પણ અધ્ધર ટકી રહેતી હતી

આ બધી ઘટનાઓમાં મુનશીએ તેમની બીજી અનેક નવલકથાઓની જેમ ચમત્કારી તત્ત્વ દાખલ કર્યું છે વાર્તા એથી રોમાંચક અને અદ્ભુત રસયુક્ત બને છે, તેમ છતાં વાર્તાની વાસ્તવિકતા એથી જોખમાય છે એ

નિર્વિવાદ છે. એમ છતાં મુનશીનું Romantic ભાવો તરફનું વલણ તેમને આવી ઘટનાઓ તરફ પ્રેરતું હોય તેવો સંભવ છે.

મુનશીની ઘણી નવલકથાઓની જેમ 'તપસ્વિની' પણ નાટ્યક્ષમ બની શકે તેવી છે. આ નવલકથામાં શીના રાધારમણ અને ઉદય વચ્ચેના સંઘર્ષો, રવિ અને મોનાના દામ્પત્યજીવનના પ્રસંગો, રાજ્યાની આધ્યાત્મિક ઝનકના વર્ણનો નાટ્યાંતર થઈ શકે તેવા છે. વાર્તાના અંત ભાગમાં રાધારમણની માટગાનો તાર અતાડી રાખવા બન્ને સ્વામિનિષ્ઠ શીના પોતાના પ્રેમી કવિ ઉદયનો તિરસ્કાર કરી દોડી જાય છે એ પરિસ્થિતિમાં નાટ્યાત્મકતાની અવધિ છે એમ છતાં 'તપસ્વિની'ના બે ખંડ વાંચ્યા પછી એટલું તો ચોક્કસ લાગે છે કે મુનશીની પૂર્વની નવલકથાઓની જેમ આ વાર્તા જામતી નથી લહેરાતી લાગે છે, પાત્રો પણ ચિત્તને સ્પર્શી શકે તેવા દેખાતા નથી

વાર્તાના શીર્ષક ઉપરથી તપસ્વિની કોણ એવો પ્રશ્ન ઊઠી શકે તેમ છે ઉદયની નવલકથાને આધારે એમ કહી શકાય કે શીનાને પ્રેમ માટે કઠોર તપશ્ચર્યા કરવી પડે છે, એટલે શીના તપસ્વિની છે, પરંતુ શીના માત્ર ઉદય માટે તપસાધના કરે છે, એટલે શીના માત્ર ઉદય પૂરતી તપસ્વિની કહી શકાય સમગ્ર નવલકથાને લક્ષમાં લઈએ તો વાર્તાના લગભગ બધાં જ પાત્રો ઉપર પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ પાડતી આધ્યાત્મિકતાના ઉચ્ચ માર્ગે વિહરતી, દિવ્ય શક્તિના સંપર્કમાં રહેતી વાતાવરણને પવિત્રતા અર્પતી રાજ્યા આ નવલકથામાં સાચી તપસ્વિની છે

મુનશી પછી ગુજરાતના બીજા એક સમર્થ વાર્તાકાર પન્નાલાલ પટેલની નવલકથા **'ભાંગ્યાનાં ભેરુ'** ની ચર્ચા કરીએ 'માનવીની ભવાઈ' ના અનુસંધાનમાં લખાયેલી આ 'ભાગ્યાના ભેરુ' નવલકથા પણ પહેલીના જેવી જ એકાર છે પટેલની નવલકથામાં પણ છપ્પનિયા દુકાળે જે તાંડવ મચાવ્યું તેની અસર—તેના ભીષણ ઓળા આ વાર્તામાં પણ પથરાયેલા પડ્યા છે માનવી માત્ર હેબક ખાઈ ગયું છે ચોમેર દુકાળના અને તેના પરિણામે બીજોના રોગાની ધાડની ધાક દેખાય છે એ સમયે પહેલાની જેમ જ પ્રજાની આગેવાની વાર્તાનાયક કાળુના હાથમાં આવી પડે છે જીવના જોખમો ખેડીને કાળુ વાવણી માટે બિયા લઈ આવે છે અને લોકોને આપે છે નવલકથાના આરંભથી જ ભૂખ્યા અધીરા લોકોના ચિત્રો, બીજોના રોગાના હુમલા કાળુની અજ્જાગજ્જની કામગીરી વગેરેમાં ચિત્ત એકરસ

બની જાય છે. દુકાળની પરિસ્થિતિનાં વર્ણનો ચિત્તવેધક છે. અનેક પ્રકારની જીવસટોસટની પરિસ્થિતિઓમાં કાળુનું પ્રેરક બળ હોય તો તે રાજુ છે. રાજુને હવે તે ઘરમાં લાવીને બેસાડે તો તેને પૂછનાર કોઈ નથી, પણ જ્યાંસુધી ભલી ( કાળુની પત્ની ) હયાત છે ત્યાંસુધી એવી ક્લેશદાયક પરિસ્થિતિ ઊભી કરવા તે તૈયાર નથી. છતાં બંને એકબીજાને જોઇને હૈયાંની ભૂખ ભાગે છે, વાતચીતનો, સહકાર્યનો આનંદ તેઓ લૂટે છે. કોઇ કોઈ વાર કાળુ પોતાનું હૃદય ખોલે છે ત્યાર રાજુ તેને પાછો સમજાવીને શાંત કરી દે છે. રાજુ આ વાર્તાનું ખરેખર દેવતાઈ પાત્ર છે. કાળુની પ્રવૃત્તિઓમાં તો ઠીક, પણ કાળુની નિરાશાઓમાં પણ રાજુ જ દીપક બને છે. અરે, તેને કાળરાક્ષસ થતો અટકાવનાર પણ રાજુ જ છે.

રાજુના હૃદયમાં સમગ્ર સૃષ્ટિને સ્પર્શ કરતું કરુણાનું તત્ત્વ વાર્તાકારે સુંદર રીતે આલેખ્યું છે. કાળુની પત્ની ભલી આમ તો રાજુની વેરણ છે. ભલીથી રાજુ–કાળુનો પ્રેમવહેવાર અજાણ્યો ન જ હોય, પણ એ જ ભલી જ્યારે કોઈકનું બાળક ઉદરમાં સંઘરે છે અને કાળુના હાથ તેના ગળાની આસપાસ ભીંસાય છે ત્યારે કાળુના સખત ફિટકાર કરી મેણાંટોણાંથી અને બીજી અનેક કરામતોથી કાળુનું મન મનાવનાર અને ભલીને અભયદાન અપવનાર રાજુ પોતે જ છે. અરે, કાળુ પોતાના નહિ એવા એ પુત્રને સગા દીકરાની જેમ ઉછેરવાનું વચન આપે છે તે પણ રાજુને લીધે જ. અને રાજુ પણ કાળુની સિદ્ધિઓમાં રાચે છે. એના જીવનમાં પણ પરમ વિસામો હોય તો તે કાળુ જ છે. કાળુ અને રાજુના હૃદયની મંગલ ભાવનાઓ અને તેમની કરુણતા વાર્તાકારે આબાદ ચીતરી છે.

એ મંગલતા સામે મોરચો માંડનારો, એ કરુણાને ખતમ કરી નાખનારા દુષ્ટ ઝેરવેરનાં તત્ત્વો પણ આ વાર્તામાં નથી એમ નહિ. કાળુની સમગ્ર સદ્‌વૃત્તિઓને હલાવી નાખે તેવી આસુરી વૃત્તિ મુખી નાનિયાના પાત્રમાં વ્યક્ત થઈ છે. કાળુની મોટાઈ તો એનાથી ખમાતી જ નથી. તેમાં પણ નાનિયાને ઘેરથી નાકી ગયેલી તેની જૂની રી ખોડીને કાળુ એને ત્યાં પાછી પંચ દ્વારા પરાણે ગોઠવી આપે છે ત્યારે જૂ ! વેરઝેરમાં ઘી હોમાય છે. કાળુની મોટાઈ તોડી પાડવા, તેને હલકો પાડવા નાનો મુખી સતત મથામણ કરતો જ રહે છે. એમાં તે ફાવતો નથી ત્યારે કાળુના દીકરાનાં લગ્ન થયા પછી તરત જ તેને બાવાઓ મારફતે ગૂમ કરી દે છે રાજુના વચને પોતાના દીકરાની જેમ જ ઉછેરેલો (અને બધો સ્નેહ પછી તો એ

પુત્ર ૭ જ દોળાયેનો ) એ પુત્ર ગુમ થતા જ કાશુનુ બધુ ખરી જાણે ખોવાઈ જાય છે. નાના ઉપર વ્હેમ આણીને ત્યાં ને ત્યાં એનો કે ફેલો કરવા જેટલી શક્તિ કાશુમા છે ધણુ તો મળુ એમ કરશે એવુ માની પણ બેઠા છે, છતા કોણ જાણે કેમ મશુ હવે આ બધી જીવનની જ જાગોથી થાકયો છે જેમ જેમ એના હૃદયને આઘાત પહોચતા જાય છે તેમ તેમ એના હૈયામાથી માધુર્ય પ્રગટતુ જાય છે કવિ નુ કમ્ કરે છે તેમ ન નાની બધી જ દુષ્ટતા પણ આખરે તો "નાશુના જીવનનો એક અવનવો ફતાર અને મોહક ઘાટ ઘડી આપે છે" આમ દુષ્ટતા પણ છેવટે તો સદ્વૃત્તિના વિજયનુ જ સાધન બની રહે છે અને નાશુ જ્યારે ખરેખર જીવનથી થાકયો છે, તેનમા વૈરાગ્ય આવવા માડયો છે (માગણ તેનો પુત્ર તો ગયો જ, એટલુ જ નહિ પુત્રની પાછળ ભની પણ ગઈ) તે વખતે જ તેના ઉજ્જડ જીવન-મા અમીવાદળી વરસે છે કાશુના જીવનનો બધે જ આધાર ગયેલો જોઈને માળુની હવે જીવન પ્રત્યેની ઉદાસીનતા નિહાળીને રાજુ પોતાનુ ભર્યુ-ભાદર્યુ ઘર અને બધી સપત્તિ મૂકીને કાશુના ઘરમા બેસે છે કાળુ પોતે પણ વિધાતાની આ બધી ખેલનીલા જોઈ અચબ જ પામે છે જાણે કે રાજુને મેળવી આપવા માટે જ નાનો નિમિત્ત બન્યો તેમ લાગે છે પોતાના કૃત્યે ઠી પાનાવાર પસ્તતો નાનો પણ ગળે ફાસો ખાઈ આ દુનિયામાથી વિદાય લઈ જાય છે આમ છેવટે વાર્તામા અગત્ય તરંગ જ વિજયી બને છે કાળુને તેનો ખોવાયેલો પુત્ર પાછો મળી આવ્યો છે

છપ્પનિયાની પરિસ્થિતિને ભૂમિકા તરીકે લઈ કાશુ અને રાજુના જીવનની આસપાસ ગૂથાયેલી આ વાર્તામા જીવનના અનેકવિધ વળાકો કલાત્મક રીતે રજૂ થયા છે લેખકે પોતે અનુભવેલુ ગામડુ તેના સદ્ અસદ્ અગો સાથે પૂરેપૂરી વાસ્તવિકતાથી રજૂ કર્યુ છે વાર્તાના પ્રસગો ભલે ત્યાગ છે છતા સુદર છે વાર્તાકારે છપ્પનિયો દુકાળ તે સમયની પરિસ્થિતિ, ગોરા મિશનરીઓની પ્રવૃત્તિ નવી જ આવેલી રેલગાડી વગેરેનો ઇતિહાસ આ વાર્તામા સાકળી લીધો છે

વાર્તામા કાળુ અને રાજુના મનોમંથનો નેમના મનોભાવોનુ ઝીણું વટમચું આલેખન દુકાળની પરિસ્થિતિના ભીષણ ચિત્રો નાનાની દેવા નિયતના વર્ણનો વગેરેમા લેખકનુ કૌશલ પડેલી નવકથા 'માનવીની ભવાઈ' કરતા જરાય ઓછુ થતુ લાગતુ નથી વાર્તા વેગથી વડી જાય છે જો કે વચમા વચમા 'ગોરે તારલા તણુ' પુરાણીના પગના' વગેરે પ્રકરણોમા

વેગ જરા ધીમો પડે છે વાર્તાકાર જાણે વાતને મલાવી મલાવીને કહેતા હોય તેમ લાગે છે, એમ છતા 'રેઢ મચી રહી' 'ફરતો નાગ' ગેરે તાણ્યા તણ્યુ' વગેરે પ્રકરણો સ્વતત્ર રીતે ઊભા રહી શકે તેવા છે.

કાનુ અને રાજુના લગ્નમા સુખદ રીતે વિરામ પામતી આ નવલકથા આમ તો સપૂર્ણ હોવા છતા વણજારાના કેટનાક પ્રસગો જાણે અધ્ધર લટકતા રહી ગયા લાગે છે વણજારાએ કાનુના પુત્રને જામીન તરીકે રાખી ગામનોકોને બળદો ધીર્યા તે ઘટનાઓનુ પરિણામ જાણવા મળતુ નથી.

પરતુ વિશાળ પટ પર વહેતી વાર્તામા આવી કેટલીક શિથિલતા રહી જાય એ શક્ય છે છેલ્લે વાર્તાની ભાષાશૈલી અગે એક વાત ખાસ કહેવી જોઈએ કે આ વાર્તામા લેખકના પ્રદેશની તળપદી બાનીના પાર વિનાના શબ્દો શહેરી વાચકને કનાચ કરે, તેમ છતા લેખકની વાર્તાની સફળતાનુ એક મુખ્ય કારણ આ તળપદી બાની છે એ નોધવુ જોઈએ. જેની સરખામણીમાં સાક્ષરી ભાષા પણ ફિક્કી લાગે તેવી જોરદાર તળપદી બાનીમા આ વાર્તા કહેવાઈ છે. આ બાનીને કારણે જ લેખકે ચીતરેલુ ગામડુ સજીવ બની શક્યુ છે કવિ સુદરમ્ પન્નાલાલ પટેલની આ બાની વિશે કહે છે તેમ "એમની વાર્તાની જે અસલ બાની છે, કથનની જે રીત છે તે આપણી પ્રવાહપતિત સાહિત્યકીય રીતિની નહિ પણ એ લોકોની વાચામાથી પ્રગટતી એક અનોખી, ગુજરાતના પ્રાત પ્રાતની જે વિશિષ્ટ વાક્છટાઓ છે તેવી જ કોઈથી પણ ઊણી ન ઊતરે એવી, બલકે એની રીતે કેટલીક વાર તો મેદાન મારી જાય એવી છટાવાળી, શબ્દના અને વાક્યના ખાસ વળાક અને મળવાળી ખાસ અર્થશક્તિ અને વેધકતાવાળી બાનીની રીતની છે" 'માનવીની ભવાઈ' અને 'ભાગ્યના ભેરુ' મા આ બાની એના પૂર બહારમા ખીલે છે, એના પાત્રોના મુખમાથી એ વાણી જે શબ્દશક્તિ બતાવે છે તેની આગળ વિદ્વત્તાની વાણી ફીકી લાગે છે જાણે અને પન્નાલાલની શૈલી પણ જ્યારે આ રીતે વહે છે ત્યારે તે વધારે કાર્યસાધક બને છે આ બનેય કથાઓ આ પ્રદેશના મનેખ જે ગતે ઉભડક જ બેઠા બેઠા વાતો કરતા હોય છે, તેમ ઉભડક વાણીમા જ વહે જાય છે. ખુરસીમા બેસીને લખતા કે દીવાનખાનામા વાત કરતા માણસોની નહિ પણ ઘેડીએ પતાણીને દોડતા કે હાથમા હોકો રહી જાય ને ચીપિયામા અગારો પકડી વાત કરતા પાત્રોની આ વાણી છે અને ગુજરાતમા આ વાણી આવી રીતે આટલા સઘન સભર રૂપે ઊતરી આવે છે એ પણ આ કથાઓનો ખાસ ફાળો છે"

પન્નાલાલ પટેલ પછી એમની જ દિશામાં પણ પોતાની લાક્ષણિક પદ્ધતિએ પ્રવૃત્તિ કરનાર શ્રી. ચુનીલાલ મડિયાની **'લીલુડી ધરતી'** નવલકથા તપાસીએ.

નવલકથાના ક્ષેત્રે અનેકાનેક શક્યતાઓનો નિર્દેશ કરતી ગામડાના સમાજજીવનની તેમજ માનવહૃદયની ભીતરમાં ડોકિયું કરી તેની નિર્મળતા અને નિર્બળતાઓ છતી કરતી શ્રી. ચુનીલાલ મડિયાની 'લીલુડી ધરતી' આ વર્ષે બે ભાગમાં પ્રગટ થયેલી નવલકથા છે. ચીલાચાલુ નવલકથાઓથી જુદી રીતે પ્રસંગ પાત્રો રજૂઆત વગેરેમા કઈક નાવીન્ય આણી આ વાર્તા દ્વારા લેખકે નવલકથાક્ષેત્રે એક અભિનવ પ્રયોગ કરવાનો હેતુ રાખ્યો છે વાર્તાનું મૂળ કથાબીજ વાર્તાકાર પ્રસ્તાવનામાં લખે છે તેમ "એક સગર્ભા પરિણીતા પર, પતિના અવસાન પછી આળ આવે તો એનું નિર્દોષપણું સાબિત કરનારું કોણ? 'કોઈ જ નહિ' અથવા તો એની નિયતિ જ..." એ હોવા છતા એ બીજ વાર્તાના લગભગ ઉત્તરાર્ધમાં જડીને પડયું અને પ્રજાતંતુનો 'મોટીવ' આ કથાબીજ ઉપર સવાર થઇ બેઠો. એટલે લેખક કહે છે તેમ "કથાનો આડો ઊભો વિસ્તાર ગમે તેટલો થયો હોવા છતાં આ 'મોટીવ' એના કેન્દ્રસ્થાને રહ્યો છે."

વાર્તામાં મુખ્ય કથાપ્રવાહ સંતુ, ગોબર અને માંડણનો છે સંતુ અને ગોબરના પિતરાઇ માંડણની નજર સંતુ ઉપર ઠરી હતી. ગામના દરબાર શાદૂળભાની મોસતમાં સતુની મશ્કરી કરવામાં તેને આનંદ આવતો હતો. પણ સંતુની શક્તિનો પરચો મળતાં શાદૂળભા ટાઢો પડી ગયો માંડણ પણ પોતાના કાર્ય માટે પસ્તાઇ રહ્યો. સંતુની અનેક ચેતવણી છતાં ગોબરે માંડણને ફરી પોતાના સ્વજન તરીકે અપનાવી લીધો.

હુતાશનીના દિવસોમાં દર વખતની જેમ એમના ગામમાં પાસેના ગામથી નાળિયેરની રમત રમનાર હરીફો આવ્યા સૌથી ઓછા ઘા કરી આ બાજુની ટૂક પર નાળિયેર પહોચાડવાની શરત જાગી. એ પડકાર ગોબરે ઝીલ્યો. ત્યાં ઝઘડામા એના પર છરી ખરોવતી હતી ત્યા માંડણે આડો ઘા ઝીલ્યો માંડણ ઠૂંઠો થયો પણ સંતુએ તો એને કોડ વર્ષનો થાવ એવો આશીર્વાદ દીધો મંડણ જોડ ઉપર એની પ્રીતિ વરસી રહી

શાદૂળભાએ તો આવી બેવફૂફી બદલ માંડણને ખૂબ ઝાટક્યો. સંતુની મશ્કરી કરવા બદલ થોડા વખત પહેલાં જ ગોબરે તેનું ડાચું ભાંગી નાખ્યું હતું; તેની ઝખેની સંતુનું આણું પણ તે કરી ગયો હતો; છતાં પિતરાઈ

પર એવું વહાલ વરસાવી હાથે અપંગ થવા બદલ શાદૂળનાં ખૂબ મેણાંટોણાં તેણે વહોરી લીધાં. માંડણમાં વળી પાછો સેતાન જાગ્યો. ઊંડે ઊંડે સંતુને પોતાની કરવાની વાસના તો હતી જ. પોતે શાથી આડો ધા ઝીલ્યો અને ગોબરને બચાવ્યો તેનું કારણ તેને પણ સમજાયું નહિ. ગોબર ખતમ થઈ ગયો હોત તો કદાચ સંતુને એ પામી શકત. આવી ગડમથલમાંથી તેનામાં લાપરવાઈ આવી. તે ગંજેરી અને શરાબી બન્યો. તેની સ્ત્રી તો તેનાથી ત્રાસીને બળી મરી હતી. માંડણની દુઃખી અવસ્થામાં ગોબર અને સંતુ તેની કાળજી રાખતાં હતાં. પણ માંડણ તો કંઈક જુદું જ વિચારતો હતો. સદ્ અને અસદ્ વચ્ચે ઝોલાં ખાતો માંડણ એ આ વાર્તાનુ સુરેખ માનવપાત્ર છે.

અચાનક એક પ્રસંગે સંતુને શાદૂળભાની ડેલીએ કંઈક કામ પ્રસંગે જવું પડયું. તેમાથી તેને જરા અસૂરું થતાં શાદૂળભાએ તેને રોકી રાખ્યાની વાત ઊડી. સંતુનો કજિયો ગોબરે નહિ તેટલો માંડણે પોતાને માથે વહોરી લીધો સંતુની મશ્કરી કરનાર શાદૂળભા પર માંડણ ખૂબ છંછેડાઈ ઊઠયો.

ગોબર અને સંતુનો સંસાર સુખી હતો. સંતુ સગર્ભા બની હતી. એની વધામણી પણ તેણે ગોબરને એકાંતમાં કરી હતી. આ વાત હજી બીજે કાને પહોંચે તે પહેલાં એક ભયંકર અકસ્માત બન્યો. કૂવામાંથી પાણી કાઢવા માટે ગોબરે કૂવાના પથ્થરો ફોડવા માટે સુરંગ ચાંપવા માંડી હતી. કૂવામાં તે ઊતર્યો. માંડણને એકાએક શું સૂઝ્યુ. તે સંતુની ચીસાચીસ છતાં તેણે કૂવા પરનો પલીતો ચાંપી દીધો. કૂવામાં મોટો ધડાકો થયો. ગોબરના ફૂરચા ઊડી ગયા. તેનો હાથ ઊછળીને કૂવાની બહાર પડયો. 'લીલુડી ધરતી'નો પ્રથમ ભાગ આવા અંગ્રેજી નવલકથાના કોઇ પ્રસંગની યાદ આપે તેવા કમકમાટીભર્યા દશ્યથી પૂરો થાય છે. ગોબર એ વાર્તાનો નાયક—એનું મૃત્યુ નવલકથાની અધવચમાં જ થાય તો વાર્તાની ઝમક શી રહે ? સંતુ પર આટલી તડી વરસાવવાનું વાર્તાકારને પ્રયોજન શું ! અનેક વાચકોએ વાર્તાકારની સામે આ પ્રકારની ફરિયાદ કરી છે. પરંતુ આ વાતો, આગળ કહ્યું તેમ, ચીલાચાલુ નવલકથાઓથી કેટલેક અંશે જુદી પડે છે. અહીં વાર્તાનાયક ગોબરનું કથાની અધવચમાં જ મૃત્યુ થાય છે એટલે નવલકથાલેખનનો સામાન્ય શિરસ્તો કદાચ જળવાતો નથી, છતાં સંતુની સગર્ભાવસ્થા અંગે પતિની ગેરહાજરીમાં આળ મુકાય, તેનો કોઈ

સાક્ષી ન રહે એવું આ વાર્તાનું મૂળ કથાબીજ જાળવવા માટે ગોમરનું મૃત્યુ અનિવાર્ય બન્યું છે. સંતુની તો લેખકે ખૂબ તાવણી કરી છે. ખુદ માડણ પોતે ગુનામાથી બચવા માટે ગોમર-સંતુ વચ્ચેના ઝઘડાની અને સંતુએ જ શાદૂળભાને પકડાવવા માટે પલીતો ચાપ્યાની વાત કરે છે. સંતુના ઓધાન માટે ગામડાનો સમાજ તેને પીંખી ખાય છે. સંતુ અને ગોમરના વેરીઓ તો ઠીક પણ તેની સગી જેઠાણી—ઊજમ પણ તેમા શામેલ છે. પોતાની શુદ્ધતા પુરવાર કરવા માટે સંતુ ઊકળતા તેલમાં હાથ નાખે છે અને ભયંકર રીતે દાઝી જાય છે. સંતુના પર આટલો બધો ગીતમ વરસ્યો છતા તેની વહારે ધાય તેવુ કોઈ જ ત્યાં નહતુ ? સર્વ જગત ઉપર વિલસતુ બળવાન સત્ તત્ત્વ આમ પરાભવ પામે અને દુષ્ટતાનો વિજય થાય તો પછી જીવન અને જગત પર શ્રદ્ધા ક્યાંથી રહે? આવા પ્રશ્નો આ પ્રસંગે ઉપસ્થિત થાય તેમ છે. પરંતુ ઘણી વાર જગતમાં એવી ઘટનાઓ બનતી હોય છે કે દેખીતી નજરે દુષ્ટ તત્ત્વોનો વિજય થતો દેખાય, પણ અંતે તો તેનો પરાજય જ હોય છે.

સંતુની કસોટી એ સત્ અસત્ વચ્ચેનું ઘર્ષણ હતું. થોડા સમય પૂરતો આસુરી તત્ત્વોનો વિજય દેખાયો. પરંતુ સંતુની ભયંકર વેદના જોયા પછી કોઈનાય મનમાં એના શુદ્ધ ચારિત્ર્ય વિશે શંકા રહી નહિ. સંતુની સમાજમાં રક્ષા થાય અને અગ્નિકસોટીમાંથી એ બચે તે માટે ગામડાના હોટલવાળા રઘા ભટ્ટે ઉપવાસ કર્યા અને કટારી ખોસી પોતાનો પ્રાણ આપ્યો. અસત્ સામે ઝૂઝવાનો આ પ્રયત્ન પણ ઓછો પ્રેરક નથી.

આ રઘો ભટ્ટ એ પણ વાર્તાનું એક વિશિષ્ટ પાત્ર છે શરૂઆતમાં સંતુની મશ્કરી કરવામાં શાદૂળભા માડણ વગેરેનો એ માગરીત હતો. રઘા ભટ્ટ ગામમાંથી કોઈ અમથી સુથારણને ઉપાડી જઈ વર્ષો બાદ આફ્રિકાથી આવ્યો હતો. એની હોટલમાં જ આ બધો ડાયરો જામતો હતો એનું જીવન શુંક હતું પત્ની અને પોતાનો પુત્ર પણ ગુમાવીને તે પાછો આવ્યો હતો. એ બધી જીવનની ઘટમાળમાથી આ બ્રાહ્મણના મનમાં વિકૃતિ પેદા થઈ હતી પોતાને હેરાન પરેશાન કરી મૂકનાર સમાજ પર વેર લેવાને જ તેણે હોટલને એક અડ્ડો બનાવી મૂક્યો હતો.

પરંતુ અચાનક આશ્રમના વાજાવાળાઓ પાસેથી તેનો ગૂમ થયેલો પુત્ર ગિરજાપ્રસાદ મળ્યો, તેની પુત્ર ઝંખના સફળ થઈ. તેની શુષ્કતા–

કઠોરતાને સ્થાને વાત્સલ્યનુ ઝરણુ વહેવા માંડયું અને હૃદયનો કબજો કરી બેઠેલા દુષ્ટ તત્ત્વો સત્ ભાવોના પ્રબળ વેગ સામે ઝૂકી પડયાં

રઘા ભટ્ટે માંડણની સામે હિંમતભેર સાક્ષી પૂરી, સંતુને બચાવવા માટે પ્રાણત્યાગ કર્યો. આ જ મંગલતાનો વિજય છે. અધર્મ સામે ઝૂઝવામા જ ધર્મનો પુરુષાર્થ છે. સતુની અગ્નિ કસોટી સામે આવો એક માણસ ઉપવાસ કરે, પ્રાણ આપે, તેજ સૃષ્ટિની મંગળતાનો વિજય છે.

સતુનું જીવન ખડિત કરનાર મડણ પણ પોતાના કૃત્ય માટે ઓછો પસ્તાતો નથી. નશામા તેણે ગોબરને વધેરી નાખ્યા પછી તેને ભાન પ્રગટે છે. જેનમા તે અતીત બને છે. છૂટયા પછી જાહેરમાં સતુને તે મા તરીકે સંબોધે છે. *માંડણ નવલકથાના સામાન્ય શિરસ્તા લેખે ભલે ખલનાયક* ગણાય, પરંતુ માનવી માત્ર સારા નરસાનો પિંડ છે; ઘણું ખરું તે સંજોગોનો જ ગુલામ બનતો હોય છે. જે માંડણ ગોબરની ઉપરનો ઘા ઝીલી સંતુને જીવનદાન આપે છે તે જ માંડણ ગોબરને વધેરી નાખી તેનું જીવન ખડિત કરે છે. એ જ માંડણ સંતુને માતા તરીકે સંબોધી કારમું પ્રાયશ્ચિત્ત પણ કરે છે. સંતુની પ્રસૂતિ વખતે તેને મરેલી દીકરી જન્મે છે. સંતુ પાગલ બની જાય છે ત્યારે એને દીકરીની ખોટ પૂરી પાડી એના જીવનમા બળ પૂરનાર પણ માંડણ જ છે. માંડણ એ રીતે ખલનાયક નથી જ. વાર્તાકારે યોગ્ય રીતે કહ્યું છે કે શેક્સપીઅરના ખલનાયક જેવાં આ વાર્તાનાં ખલ પાત્રો છે. તેઓ નરાતાલ દુષ્ટ હોતાં નથી. સંજોગો તેમને નિમિત્ત બનાવે છે અને સારાનરસા કાર્યમાં તેમને પ્રવૃત્ત થવું પડે છે.

સંતુ ગોબર અને માંડણની મુખ્ય કથાની આસપાસ બીજી અનેક ગૌણ કથાઓ વીંટળાયેલી છે તેમા, લેખકે કહ્યું છે તેમ, મુખ્યત્વે અજાતંતુ જ કેન્દ્રમા રહેલો દેખાય છે. અંબિકા હોટલવાળા રઘુનાથ ભટ્ટ અને અમથી સુથારણની કથા, ઉપર જોયું તેમ, પુત્રઝંખનાને જ વ્યક્ત કરે છે. પુત્ર વિના રુક્ષતા અને શુષ્કતા દાખવનારા રઘા ભટ્ટ ગિરજો પાછો મળતાં જ વત્સલ બની જાય છે.

બીજી કથા સમજુબા ઠકરાણાં અને તખુભા દરબારની છે. તખુભા રોગિષ્ઠ હોવાને કારણે સમજુબાની માતૃત્વની ઝંખના અપૂર્ણ રહે છે અને તેથી જ રઘા ભટની મદદથી અમથી સુથારણના દીકરાને ખરીદી લાવી શાદૂળભા તરીકે તેને ઉછેરે છે. પુત્રઝંખના પૂર્ણ કરવા માટે તેને

કેટલા બધાં કરતૂતો કરવાં પડે છે, અને છતાં આવી રીતે પુત્ર પામ્યાનો આનંદ તો તેને કદી મળી શકતો જ નથી ગરાસ બચાવવા કે પુત્રને વારસ તરીકે ઊભો કરવા કેટલા બધા કાવાદાવા દરબારમાં ચાલે છે તેનો આ વાર્તામાં થોડો ઇશારો છે. એ ઘટનાઓ આકર્ષક હોવા છતાં સમગ્ર નવલકથાને અને આ ઘટનાઓના તાણાવાણા બરાબર સમેટાયા નથી તેની છાપ મન પર રહી જાય છે.

ગીધા લુવાણા અને તેની પત્ની ઝમકુને 'ગાડું ભરીને' દીકરા છે. પરંતુ બંનેના જીવનમાં માત્ર ખાલીપો જ રહી છે. અહીં પ્રજાતંતુની ઝંખનાનું વિરોધી ચિત્ર છે. અતિવાસનાયુક્ત દામ્પત્યમાં છેવટે તો ખારાશ જ રહી જાય છે. ગીધા લુવાણાના મૃત્યુ પછી પણ ઝમકુને ધરવ થતો નથી અને પોતાનો વસ્તાર રઝળતો મૂકીને બીજાનું ઘર માંડીને તે બેસે છે એક તરફ પ્રજાતંતુ માટેની તીવ્ર ઝંખના, બીજી તરફ ખૂબ બહોળા વિસ્તારની અકળામણ અને છતાં વાસનાની અતૃપ્તિ, એક તરફ સંતુના બાળકને અનૌરસ કહી તેની સામે આક્ષેપ કરનારાં અજવાળી કાકી અને છતા પોતાને જ ત્યાં અનૌરસ બાળકની માતા બનનારી દીકરી જીડીની રક્ષા કરવા મથતાં અજવાળી કાકી, આમ જીવનની વિષમ પરિસ્થિતિઓ વાર્તાકારે આ વાર્તામાં કુશળતાથી દર્શાવી છે. એક તરફ દાદા પટેલ પોતાના બે બે દીકરાઓને નજર સામે ફાટી પડતા જુએ છે તો તેમનો વર્ષોથી ગુમ થયેલો દીકરો દેવશી તેમને પાછો પણ મળે છે. વાર્તાકારે વિશાળપટ પટ ફેલાયેલી આ નવલકથામા સામાન્યપણે નવલકથામા દેખાતો પ્રણયત્રિકોણ, કઠપૂતળા જેવાં કહ્યાગરાં પાત્રો વગેરે તત્ત્વો ટાળીને વાચકોની રૂઢ માન્યતાઓને આઘાત આપીને પણ નવલકથાલેખનની એક નવી દિશા ઉઘાડી આપી છે. વાર્તાકારની એ વાત સાચી છે કે જીવનમાં હંમેશ બધું બરાબર પાર ઊતરતું નથી. જીવન અનેક અકસ્માતોથી ભરેલું છે. સૌરાષ્ટ્રના એક નાનકડા ગામડાના સમાજજીવનની આવી એક ઘટમાળ રજૂ કરવાનો વાર્તાકારે એક સફળ પ્રયાસ કર્યો છે. ગામડું છે તેવું જ તટસ્થ ભાવે તેમણે આલેખ્યું છે. ગામડાની ધરતીના ધૂળમા પરોટાયા વિના આવી વાસ્તવિક પરિસ્થિતિઓ, સચોટ તળપદી ભાષા, નજરમાંથી ખસે નહિ તેવા સારીનરસી ભાવનાઓથી સભર પાત્રો વગેરેનું આલેખન થઈ શકે નહિ. આ સર્વમા વાર્તાકારની શક્તિની પ્રતીતિ થાય છે. છતાં વાર્તામા વર્ણવેલા ગ્રામજીવનમા કે પાત્રોમા હરિયાળી કે લીલોતરી દેખાતી નથી. મોટે ભાગે દુઃખ, પીડા અને ઉપાધિનો જ

પરિચય થાય છે. તો પછી આ વાર્તાનુ શીર્ષક 'લીલુડી ધરતી' શા માટે ? એવી મતલબના પ્રશ્નો પણ વાચક તરફથી ઊઠયા છે. એ પ્રશ્નો ખરેખર ઉચિત છે. વાર્તાકારે સ્ત્રીને આ નવતકથામા એક પાત્રોક્તિ દ્વારા લીલુડી ધરતી તરીકે સરખાવી છે.

"અસ્ત્રીનો અવતાર તો લીલુડી ધરતી જેવો છે...એની ઉપર શિયાળે બાળીને ભડથુ કરી મેલે એવા હિમ પડે, ચોમાસે બારેય મેઘ ખાંગા થાય ને ભળે ઉનાળે બાળી નાખતા તડકા તપે તયે એના દીદાર જોનારની આખમા લોહી આવે; પણ અ તે તો ઈ જ ધરતી વળી પાછી લીલીછમ થઈને લહેરાઈ ઊઠે તયે આપણી જ આખ ઠરે ....."

(પૃ ૬૭-૬૮.)

આ ઉપમા જે રીતે વર્ણવાઇ છે તે જોતા તે અસ્પષ્ટ લાગે છે. આ ઉદ્દગારો સતુને અનુલક્ષીને હોવા છતા સતુના જીવનમા એવી હરિયાળી ક્યાય દેખાતી નથી. જીવનની ખૂબ તડકી છાયડી વેઠયા પછી એના પરમ આધારરૂપ એક બાળકી તેને મળે છે પરતુ એ તો માત્ર દિલાસારૂપ છે તેની જીવન ધ તીને લીલુડી બનાવે તેવુ તેમા કાંઈ દેખાતુ નથી. સ્ત્રીની ધીરજ સાથે ધરતીની સરખામણી હોય તો 'લીલુડી' શબ્દ અનાવશ્યક બને છે. પરતુ વાર્તામા એક બીજુ પાત્ર સતુની જેઠાણી ઊજમ છે. પતિ વર્ષોથી ગુમ થયો છે તેની ગેરહાજરીમા તેની આશામા તે ખૂબ તપ તપે છે, એ પતિ પાછો મળતા જ તેના જીવનમા હરિયાળી દેખાય છે.

પરતુ વાર્તાકારે તો સમગ્ર સ્ત્રી માટે આ ઉપમા યોજી છે. વાર્તાના સ્ત્રીપાત્રો કે વાર્તાના પ્રસગો જોતા 'લીલુડી ધરતી' એ શીર્ષક સાર્થક ઠરતું નથી ગુદાસરની કદી ન સુકાતી એવી લીલુડી ધરતીનો જ આ શીર્ષક દ્વારા ઉલ્લેખ હોય તો જુદી વાત છે.

હસ્તાતાર નવલકથાલેખનમા વાર્તાકારની કેટલીક મુશ્કેલીઓ, (જેમ કે કેટલાક પ્રકરણોમા બિનઆવશ્યક પ્રસ્તાર વગેરે), અહી જોઈ શકાય છે એટલી વાવણી અગે વાચકોએ જ કેટલીક ક્ષતિઓ દર્શાવી છે આ ક્ષતિઓ અગે લેખકનો બચાવ યોગ્ય નથી. લેખક પ્રસ્તાવનામા લખે છે તે પ્રમાણે તેમની આ નવલકથા 'ખેતીના મૂળ તત્ત્વો' માટે કોઇ વાચવાનુ નથી અને એ ક્ષતિઓ તેમની જાણ બહાર નથી. વાર્તાકારનો આ બચાવ પ્રતીતિકર નથી ખેતીના વ્યવસાયમા રસ લેનારા વાચકોને પુસ્તકમા એ • વિષયમાં અનુચિત નિરૂપણ થયેલું દેખાય તો તેમને રસક્ષતિ અવશ્ય થાય.

વાર્તાકારને કાલ્પનિક સૃષ્ટિ નિરૂપવાનો અધિકાર છે, પરંતુ એ અધિકારને પણ મર્યાદા છે. ખેતી વાવણી કે એવા બીજા કોઈ પણ ક્ષેત્રે કલમ ચલાવતાં પહેલાં તે અંગેનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. નાની નાની ગણાતી બાબતોમાં પણ જાગ્રત વાર્તાકારને ગાફેલ રહેવું પરવડે નહિ. વાર્તાને અંતે કેટલાક અધ્ધર રહી ગયેલા તાણાવાણા, (જો કે એ ત્રીજા ભાગની અપેક્ષા જગાડે છે) અંતમાં થોડુંક તાલમેલિયાપણું વગેરે આછીપાતળી મર્યાદાઓ બાદ કરીએ તો ગ્રામજીવનની એક આકર્ષક નવલકથા રજૂ કરવામાં શ્રી. ચુનીલાલ મડિયા સફળ થયા છે.

હવે બીજી એક જાણીતા વાર્તાકાર શ્રી પેટલીકરની કૃતિ 'શકુન્તલા 'નો પરિચય કરીએ. કવિ કાલિદાસના સુપ્રસિદ્ધ નાટક 'અભિજ્ઞાન શાકુન્તલ' માંથી પ્રેરણા લઈને લેખકે આ નવલકથા રચી છે છતાં લેખક કહે છે તેમ વાર્તાનું મધ્યવર્તી કથાનક સ્વતંત્ર છે. લેખક મૂળ કથામાં કે નાટકમાં આવતા અદ્ભુત રસના ચમત્કારી પ્રસંગોને ટાળીને અથવા કેટલીક વાર પલટાવીને નવલકથાનું સમગ્ર વસ્તુ બુદ્ધિગ્રાહ્ય બનાવવાનો હેતુ રાખ્યો છે, એટલે કે મૂળ કથાનકના પ્રશ્નો આધુનિક દષ્ટિકોણથી ઉકેલવાનો તેમણે યત્ન કર્યો છે. એ યત્નની સફળતા-નિષ્ફળતા તું સરવૈયું ટૂંકમાં કાઢવાનો પ્રયાસ કરીએ. મૂળ નાટકનું વસ્તુ ટૂંકમાં જોઈએ તો કણ્વઋષિની ગેરહાજરીમાં તેમની પાલકપુત્રી શકુન્તલા અને દુષ્યન્ત રાજા વચ્ચે પ્રથમ નજરે પ્રેમ થયો. તેમણે છૂપી રીતે ગાંધર્વ વિવાહ કર્યા. દુષ્યન્તે પ્રેમ ચિહ્ન તરીકે પોતાની વીંટી સગર્ભા શકુન્તલાને પહેરાવી. ત્યાર પછી નગરમાં પાછા ફરેલા દુષ્યન્તની યાદમાં અતિથિની અવગણના કરનારી શકુન્તલાને દુર્વાસાએ શાપ આપ્યો કે દુષ્યન્ત તને ભૂલી જશે. શકુન્તલાની સખીઓએ આ વાત જાણી. તેમની વિનંતિથી દુર્વાસાએ શાપનું મારણ આપ્યું કે કોઈ પણ સ્મરણચિહ્ન બતાવવાથી રાજાની સ્મૃતિ પાછી આવશે. આ બધી બીનાથી અજ્ઞાન શકુન્તલા સાસરે વિદાય થઈ, પણ દુર્વાસાના શાપની અસર તળે આવેલા રાજાને પૂર્વ પ્રસંગોની કશી સ્મૃતિ જ રહી ન હતી. તેણે શકુન્તલા સાથેના કોઈ પણ સંબંધનો ઇન્કાર જ કર્યો, અને એની વાતની સત્યતા માટે પુરાવો માગ્યો. પુરાવો શકુન્તલાએ આંગળી પર શોધ્યો, પણ એ તો રસ્તામાં જ ગૂમ થઇ ગયો હતો. દરબારમાં અપમાનિત થયેલી શકુન્તલાએ મરીચિ ઋષિના આશ્રમમાં આશ્રય લીધો. ત્યાં તેને પુત્રપ્રસવ થયો. ત્યાર પછી અચાનક માછીમાર પાસેથી

શકુન્તલાની વીટી દુષ્યન્તને મળતા તેની સ્મૃતિ જાગ્રત થઈ. આશ્રમમા શકુન્તલા અને તેના પુત્ર સાથે દુષ્યન્તનો સુખદ મેળાપ થયો.

વાર્તાકાર પેટનીકરે દુર્વાસાના શાપનો તેમજ વીટીના ચમત્કારનો પ્રસગ બુદ્ધિગ્રાહ્ય બને તે રીતે યોજ્યો છે દુષ્યન્ત શકુન્તલાને પ્રેમચિહ્ન તરીકે વીટી પહેરાવે છે શકુન્તલા એ વીટીનો પહેરા તો સ્વીકાર પણ કરે છે, પરતુ દુષ્યન્તની મહાન ભેટ પોતે ઉદરમા સઘરી છે એ વિશ્વાસે તે બાહ્ય સ્મરણચિહ્ન રાખવાની ના પાડે છે અને રાજાનો અતિ આગ્રહ છતા એ વીટી પરત કરે છે આ પ્રસગની આવી યોજના સહેતુક છે. રાજા દુષ્યન્ત શકુન્તલા સાથેના સબધનો ઇન્કાર કરે ત્યારે બાહ્ય પુરાવા લેખે શકુન્તલા કોઈ નિશાની રજૂ ન કરી શકે એ માટે આ પ્રસગ આવશ્યક બને છે આ પ્રસંગ યોજવામા લેખકનુ બુદ્ધિકૌશલ હોવા છતા તે જ્યાન જાણી લીધા પછી ગણી કાઢેલા દાખલા જેવો બની જતો લાગે છે. એ પછી આપઘાત કરવા જતી શકુન્તલા આગળ ગૌતમી પોતાના ભૂતકાલીન જીવનનો 'રોમાન્સ' વર્ણવે છે તે શકુન્તલાના આશ્વાસન પૂરતો ઠીક છે, પરતુ ગૌતમીના પાત્ર સાથે સુસગત નથી બનતો.

એ પછી એક બીજો પ્રસગ જોઈએ ગજરૂઢિ અને પ્રેમધર્મના સઘર્ષમા રિબાતો રાજા વાયુ પ્રમાણે શકુન્તલાને તેડાવી શકતો નથી, એ રીતનુ આ વાર્તામા આલેખન થયુ છે. પ્રેમધર્મ માટે રાજરૂઢિ તોડવાનુ સામર્થ્ય દુષ્યન્તમા નથી. રાજરૂઢિ પ્રમાણે અપ્સરા કન્યા શકુન્તલા પટરાણી થઈ શકે નહિ, અને દુષ્યન્તનો શકુન્તલા પ્રત્યેનો પ્રેમ એટલો ઉત્કટ અને દૃઢ છે કે શકુન્તલાને પટરાણીપદથી જરા પણ ઓછુ સ્થાન મળે એ ચલાવી લેવા તે તૈયાર નથી. આવા માનસિક સઘર્ષ વખતે જ અચાનક શકુન્તલા રાજદરબારમા એની સમક્ષ આવીને ઊભી રહે છે રાજરૂઢિને વશ વર્તનાર રાજાને અવળો રસ્તો સૂઝે છે. સાવ અનાર્ય રીતે એ શકુન્તલા સાથેના સબધનો ઇન્કાર કરી દે છે. વાર્તાકાર એ પ્રસગની જમાવટ સુદર રીતે કરી શક્યા છે, જાણે પહેલેથી જ ગોઠવી રાખ્યા હોય તેમ દુષ્યન્ત એક પછી એક જૂઠાણા ફેકયે રાખે છે તે આશ્ચર્યજનક લાગે છે અપમાનિત શકુન્તલા પાસે રાજપુરોહિત એકાતે બધી ઘટનાનો સ્ફોટ કરે છે શકુન્તલા દુષ્યન્તનો પોતા પ્રત્યેનો પ્રેમ જોઈ શકે છે તે જો પટરાણીપદનો આગ્રહ મૂકી દે તો રાજમહેલમા તેનો સમાવેશ થઈ શકે તેમ છે પરતુ આશ્રમની આ મુગ્ધ તાપસકન્યા પટરાણીપદનો

હક છોડવા તૈયાર નથી પોતાના ભાવી પુત્રનો હક એથી ડૂબી જાય પોતાના પ્રેમસુખ માટે પુત્રનો અધિકાર કેમ ડુબાવી શકાય? આગળ ઉપર પુત્ર જવાબ માગે તો? વળી લોકો પણ એના વિશે શુ ધારે? શકુન્તલા જેવી મુગ્ધ તાપસકન્યાને આ બધા રાજપ્રપચોનુ ભાન આટલી બધી ઝડપથી શી રીતે થઈ ગયુ એ એક કોયડો છે. એ ગજગીજ હતી માટે તો બધુ જ્ઞાન એને અનાયાસે નહિ સ્ફુર્યુ હોય?

શકુન્તલાના પ્રશ્નનો તોડ ન આવવાથી સ્વમાનભેર જીવવા માટે તે મરીચિ આશ્રમમા વસવા જાય છે. મરીચ આશ્રમનુ વર્ણન તેમજ ત્યા અપાતુ વ્યાખ્યાન પોડિચેરીના આશ્રમ અંગેની વિચારણાનુ પરિણામ હોય એ શકય છે. મરીચ મુનિના આશ્રમના વર્ણનમા લેખકે પોતાનો પ્રિય એવો સમાજસુધારણાનો વિષય વણી લીધો છે આશ્રમમા શકુન્તલાને પુત્ર જન્મે છે એ બધી વાતો ઊડતી ઊડતી રાજાને કને આવે છે રાજા બિનવારસ હોવાથી પ્રજા પોતે જ શકુન્તલા અને તેના પુત્રનો સ્વીકાર કરવાની રાજાને સૂચના કરે છે ગજરૂદ્રિના ગ્રહણમાથી રાજા છૂટે છે અને વાર્તાનો સુખાત આવે છે

'શકુન્તલા' નવલકથાના વચન દરમ્યાન વાર્તાકારની પ્રસગ-યોજનામા બુદ્ધિચાતુર્ય કેટલીક વાર પ્રસગની સુદર જમાવટ, પ્રશ્નોની આધુનિક દષ્ટિબિંદુથી છણાવટ એ બધા તત્ત્વો આકર્ષક હોવા છતા ઘણી વાર પ્રસગરચનામા લેખકનુ તાલમેલિયાપણુ, પાત્રયોજનામા અનૌચિત્ય વાર્તાની રજૂઆતમા આધુનિક તેમજ પૌરાણિક પદ્ધતિનુ વિચિત્ર મિશ્રણ વગેરે દોષો કઠે તેવા છે

હવે શ્રી ધૂમકેતુ તથા ગુણવતરાય આચાર્યની ઐતિહાસિક નવલકથાઓની તપાસ કરીએ

'ચદ્રગુપ્ત મૌર્ય'ના અનુસધાનમા લખાયેલી શ્રી ધૂમકેતુની નવલકથા 'સમ્રાટ ચંદ્રગુપ્ત' મુખ્યત્વે ચાણક્યના મુત્સદ્દીપણાની સાથે ચદ્રગુપ્તના સુશાસન માટેના પ્રયાસો અને સેલ્યુકસ નિકેટર સામેના વિજયની હકીકતો ગૂથી લે છે નદરાજાના પ્રધાન પડિત કાત્યાયન (રાક્ષસ)ની યોજનાઓ ધૂળ મેળવી તેને ચદ્રગુપ્તને અનુકૂળ કરવાની ચાણક્યની યોજનાઓ વિસ્મય પમાડે તેવી છે પૌરવોની સહાયથી ચાણક્ય સહિત આખી પરિષદને પ્રતીક્ષાગૃહમા સળગાવી દેવાના રાક્ષસના પ્રયાસ અને મહોત્સવ સમયે ચદ્રગુપ્તનો ઘાત કરવાની રાક્ષસની યોજના આ બે વાર્તાના

મુખ્ય પ્રસંગો છે. ચાણક્ય પોતાની વિચક્ષણ બુદ્ધિથી પોતાના વફાદાર સાથીઓની મદદથી અને ગુપ્તચરોની કામગીરીથી રાક્ષસની યોજનાઓ નિષ્ફળ બનાવે છે. વસ્તુસંકલનાની દૃષ્ટિએ આખી રચના સફળ છે શરૂઆતથી જ રાક્ષસને જીતવાના ચાણક્યના પ્રયાસો ચાણક્યના વિલક્ષણ અને તેજસ્વી વ્યક્તિત્વનો પરિચય કરાવી દે છે. વસ્તુગૂંથણીમા લેખકની ઝીણવટભરી કાળજી ખાસ ધ્યાન ખેંચે છે. આ રાજ્યખટપટમા વાર્તાની સાંકળનો એકે અંકોડો શિથિલ દેખાતો નથી પળે પળે જિજ્ઞાસા ઉત્તેજે તેવી પ્રસંગયોજનામા લેખકનુ વાર્તાકાર તરીકેનુ ચાતુર્ય જણાય છે. આ વાર્તામા માન અંગત સ્વાર્થ કે સત્તા માટેની રાજ્યખટપટનો ચિતાર નથી. ચાણક્ય પોતે અંગત રીતે એ બધી વસ્તુથી પર છે. એની એક માત્ર ઝંખના ભારતને પરદેશીઓના હુમલા સામે સમર્થ રાજ્ય તરીકે ખડું કરવાની છે. પ્રજામા સુવ્યવસ્થા, સલામતી, આબાદી પ્રવર્તે, રાજા લોકસેવક બની રહે, પરિષદ દ્વારા રાજ્યકારભાર ચાલે અને એ બધુ પતાવીને પોતે પોતાના તક્ષશિલાના વિદ્યાધામમા ચાલ્યો જાય એ એની અભિલાષા છે ચાણક્યના આ ઉમદા વિચારો હોવાને કારણે જ રાક્ષસની હત્યા કરવાને બદલે તેના ગુણોની—તેની સ્વામીનિષ્ઠાની કદર કરી સામ્રાજ્ય માટે તેને જીતી લેવાની તે યોજનાઓ ઘડે છે. મિત્ર માટે પ્રાણસમર્પણ કરવા તત્પર બનેલા ચંદનદાસ માટે તે ધન્યતાના ઉદ્ગારો કાઢે છે આમ આખી નવલકથામા સાદ્યંત ઉચ્ચ ભાવનાઓનુ વાતાવરણ પ્રસરી રહેલુ દેખાય છે. ધૂમકેતુ ભાવનશીલ નવલકથાકાર છે વાર્તાના પાત્રો દ્વારા તેમણે સુશાસન વિશે, વિદ્યા અને રાજ્ય વિશે, રાજાના કર્તવ્ય વિશે જે વિચારો દર્શાવ્યા છે તે આજના સંજોગોમા વિશેષ નોંધપાત્ર બની રહે તેવા છે

ચાણક્યના રાજપ્રપંચો અને સાથે સાથે તેમની ઉમદા ભાવનાઓ ઉપરાંત રાક્ષસનુ પાત્ર પણ આકર્ષક છે. રાક્ષસ એ રાજનીતિનુ સંતાન જ નથી એની નિખાલસતા, સહુ પ્રત્યે વિશ્વાસ રાખવાની તેની સ્વાભાવિક વૃત્તિ, રાજનિષ્ઠા વગેરે તેના પ્રત્યે માન અને સ્નેહ ઉત્પન્ન કરે તેવા હોવા છતા ચાણક્યની મહત્તા અને તેના મુત્સદ્દીપણા આગળ રાક્ષસ નિષ્ફળ જવા જ સર્જાયેલો છે એવી પ્રતીતિ તરત જ થઈ જાય છે ચાણક્ય અને રાક્ષસનુ મિલન વાર્તાકારે મનોહારી શૈલીમા રજૂ કર્યું છે બે મહાન પુરુષો એક ઉમદા ધ્યેય માટે એકત્ર થાય છે તે આખો પ્રસંગ પ્રેરક છે.

આ આખી કથા વાચતા વિશાખદત્તનુ 'મુદ્રારાક્ષસ' નાટક સ્મરણમા આવે જ. નવલકથામા મુખ્ય કામગીરી મહાઅમાત્ય ચાણક્યની જ હોવાથી સમ્રાટ ચદ્રગુપ્તનુ વ્યક્તિત્વ ઢકાઈ જવાનો ભય ઊભો થયો છે. એમ છતા ચાણક્યનુ સ્વપ્ન પોતાનુ કરી લેનાર, તેની યોજનાઓમા બુદ્ધિપૂર્વક અને નિષ્ઠાપૂર્વક ભાગ ભજવનાર, નિર્મળ હૃદયના અને પ્રજાપ્રેમી સમ્રાટ તરીકે તે હૃદયમા અકિત થાય છે ચાણક્યની યોજનામા વફાદાર સાથીઓ તરીકે નર્તિમ, શ્રીરગી અને ગુપ્તચર ભાગુરાયણના પાત્રો પણ દીપી ઊઠે તેવા છે શોણોત્તરા યવનીના સાવ નાનકડા પાત્રમા પણ લેખકનો કસબ પ્રગટ થાય છે.

રાક્ષસ જિતાયા પછી સેલ્યુકસ સામેના યુદ્ધથી વાર્તાનો બીજો ભાગ પડી જતો લાગે છે એ પ્રસગોમા પણ ચાણક્યના મુત્સદ્દીપણાનુ દર્શન તો છે જ, પરતુ એ પ્રસગની જમાવટ કઈક જુદી તરેહની છે હેલન અને ચદ્રગુપ્ત વચ્ચેના પ્રણયની કથા જો આ બીજા ભાગમા વર્ણવાઈ ન હોત તો આ નવલકથા પ્રણયનિરૂપણથી સાવ વચિત રહી જાત

એ કથામા સેલ્યુકસ નિકેટર સામે ચદ્રગુપ્તના ગજદળના યુદ્ધનુ વર્ણન રોમાચક અને તાદૃશ છે વર્ણનો તેમજ પ્રસગોમા લેખક પૂરી ચીવટ દાખવે છે સેલ્યુકસ નિકેટર સામે ચદ્રગુપ્ત વિજેતા બની તેની દીકરી હેલનને પરણે છે એ ઐતિહાસિક સત્યની આસપાસ વાર્તાકારે કલ્પનાની પુરવણી કરી લાગે છે અને ઉપરટ હેલન જેવી વિદેશી યુવતિનો પવિત્ર સ્વીકાર કરે તો જ રાજા લગ્ન કરી શકે એવી ચાણક્યની યોજના દર્શાવી વાર્તાકારે રાજાશાહીને સ્થાને લોકશાહીને બિરદાવી છે ચદ્રગુપ્તના જમાનામા પણ એવી લોકશાહી હતી એ લેખક કહેવા ઇચ્છે છે. વસ્તુ, પાત્રનિરૂપણ, સવાદ, ભાવના દર્શન, શૈલી એમ દરેક રીતે ધૂમકેતુની આ વાર્તા આનદપ્રદ છે

એ પછી ઐતિહાસિક વાર્તાક્ષેત્રે જાણીતા શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની ગુજરાતના, પાટણના તેમ જ વિજયનગરના ઇતિહાસને નિરૂપતી નવલકથાઓની ચર્ચા કરીએ

તુરુષ્કોના આક્રમણો સામે ગુજરાતના રાજાઓ જ્યારે એક થવાને બદલે કુળકુળ મના તેમજ સપ્રદાયના ઝઘડામા નાચી રહ્યા હતા, વિલાસમા ચકચૂર હતા તે વખતે પોતાની જવાંમર્દીથી કુતુબ ઐબકની સેનાના દાત ખાટા કરી નાખનાર પાટણના નાગર વીર શ્રીધર મહેતાને કેન્દ્રમા રાખીને

રચાયેલી ગુણવંતરાય આચાર્યની નવલકથા 'શ્રીધર મહેતા' ગુજરાતની વીરશ્રીનું ગૌરવ વ્યક્ત કરે છે. તુરુષ્કોના બીજા આક્રમણ વખતે ગુજરાતમાં ભોળા ભીમદેવનું–ખરી રીતે–રાણી લીનાદેવીનું રાજ્ય હતું. નાભી-હજામ તેમનો કોટવાલ હતો. તુરુષ્કોમા ત્રાસ ફેલાવનાર પરમાર ધારાવર્ષ, શ્રીધર મહેતા વગેરે યોદ્ધાઓની હવે પાટણને જરૂર નહોતી લાગતી. ગુજરાતની ભક્તિથી પ્રેરાઈને તેમણે આપેલ સનાહ ભીમદેવ કે લીનાદેવીને ન રુચી અને કુતુબુદ્દીનની જાળમા તેઓ ફસાયા. પાટણમા ગુજરાતના વીરોનાં મુડદાનો ગંજ ખડકાયો. લીનાદેવી જીવતી કેદ પકડાઈ ભીમદેવ નાસી છૂટયો. નાભી કોટવાલે તુરુષ્કોની સેવા સ્વીકારી પાટણમા તુરુષ્કોનો ગજ્યઅમલ શરૂ થયો.

ભીમદેવનો શ્રીધર મહેતા તેમજ પરમાર ધારાવર્ષ વિના છૂટકો ન થયો. ભીમદેવને તો રાણીની પડી હતી, પરંતુ શ્રીધરે ગુજરાતની ભક્તિથી પ્રેરાઈ ફરી વાર ગુજરાતને તુરુષ્ક વિહોણું કરવાનું બીડું ઝડપ્યું. પોતાના એક વિશ્વાસુ મંત્રી મૂળરાજના જ એક વંશજ જયંતને પાટણનું પાણી માપવા મોકલ્યો.

પાટણમા જયંતની પ્રવૃત્તિના પ્રસંગો રોમાંચક છે. વાર્તામા છેક સુધી આકર્ષણ જમાવતા એ પ્રસંગો વાર્તાનું મુખ્ય આકર્ષણ છે.

પાટણમાં અતીત મકન ભારથી સામેના જયંતના સાહસો, નાભી કોટવાલની નોકરીમા રહીને તેણે કરેલી કરામતોનો રાણી લીનાદેવી ધર્મ જૂનવા બદલ તેણે કરેલો તિરસ્કાર, નાભી કોટવાલની એણે હરાજ કરેલી પત્નીનો તેણે લીનાદેવીને નસાડવા માટે કરેલો ઉપયોગ વગેરે ઘટનાઓ નાટયાત્મક અને રોમાંચક છે. ગુણવંતરાય આચાર્યની નવલકથાએનું મુખ્ય બળ જેટલું વિચાર-દર્શનમા નથી તેટલું પ્રસંગજમાવટમા છે. એમના પ્રસંગો સામાન્ય વાચકને સહેજે રસમા તાણી જાય તેવા સીધા સચોટ અને નાટયાત્મક હોય છે. મુનશીની નવલકથામા હોય છે તેવી મુત્સદ્દી- પણાની અટપટી જાળ કે ધૂમકેતુમા જે અવારનવાર દેખાય છે તેવી પાત્ર- નિરૂપણની ઝીણવટ આચાર્યની નવલકથામા દેખાતી નથી. એમના પ્રસંગો બહુધા વીરરસમા જ રાચે છે. સચોટ સંવાદો દ્વારા અને નાટયાત્મક પરિસ્થિતિઓ દ્વારા તેઓ એકદમ વાચકને વાર્તામા રસ લેતા કરી મૂકે છે. વાચકને વસ્તુ સમજવા માટે મથામણ કરવી પડે તેવી સંકુલ વસ્તુગૂંથણી તેમની વાર્તાઓમા નથી એ એમની સિદ્ધિ અને મર્યાદા બંને છે.

પાટણમાં જયંતની લીલાદેવીને નમાડવાની તરકીબો રસિક અને નાટયાત્મક બનાવવાના લોભમાં વાર્તાકારને અત્યુક્તિનો વારંવાર આશરો લેવો પડયો લાગે છે, તેથી કૃત્રિમતા પણ આવી જાય છે. નાભી કોટવાલની પત્નીનું જાહેર રસ્તા પરનું નાટક એ પ્રસંગ ખરે જ અત્યુક્તિભર્યો છે. એવી જ રીતે નાભી કોટવાલને જયંત સ્ત્રીને વેષે વાર્તાના અંતભાગમાં પરહેજ કરે છે તેમાં પણ નાટકિયાપણાનો જ ભાસ થાય છે.

વાર્તામાં શ્રીધર મહેતાનું વ્યક્તિત્વ તો અનોખું જ છે. જયંતની પાછળ જ આરબ સોદાગરના વેશમાં આવી શ્રીધર મહેતા જે રીતે પ્રજાની તાકાતનો તાગ લે છે તેનાં ચિત્રો રસિક અને મનોહર છે. જૈન બ્રાહ્મણોના ઝઘડા શમાવી મહાજનો પાસે મદદનું વચન લઈ, લીલાદેવીને ઘોડે બેસાડી શ્રીધર મહેતા પલાયન થાય છે તે પ્રસંગ ચમત્કાર છે. એ પ્રસંગો દરમ્યાન જ તુરુષ્કો ગુજરાતના તોખારોનું તેજ જુએ છે. ગુજરાતમાં સુલતાનના વહીવટ દરમ્યાન જયંતની એક પ્રતિજ્ઞા સાચવવા શ્રીધર મહેતા દિલ્હીમાં તુરુષ્કો પર તૂટી પડે છે. તુરુષ્કોને ફરી વાર ત્રાહિ પોકરાવે છે અને છતાં આ બધું માત્ર ગુજરાતની ભક્તિ માટે તેમણે કર્યું છે. રાજા ભીમદેવ કે રાણી લીલાદેવીની કૃપાનો એક છાંટો પણ તેમને હરામ છે.

વાર્તાનું કાપાત્ર રાણી લીલાદેવીનું છે. છેક સુધી તેની જિજીવિષા અને સત્તાવિલાસનાવમાં ટકી રહે છે, પરંતુ લીલાદેવીને હવે શાસન મળે તેમ નથી. રાણા ભીમદેવ જોકે શાસન કરતા લીલાદેવીને વધુ પસંદ કરે છે. છેવટે શ્રીધર અને જયંતને સૌરાષ્ટ્રના અને ગુજરાતના મંડલેશ્વર તરીકે સ્થાપ્યા પછી પરમાર ધારાવર્ષ સતોષથી આંખ મીંચે છે અને એમ વાર્તા સુખદ વિરામ પામે છે. સોલંકી સમયના ગુજરાત વિશે ભારતીય વિદ્યાભવને પ્રગટ કરેલાં સાહિત્યનો મૂળ આધાર લઈ તે ઉપરથી વાર્તાકારે પોતાની કલ્પનાના રંગો પૂરી આ વાર્તાને ચમત્કાર બનાવવા પ્રયાસ કર્યો છે. વાચકોને છેક સુધી આકર્ષી રાખે તેવાં ઘણાં તત્ત્વો આ વાર્તામાં સહેજે જડી આવે તેમ છે.

એમની બીજી નવલકથા 'રાય હરિહર'માં તેમણે તેમની દૃષ્ટિ વિજયનગરના ઇતિહાસ પર સ્થિર કરી છે.

વિજયનગરના મહારાજ્યનો ઇતિહાસ રંગભર્યો છે. ઇતિહાસકારો કહે છે કે ગુપ્તના સુવર્ણયુગને પણ ભુલાવે એવો ભવ્યની જાહોજલાલીનો

યુગ વિજયનગરે દીઠો હતો. વિજયનગરના સામ્રાજ્ય વિશે અનેક દેશી વિદેશી લેખકોએ ખૂબ પુસ્તકો લખ્યાં છે; જો કે તેમા મતમતંતરો ખૂબ હોવાથી એ સામ્રાજ્યનો કેટલોક ઇતિહાસ સ્પષ્ટ થઈ શકતો નથી.

વિક્રમની દશમી–અગિયારમી સદીથી ભારત ઉપર તુર્કોનાં ટોળાનાં આક્રમણ શરૂ થયાં અલાઉદ્દીન ખીલજીના સમયમાં ગુજરાત રોળાયું. આખા ઉત્તરાપથને છિન્નભિન્ન કરનાર તુર્કો માટે ગુજરાતના પતનથી દક્ષિણાપથનું દ્વાર ખુલ્લું થયું. વિક્રમ સંવતના ચૌદમા સૈકામાં તુર્કોએ દક્ષિણમાં પ્રવેશ કર્યો. ફિરસ્તાના કહેવા મુજબ વિ સં. ૧૩૪૯ માં અલાઉદ્દીન ખીલજી દેવગિરિને લૂંટી ગયો હતો. ત્યાર પછી સંવત ૧૩૬૨ માં તેના સેનાપતિ મલેક કાફુરે દેવનગરી પર આક્રમણ કર્યું. સંવત ૧૩૬૬ માં વરંગલ પર ચડાઈ થઈ. તુરુષ્ક આગેવાનો દક્ષિણાપથની નબળાઈથી વાકેફગાર હતા. તેઓ વારાફરતી એક એક રાજાને નિશાન બનાવી આક્રમણ કરતા હતા. તેમને ખબર હતી કે દેશની કટોકટીની વેળાએ પણ આ સંપ્રદાયઝનૂની રાજાઓ એક થઈ શકવાના નથી. શૈવ, વૈષ્ણવ, જૈન, વીરશૈવ વગેરે અનેક સંપ્રદાયો એ સમય રાગદ્વેષમાં ચકચૂર હતા. એકની પડતી એ બીજાનો આનંદ હતો.

વાર્તાકારે શ્રમ લઈ વિજયનગર વિશેનાં અનેક પુસ્તકો તપાસીને વિજયનગર વાર્તાશ્રેણિ માટે સારો મસાલો ભેગો કર્યો છે. એ સામગ્રી ત્રણ નવલકથા રચાય તેટલી છે. **રાય હરિહર** વિજયનગર શ્રેણિની પ્રથમ નવલકથા બની છે

વિ. સં. ૧૩૭૯ માં હોયસલ બલ્લાળ દેરા સમુદ્રમાં રાજ્ય કરી રહ્યો હતો. વરંગુલમાં તુરુષ્કોનો છેલ્લો સામનો ત્યાંના રાજા પ્રતાપ રુદ્રને હાથે ચાલતો હતો તે સમયની કથા રોમાંચક શૈલીમા આલેખવાનો વાર્તાકારનો પ્રયાસ છે.

હોયસલ બલ્લાળ વૈષ્ણવ સંપ્રદાયનો હતો. એની પ્રતિજ્ઞા હતી કે મદુરાના નાયક પાંડ્યા સામૈયાને જન્માષ્ટમી સુધીમા પોતાના વેદાંતદેશિક રાજગુરુ સામે હાજર કરવો. એ પ્રતિજ્ઞા પાર ન પડે તો અગ્નિપ્રવેશ કરવો. પાંડ્ય સોમૈયો શૈવ સંપ્રદાયનો હતો. આ બને સંપ્રદાયો વચ્ચે હાડવેર હતું. બંનેના કર્મકાંડ જુદા હતા. વૈષ્ણવ ધર્મનું વર્ચસ્ વધારવા એવા સોમૈયાઓને ઠેર કરવા એ મહારાજ બલ્લાળ માટે ગૌરવની બીના હતી,

પરંતુ પાંડય સોમૈયો વીર હતો. બ લાળરાજે તુરુષ્કો આગળ માથું નમાવ્યું હતું, પણ આ સોમૈયો કદી તેમને નમ્યો ન હતો. જન્માષ્ટમી નજીક આવી બલ્લાળના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા સોમૈયો હાથ આવતો ન હતો. હમવામાંથી હાણ થઈ. પતિનો ચિતાપ્રવેશ અટકાવવા માટે રાણીએ ઉપાય સૂચવ્યો તે પ્રમાણે બલ્લાળે એક જૂના કેદી સંગમરાયને યાદ કર્યો પોતાની ધર્મબહેનનું સૌભાગ્ય સાચવવા સંગમરાયે સોમૈયાને પકડી લાવવાનું બીડું ઝડપ્યું. માત્ર એક શરત કરી કે સોમૈયો વીર છે. તેની સાથે વીર પુરુષને યોગ્ય વર્તાવ રાખવો બલ્લાળને એ શરત મંજૂર કર્યા વિના છૂટકો ન હતો. વાર્તાનો આરંભ જ લેખકે બલ્લાળની પ્રતિજ્ઞાની રોમાંચક ઘટનાથી કર્યો છે. જિજ્ઞાસાને સતેજ કરે તેવા પ્રસંગો લેખકે જોરદાર શૈલીમાં રજૂ કર્યા છે. સંગમરાય ઊપડયો તેની યોજનાની કે બીજી વિગતોમાં વાર્તાકાર ઊતરતા નથી, પરંતુ સોમૈયો–પાંડય નાયક સંગમરાયના હાથમાં આવ્યો એ હકીકત માત્ર નોંધે છે. સોમૈયા જેવો વીર નાયક અનાયાસ સંગમરાયના હાથમાં આવી પડયો.

પાંડય નાયકની કેદી અવસ્થામાં તેને અપમાનવામાં બલ્લાળરાજે કશું બાકી રાખ્યું નહિ. ધર્મસભાની વચમાં વેદાંતદેશિક ગજગુરુની હાજરીમાં સંગમરાયે બલ્લાળને તેની શરત યાદ દેવડાવી. તેનો તિરસ્કાર કર્યો. સોમૈયાના અપમાનથી ઊકળી ઊઠેલા સંગમરાયના પુત્રે બલ્લાળ સાથે આહીર (દ્વંદ્વયુદ્ધ)ની માગણી કરી, પરંતુ બલ્લાળે કશી મચક આપી નહિ. પિતા અને પુત્ર ભરસભામાં બલ્લાળને પડકાર ફેંકી ચડસડાટ ચાલ્યા ગયા. આ બધા પ્રસંગો જોરદાર શૈલીમાં રચાયા છે. ભાષા અહીં પ્રસંગના પ્રાણરૂપ બને છે આવેશ આ વાર્તાકારની શૈલીનું મુખ્ય લક્ષણ છે. સોમૈયો અપમાનની જરા પણ પરવા કર્યા વિના અણનમ ઊભો રહ્યો હતો. મહારાજને એ નમન ન કરે તો એની આંખો ફોડવાની રાજાએ આજ્ઞા કરી, પરંતુ જરાય થડકયા વિના પોતાનાં અંગળાં આંખોમાં ઘોંચી સોમૈયાએ બે રત્ન કાઢી આપ્યાં. આ આખું દૃશ્ય સનસનાટી ભર્યું બની ગયું છે. ચલચિત્રોમાં આવા પ્રસંગો પ્રેક્ષકગણ પર સરસ પકડ જમાવી શકે તેવી અભિનયાત્મક રીતે લેખકે તે નિરૂપ્યા છે. સોમૈયાના આ કૃત્યથી ધર્મસભામાં સન્નાટો ફેલાય છે ત્યાં જ બીજો વધુ સન્નાટો ફેલાવવા માટે વરંગલથી કૃષ્ણાજી નાયક એક મહત્ત્વનો સંદેશ લઈને આવે છે, વરંગુલની રાજમાતાએ પોતાના પુત્ર પ્રતાપરુદ્રદેવનું માથું મોકલ્યું

છે. તુરુષ્કોના આક્રમણ સામે એકતાનો સંદેશો એ માથું મોકલીને તેમણે વ્યક્ત કર્યો છે. કૃષ્ણાજી નાયકનું ભાષણ, તેની પાસે ખુલ્લું પડેલું પ્રતાપ-રુદ્રનું માથું—આ બધી ઘટનાઓ બલ્લાળને દિગ્મૂઢ કરી નાખે છે. એની બાવરી અવસ્થાનું—એના મનોમંથનનું વાર્તાકારે સમર્થ ચિત્ર આપ્યું છે. એક એક પ્રસંગ એવા વેગથી આગળ વધતો જાય છે કે તેના પરિણામ વિશે વાચકનું કુતૂહલ ઉશ્કેરાતું જ જાય છે બલ્લાળની બીજે દિવસે આજ્ઞા છૂટે છે—હરિહર અને સંગમરાયને જ્યાં હોય ત્યાંથી પકડી લાવવાની બંને જણાને બલ્લાલ પાસે તરત રજૂ પણ કરવામાં આવે છે. વળી પાછો લેખકનો ચમત્કૃતિનો શોખ પ્રગટ થાય છે. બહનાળ અનોખી નાટ્યાત્મક પરિસ્થિતિ સર્જે છે. સોમૈયા નાયકને નમાવવા તેના માથા પર મોટો ભાર મૂકવા માગે છે. હરિહર અને સંગમરાય બલ્લાળની આ ધૃષ્ટતા જોઈ જ રહે છે. એકાએક બલ્લાળરાજ જાહેરાત કરે છે કે સોમૈયા પર જે ભાર મૂકવાનો છે. તે દેશના શાસનનો-તુરુષ્કો સામે યુદ્ધ કરનાર સેનાપતિની જવાબદારીનો આ ચમત્કૃતિ આખું વાતાવરણ પલટાવી દે છે. હરિહરને દંડનાયક બનાવવામાં આવે છે.

એકદમ ટૂંકા ગાળામાં આ બધા પ્રસંગોનો વેગ અને આવી ચમત્કૃતિઓ મનમાં જામતી નથી, છતાં વાર્તાના વેગીલા પ્રવાહમાં ખેંચાવાનું આકર્ષણ પણ ઓછું નથી. સોમૈયા નાયકને નવી દૃષ્ટિ આપવા માટે બલ્લાલ પોતાની પુત્રી માલાને પરણાવે છે

આમ વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયો ચમત્કારી રીતે તુરુષ્કો સામે યુદ્ધ કરવા માટે એકત્ર થાય છે. તેમાં કૃષ્ણાજી નાયક મહત્ત્વનો ફાળો આપે છે. થોડા જ દિવસમાં અયનાક બીજા બે સનસનાટી ભર્યા બનાવો બને છે. સોમૈયાનો સાવકો ભાઈ સુંદર બલ્લાળ પાસે માલાના લગ્નની માગણી કરવા આવે છે, પરંતુ માલા અને સોમૈયાન લગ્નની વાત જાણી તુરુષ્કોના ચરણ સેવવા તે પાછો ચાલ્યો જાય છે. બીજી તરફ તુરુષ્કો સામે યુદ્ધ કરવા કાલમુખ વિદ્યાશંકર ખપ્પર લઈને નીકળે છે, પ્રજા પાસે બલિદાન માગે છે. આ બનાવોથી પ્રજામાં એક નવી જ ચેતના આવે છે. સાંપ્રદાયિક અધડા દૂર કરી આક્રમણકાર તુરુષ્કોનો સામનો કરવાની યોજના માટે મહા-સમિતિ મળે છે, પરંતુ સુંદર વિશ્વાસઘાતી અને દેશદ્રોહી નીવડે છે. તુરુષ્કોને છૂપે રસ્તે દાખલ કરાવવાની તે યોજના કરે છે. તેની જ પત્ની માલા પ્રત્યેના સ્નેહ અને ઉપકારને વશ થઈ માલાને બધી વાત કરે છે, માલા

અપૂર્વ શૌર્ય વડે ભોંયરામાંથી એક પછી એક બહાર આવતા તુરુષ્કોની કત્લેઆમ કરે છે. તુરુષ્કોનો નાયક મલેક બહાઉદ્દીન કેદ પકડાય છે. કેદ પકડાયા પછી એને શિક્ષા થવાની વેળાએ તે મોટું પ્રવચન આપે છે તે સ્વાભાવિક બની શકતું નથી. હરિહર સાથે તે યુદ્ધ માગે છે. પ્રચંડ મલેક બહાઉદ્દીન ચપળ હરિહરની સાથેના યુદ્ધમાં પરાજય પામે છે. આ બધા જ બનાવો આકર્ષક રીતે વાર્તાકારે રજૂ કર્યા છે. સુંદરને હદપારની શિક્ષા અને તુરુષ્કોના પરાજય સાથે વિજયનગર શ્રેણિની આ પહેલી નવલકથા હરિહરને વાર્તાના કેન્દ્રમાં સ્થાપી સમાપ્ત થાય છે.

આ નવલકથાની ખૂબી એ છે કે વાર્તામાં લેખકે જે ઐતિહાસિક કે અનૈતિહાસિક પ્રસંગો ગૂંથ્યા છે તે ખૂબ વેગીલા અને સનસનાટીભર્યા હોવાના કારણે વાર્તાપ્રવાહ મંદ પડતો નથી. વાર્તામાં લેખકની શૈલીનું ઓજસ પણ ધ્યાન ખેંચે છે. જો કે કેટલીક વાર એ શૈલી આડંબરી અને કૃત્રિમ પણ બની જતી હોય છે. કૃષ્ણાજી નાયકના કે મલેક બહાઉદ્દીનના પ્રવચનમાં અથવા શરૂઆતના ચારપાંચ પ્રકરણોમાં એ મર્યાદા સહેજે જણાઈ આવે છે.

વાર્તાલેખકનો ચમત્કૃતિનો શોખ વાર્તાને સહેલાઈથી ચલચિત્રમાં પલટાવી શકાય તેવી બનાવે છે. પ્રસંગો જુસ્સાદાર હોવા છતાં ઘણી વાર વધુ પડતા નાટ્યાત્મક લાગે છે. વાર્તાકાર પોતે સ્વસ્થ રહી શકવાને બદલે આવેશમાં તણાતા હોય તેમ લાગે છે. વાર્તાકારનો આખો approach romantic છે.

'રાય હરિહર'ના અનુસંધાનમાં ગુણવંતરાય આચાર્યની વિજયનગર-શ્રેણિની બીજી નવલકથા 'કૃષ્ણાજી નાયક' નામથી પ્રગટ થાય છે. વાર્તાકાર પર ઐતિહાસિક નવલકથાના લેખનમાં ઇતિહાસ સાથે છૂટ લેવાનો આક્ષેપ વારંવાર મુકાયો છે. આ નવલકથાની પ્રસ્તાવનામાં વાર્તાકાર ખાત્રી આપે છે કે વિજયનગર અંગેની નવલકથાઓમાં તેમણે ઇતિહાસ પ્રત્યે છૂટ લીધી નથી, એટલું જ નહિ, પરંતુ પ્રસંગોને કલ્પનાના ઘેરા રંગો વડે ચીતરવાની વૃત્તિ પર પણ તેમણે સંયમ રાખ્યો છે.

હેતુની દૃષ્ટિએ જોઈએ તો આ પૂર્વેની નવલકથાનો જ વિષય આ વાર્તામાં આગળ વધે છે. તુરુષ્કોનું આક્રમણ અને તેનો સામનો કરવા માટે જુદા જુદા આગેવાનોની સાંપ્રદાયિક અને બીજા ભેદ ભૂલી 'વિજયધર્મ'ને

નામે તુરુષ્કોને હઠાવવાની તમન્ના એ વાર્તાનુ મુખ્ય વસ્તુ છે ગઈ નવનકથાના અ તભાગમા ગય હરિહરને માથે દેશરક્ષણની જવાબદારી નાખી બહનાળગજ સ ન્યાસી બન્યો ત્યાથી આ વાર્તા આગળ ચાલે છે આ વાર્તાનો નાયક કૃષ્ણાજી છે કૃષ્ણાજી, રાજા કાપિનદેવ, સ ન્યાસી બલ્લાળ વગેરે વચ્ચે અમુક વિચારભેદ હોવા છતા ખૂબ પગલા કરી તુરુષ્કોને હઠાવવાનો પુરુષાર્થ તેઓ એક થઈને કરે છે કૃષ્ણાજી નાયકનુ શ બર સેનામાથી નાસવુ, વસન્તી નામની યુવતીને તુરુષ્કોના ઘેરામાથી બચાવવી વગેરે પરાક્રમોનુ વાર્તાકારે રોમાચક શૈલીમા નિરૂપણ કર્યું છે રાજા કાપિન નાથની મકક રાજનિષ્ઠા કૃષ્ણાજી સાથેના તેના મતભેદ, કાપિનદેવનો આવેશ વગેરેનુ વર્ણન પણ આનદપ્રદ બને છે

એમ છતા વાર્તામા ગ ગૂ કન્નાની મહત્ત્વનો ભાગ રોકે છે ગ ગૂ ક ચાલીએ જ હસનના બ્રાહ્મણી રાજ્યનો પ્રેરક ગ ગુ બ્રાહ્મણ જ્યોતિષી એમ કલ્પીને એની પ્રવૃત્તિઓનુ વાર્તાકારે રોમાચક અને ચમત્કૃતિમયું વર્ણન કર્યું છે તુરુષ્કોના દોભાગ તરીકે કામ કરવાનો તેના પર આરોપ છે રાજા કાપિનદેવ તેને દ ડહસ્તીનો ન્યાય આપે છ પર તુ તેની તરફ ધસમસતો હાથી તેને જોતા જ શાત થઇ જાય છે કાપિલદેવ ખડ્ગ લઈ તેને મારવા ધસે છ તો એ ખડગના તે આસાનીથી ે કકડા કરી મેદની વચ્ચેથી ચાલ્યો જાય છે શ મગ રાજાના પ જામા તે ફસાય છે ત્યા પણ પોતાની બુદ્ધિ શક્તિથી તેને મુગ્ધ કરી તેનો વિશ્વાસુ પ્રધાન બને છે કૃષ્ણાજી નાયક પણ તેની જ્યોતિષી વિદ્યાનો ઉપયોગ કરવા તેને સાધવાનો પ્રયાસ કરે છે આ જ ગ ગુ બ્રાહ્મણે એક મોચણ સાથે સ સાર માડયો હતો તે પરણેલો હતો તુરુષ્કોનો જાસૂસ હતો ગયકરણનુ માથુ તેણે સ્વહસ્તે કાપીને તુરુષ્કોના ચરણોમા ધર્યું હતુ દક્ષિણાપથના મહામડલેશ્વરોમા તે દેશદ્રોહી તરીકે જાણીતો હતો પર તુ છેવટે દગનમાજ તુરુષ્કો ઉપર પાછળથી પોતાના સૈનિકો સાથે તૂટી પડી તેમના સૈન્યને છિ ન ભિન્ન કરી તેમા જ મૃત્યુ પામની વેળા તેનો જે એકરાર છે તે ચોકાવનારો છે તુરુષ્કોની જાસૂસીના અ ચળા તળે તે દક્ષિણાપથની જ સેવા કરી રહ્યો હતો કરણનુ મસ્તક તેણે કરણને તુરુષ્કોના અમાનુષી ત્રાસમાથી ઉગારવા એની જ આજ્ઞાથી કાપ્યુ હતુ આ બધી વસ્તુઓ તે ખુલ્લી કરે છે વાર્તાના અ તમા ગ ગૂ જ્યોતિષીનો આ એકરાર ખૂ ા સચોટ અને નાટયાત્મક

બને છે. વાર્તાવિષય દક્ષિણાપથના મંડલેશ્વરો અને તુરુષ્કો વચ્ચેના સંઘર્ષનો હોવા છતાં ગંગૂ કલ્યાણીની દક્ષિણાપથને મળેલી પરોક્ષ મદદની કથા વાર્તાવસ્તુમાં એક અનોખું આકર્ષણ બની રહે છે. આ વાર્તામાં ગંગૂ કલ્યાણીની આ સમ્પ્રવૃત્તિ ઉપરાંત મુસલમાન સૂબાની અને મહેર નામની યુવતીની આડી પ્રેમ-કથા પણ લેખકે વણી લીધી છે. એ પ્રેમકથામાં પણ ગંગૂનું પાત્ર અગત્યનું બની રહે છે. ગંગૂનો મુસલમાન સૂબાઓ સાથે પરિચય, એક મોચરા સાથે તેનો સમાગમ, તેના મનોરથો વગેરેના સુરેખ ચિત્રણને કારણે ગંગૂ કલ્યાણી આ વાર્તાનું આકર્ષક પાત્ર બની રહે છે. ગંગૂ કલ્યાણી એ જ પેલો બ્રાહ્મણી રાજ્યનો પ્રેરક ગંગૂ જ્યોતિષી એમ કલ્પી લઈને વાર્તાકારે તેની આસપાસ વસ્તુની ગૂંથણી કરી છે. વાર્તાકારે જ્યાં ઐતિહાસિક મતભેદો દેખાયા ત્યાં પોતાની કલ્પનાનો ઉપયોગ કરી પ્રસંગો રચ્યા છે. ગંગૂ જ્યોતિષી એવું એક પાત્ર છે. પ્રસંગોની બાબતમાં એમ કહી શકાય કે ઐતિહાસિક સત્ય જાળવવાનો લેખકનો દાવો હોવા છતાં પ્રસંગોના નિરૂપણમાં કલ્પનાના ઘેરા રંગો આવ્યા છે એ વસ્તુ સ્પષ્ટ છે. દરદગ્નીના ન્યાયના પ્રસંગમાં, શમરોના પંજામાં ગંગૂની પ્રવૃત્તિ વેળાએ, કૃષ્ણાજી તુરુષ્કોના રોગમાંથી વસંતીને બચાવે છે ત્યારે વગેરે અનેક પ્રસંગોમાં ઐતિહાસિક સત્યની આસપાસ કલ્પનાનો ઠીક ઠીક ઉપયોગ લેખકે કર્યો હશે એમ લાગ્યા વિના રહેતું નથી. વાર્તાકારના નાટ્યાત્મક શૈલી, ભાવોનો આવેગ વગેરે તેમની પૂર્વેની નવલકથાઓમાં જોવા મળતાં લક્ષણો આ વાર્તામાં પણ પ્રતીત થાય છે. ગુણવંતરાયની આ પ્રકારની વાર્તાઓમાં સમરી પ્રેમને લગભગ દેશવટો દેવાયો હોય એમ લાગે છે. દેશપ્રેમ શૌર્ય એ જ વાર્તાનું કેન્દ્ર બની રહે છે. સમ ખાવા પૂરતી આડી પ્રેમકથા વાર્તામાં વણાઈ હોય તો તેમાં પણ પ્રેમની સુવાસમતાને સ્થાને આવેશ અને જુસ્સો જ પ્રતીત થતા દેખાય છે.

આ વાર્તા પૂરતી એક બીજી વસ્તુ એ કહેવાની છે કે તેના પ્રસંગો વેગીલા હોવા છતાં વસ્તુસંકલનાની દૃષ્ટિએ જોઈએ તો વાર્તા વસ્તુની એક સમગ્ર છાપ ચિત્ત પર પડતી નથી. પ્રસંગોમાં ક્રમબદ્ધતાનો તેમજ સુશ્લિષ્ટતાનો અભાવ વરતાય છે. તુરુષ્ક સૂબાઓના પાત્રોનું નિરૂપણ પણ એવું જ શિથિલ લાગે છે. એ પાત્રો સ્પષ્ટ રીતે ચિત્તમાં અંકિત થઈ

શકતાં નથી. અનેક કથાપ્રસંગોના અટપટા મિશ્રણને કારણે રચના શિથિલ બની લાગે છે.

એ પછી 'સંધ્યાના રંગ' નવલકથામાં ગુણવંતરાય આચાર્યે થોડા દાયકા પૂર્વેના ગુજરાત કાઠિયાવાડની આયમની જાહોજલાલી દર્શાવવા પ્રયાસ કર્યો છે. નાનકડાં ગામો વચ્ચેના અંગત વેરઝેર, તે માટે મિયાણા વગેરે પરદેશીઓની મદદ, અમદાવાદમાં સુરંર સોદાગરની પ્રતિષ્ઠા, ગાયકવાડ આનંદરાયની ખટપટો અને દુર્દશા વગેરે બાબતોને લેખકે આ વાર્તામાં સાંકળી લીધી છે.

શિથિલ વસ્તુસંકલનાવાળી, પાત્રવિકાસની ઊણપ પ્રગટ કરનારી, માત્ર પ્રસંગોની ઝમકમાં અને ભાષાના કૃત્રિમ આવેશમાં રાચનારી આ નવલકથામાં થોડુંક રંજન તેના નાટ્યતત્ત્વને કારણે મળવા સિવાય એકંદરે વાર્તાકારની કલમને યશ આપે તેવી આ નવલકથા નથી.

આ જ લેખકની એક સામાજિક નવલકથાની પણ અહીં જ ચર્ચા કરી લઈએ

ગુણવંતરાય આચાર્યની આ સામાજિક નવલકથા 'રતન' પહેલાં એક સાપ્તાહિકમાં 'કંકુ અને કન્યા' નામથી પ્રગટ થઈ હતી. એ નામની બીજી પણ નવલકથા હોવાથી પુસ્તકાકારે તે 'રતન' નામથી પ્રસિદ્ધ થઈ

આ નવલકથામાં ગામડાની એક કન્યા રતનના જીવનમાં પ્રેમની તડકીછાયડીનો ચિતાર છે. રતનના પિતા ઓધવજી બાપાએ એક દુઃખી નિરાધાર બાળકને આશરો આપ્યો. એ બાળક–મનુભાઈના પિતા મંદિરમાં પૂજારી હતા દેશી રજવાડાની ખટપટમાં એકવાર એ ટિપાઈ ગયા. એને મદ માગ મારી એમનું ખૂન કરનાર પ્રભાશંકર ફોજદાર હતો. ઓધવજી બાપાએ મનુને ભણાવી ગણાવી મુંબઈ મોકલ્યો મુંબઈમાં મનુ લેખક તરીકે પ્રખ્યાત થયો ઓધવજી બાપાએ તેને બોલાવી રતન તેને સોંપી. બંનેના આનંદનો પાર રહ્યો નહિ. વિવાહ પછી મનુ પાછો મુંબઈ ગયો તે દરમ્યાન પ્રભાશંકર ફોજદાર આપત્તિના કાળમાં પોતાના પુત્ર મદનની સોંપણી ઓધવજીને કરી ગયા મદન ખેતીવાડી શીખે એવી એમની હોંશ હતી પરંતુ મદનને તો પશ્ચિમી ઢબે ખેતી કરવી હતી. એની ધૈર્યતા એની નિર્બળતાઓ, એની સંગીતકલા વગેરેથી રતન આકર્ષાઈ અને મદન તરફ તેનું હૃદય ઢળ્યું. પ્રભાશંકરે પુત્રના લખલૂટ ખર્ચ અને

અર્થહીન અપમતરા જોઈ તે માટે ઓધવજીને જવાબદાર ગણી તેમના પર ફરિયાદ માંડી. ઓધવજી સહકુટુંબ મુંબઈ આવ્યા. રતનના હૃદયની વાત મનુએ જાણી તેણે રતનની મક્કમતા જોઈ. છેવટે એક ભાઈ તરીકે રતને તેની પાસે મદન સાથેના લગ્નમાં સહાય માગી. મનુનો છૂટકો ન થયો. ઓધવજી બાપાના ક્રોધની સીમા ન રહી. પરંતુ મદન નિર્બળ અને અસ્થિર મનનો હતો એના પિતા પ્રભાશંકરે તેનું અલક સાથે લગ્ન ગોઠવ્યું. મદનમાં તેનો સામનો કરવાની હિંમત ન હતી. છેવટે રતનને પરનાવાની જ વેળા આવી તે વખતે મનુએ ગર્ઈગુજરી ભૂલી જઈ રતનનો ફરી હાથ ઝાલ્યો.

વાર્તા કહેવાની લેખકની પદ્ધતિ રસીલી છે. પ્રસંગજમાવટ તે સારી રીતે કરી શકયા છે. ચાનક ચડાવે તેવા પ્રસંગો યોજવાની તેમની સારી ફાવટ છે. એથી વાર્તામાં સતત આવેશનું તત્ત્વ દેખાયા કરે છે. વાર્તામાં છેવટે મનુ અને પ્રભાશંકર વચ્ચેની મારામારી, ગુંડાઓના હાથમાંથી એક બાલિકા ગોપીને છોડાવવાના મનુના પ્રયાસો વગેરે પ્રસંગો નાટયાત્મક છે. સંવાદો પણ ઝમકદાર છે. કનૈયાલાલ મુનશીની નવલકથાઓની જેમ આચાર્યની નવલકથાઓ પણ સહેલાઈથી નાટયાંતર પામી શકે તેવી છે એમ કહી શકાય. પાત્રાલેખનની દૃષ્ટિએ જોતાં ઓધવજી બાપા સરસ ચીતરાયા છે. રતનના પાત્રમાં અત્યુક્તિ અને અવાસ્તવિકતા વરતાય છે. ગામડાના રૂઢ સમાજમાં ઊછરેલી છોકરીના જીવનમાં એકાએક આવતા પલટા અને મુંબઈ જેવા અજાણ્યા શહેરમાં પણ તે વિવિધ પરિસ્થિતિઓનો ભણેલી યુવતીની જેમ સામનો કરે તે બધા પ્રસંગો ઝટ પ્રતીતિકર બને તેવા નથી. મનુના પાત્રમાં પણ ભાવનાના રંગો વિશેષ દેખાય છે. વાર્તામાં ગોપીની આડકથા વસ્તુસંકલનાને ખાસ ઉપકારક બનતી નથી. કથામાં તેથી નાહકનો પ્રસ્તાર થાય છે.

સમગ્ર રીતે જોતાં આચાર્યની આ કોઈ ખાસ વિશિષ્ટ વક્તવ્ય વિનાની છતાં વાચકને પ્રસંગોના પૂરમાં તાણી જાય તેવી નવલકથા છે.

હવે ઐતિહાસિક નવલકથાઓનાં બે સંસ્કરણો વિશે અહીં થોડી ચર્ચા કરી લઈશું.

પચાસ કરતાંય વધુ વર્ષથી નવલકથાક્ષેત્રે એકધારી પ્રવૃત્તિ કરનાર સિદ્ધહસ્ત લેખક શ્રી ચૂનીલાલ વર્ધમાન શાહે આ વર્ષે તેમની એક જૂની

નવલકથા નવ સંસ્કરણ કરીને 'બાલમોહિની' નામથી પ્રગટ કરી છે. ગુજરાતમાં-પાટણમાં ભીમદેવ બીજાના રાજ્યઅમલને ભૂમિકા તરીકે લઈ આ વાર્તાની રચના કરવામાં આવી છે. સોલંકી યુગની ભૂમિકા લઈને અનેક નવલકથાકારોએ જુદા જુદા વિષયો પર અને કેટલીક વાર એક જ વિષય પર જુદા જુદા દષ્ટિકોણથી અનેક નવલકથાઓ રચી છે.

ભીમદેવ બીજાના સમયમાં ગુજરાત પર તુરુષ્કોનો સતત ભય ઝઝૂમી રહ્યો હતો. એ પહેલાં કેટલાય આક્રમણો તુરુષ્કોએ કર્યાં હતાં, પરંતુ જોઈએ તેવી સફળતા તેમને મળી ન હતી. એ સમયે રજપૂત રાજાઓ કુળના અને સંપ્રદાયના ઝનડામાં રચ્યા પચ્યા હોવાને કારણે ધીમે ધીમે નબળા પડતા ગયા અને એમની નબળાઈનો પૂરો લાભ તુરુષ્કોએ લીધો. ભીમદેવ બીજાના અમલ દરમ્યાન એ ઝઘડા ફૂલીફાલી રહ્યા હતા. તુરુષ્કો એ તક માટે ટાપી જ રહ્યા હતા. ભીમદેવ બીજાના અમલથી ગુજરાતની પડતીનો પ્રારંભ થયો.

વાર્તાકારે પહેલી વાર આ નવલકથાને 'પાટણની પડતીનો પ્રારંભ' એ શીર્ષક આપ્યું હતું. એ નવલકથા નવું સંસ્કરણ પામીને બાલમોહિની' નામથી હવે પ્રગટ થાય છે.

આ નવલકથાનો મુખ્ય વિષય ઉપર જોયું તેમ પાટણના ભીમદેવ અને તુરુષ્કો વચ્ચેના સંગ્રામનો અને તેમાં ભીમદેવના પરાજયને લગતો હોવા છતાં વાર્તાકારે એ ઐતિહાસિક સત્યની સાથે પરાજયના કારણ તરીકે એક લોકમાન્યતા બેસાડી નવલકથાને ઓપ આપવાનો પ્રયાસ કર્યો છે એ માટે તેમણે 'બાલમોહિની'નું પાત્ર સર્જ્યું છે.

બાલમોહિની પાટણની બહાર જંગલમાં એક શિવાલયમાં રહેતા નૃસિંહ સંન્યાસીને સરસ્વતી નદીના જળમાંથી પ્રાપ્ત થઈ હતી. જેમ નૃસિંહ સંન્યાસીનો ભૂતકાળ લોકોથી અજાણ હતો તેમ આ કન્યાનાં માતા પિતા કુળ વિશે કંઈ માહિતી ન હતી આ બાળકીને જોઇ નૃસિંહજીએ ભવિષ્ય ભાખ્યું હતું કે જે કોઈ તેનો સ્પર્શ કરશે તેના સર્વસ્વનો સંહાર થશે.

બાલમોહિની નિર્દોષ, સરળ અને સુંદર બાળા હતી એ દરમ્યાન ભીમદેવ કુતબુદ્દીન ઐબક સાથેના યુદ્ધમાં પરાજય પામ્યો. તેનો ખાસ મિત્ર સેનાપતિ વીર જીવનરાજ કેદ પકડાયો. કુતબુદ્દીને તેની સહાય લઈ

પાટણમાં પોતાનો પગદંડો જમાવવાનો ઈરાદો રાખ્યો હતો, એટલે પરાધીન અવસ્થામાં પણ એમક જીવનરાજની પૂરી ખાતર બજાસ કરતો હતો. રાણા ભીમદેવને જીવનરાજ વિના સુનકાર ભાસતો હતો. સંન્યાસીએ જીવનરાજને એમકના પંજામાંથી છોડાવવાનું બીડું ઝડપ્યું. એની સાથે મોહિની પાટણ નગરમાં આવી. રાણા ભીમદેવને સંન્યાસીની સ્પષ્ટ ચેતવણી હતી છતાં લીલાવતી ગણીની તેના પર નજર ઠરી અને થોડા સમય તે મહેલમાં વસી.

એ દરમ્યાન સંન્યાસીએ અજમેર જઈ જીવનરાજને મુક્ત કરાવવાના જે પ્રયાસો કર્યા તેનો કથા વાર્તાકારે રોમાંચક શૈલીમાં વર્ણવી છે. બેના નામની એક વારાંગનાની સહાય જીવનરાજને મળી જીવનરાજે પણ એનો પ્રેમ સ્વીકાર્યો હતો પણ કાવતરું પ્રગટ થતાં કુત્બુદ્દીનને ધાયલ કરી જીવનરાજ નાસી છૂટયો.

પાટણમાં આવ્યા પછી મોહિનીને જોતાં જીવનરાજ પણ તેના પ્રત્યે આકર્ષાયો. એના મોહમાં તે પોતાનું દેશ પ્રત્યેનું કર્તવ્ય ભૂલ્યો. કુત્બુદ્દીનના તો પાટણ પર ચાપતી નજર હતી જ. એ વેળાએ બેનાએ 'ગણેશલાલ' બનીને પોતાનો ભાગ ભજવ્યો. એક યુવતી ખાતર પોતાનો દેશધર્મ ભૂલવા માટે તેણે જીવનરાજને ફિટકારી તેના કાર્યમાં પ્રવૃત્ત કર્યો જીવનરાજ અને મોહિની જગતમાં એકબીજાને લગ્નમાળા પહેરાવવાની તૈયારીમાં હતાં ત્યાં જ આ ઘટના બની. જીવનરાજને હાડોહાડ લાગી આવ્યું. મોહિનીને મૂકીને તેણે કુત્બુદ્દીન સામે મોરચો માંડયો. કુત્બુદ્દીન અને જીવનરાજના યુદ્ધોની કથા પણ રસિક અને રોમાંચક છે. યુદ્ધનો વાર્તાકારે આબેહૂબ ચિતાર આપ્યો છે. બંને સેનાપતિઓની યોજનાઓના વર્ણનો સુરેખ છે યુદ્ધમાં પણ બેના જીવનરાજની પડખે ઊભી રહે છે. તુરુષ્કોનો કચ્ચરઘાણ નીકળ્યો કુત્બુદ્દીને જીવનરાજના માથા માટે ઇનામ જાહેર કર્યું. તુરુષ્કોમાં નવું જોમ આવ્યું જીવનરાજ અને બેના બંને યુદ્ધમાં એકસાથે જ ખપી ગયાં. નવે અવતારે ફરી મળવાના મનોરથ સેવતાં બંને મૃત્યુ પામ્યાં નૃસિંહ સંન્યાસીની સૂચનાથી ફરી પુરુષાર્થ કરવા માટે ભીમદેવ અદશ્ય થઈ ગયો તેની રાણી લીલાવતી તુરુષ્કોને હાથે સપડાવા કરતાં મૃત્યુને ભેટી એન મૃત્યુ પહેલાં જ એને મોહિનીનું સ્મરણ જાગે છે. આ જ મોહિની

તેણે એના જન્મ પહેલાં માયારૂપે સ્વપ્નમાં જોઈ હતી. પાટણના વિનાશ માટે તે નિર્માણ થઈ હતી. બાલમોહિનીનો ભીમદેવે જીવનરાજે સ્પર્શ કર્યો, અને પરિણામે ભીમદેવે પાટણ અને પોતાની રાણી ગુમાવ્યાં. જીવનરાજ ધૃતમ રોગાયો. મોહિનીનું નિર્માણ જે કાર્ય માટે થયું હતું તે કાર્ય પૂરું થયું. તે પછી પાછી તે સરસ્વતીના જળમાં જ ડૂબી ગઈ.

આમ એક કલ્પિતકથાનો આધાર લઈ વાર્તાકારે કુતુબુદ્દીન એબક અને ભીમદેવના યુદ્ધોનો ચિતાર રજૂ કરી પાટણની પડતીનો હેવાલ આપ્યો છે. વાર્તામાં મહુથી આકર્ષક પાત્ર મેનાનું જણાય છે. એ પાત્રમાં લેખકે સારી ચમત્કૃતિ પણ યોજી છે. મુસ્લિમ વારાંગના તરીકે તે જીવનરાજની સેવામાં રહી તેને નાસી છૂટવામાં મદદ કરે છે. 'ગણેશનાદ'નું રૂપ ધરી જીવનરાજની દેખભાળ પણ એ છે તેના કર્તવ્યમાં તેને પ્રેરે છે. તેની સાથે જ મૃત્યુ પામે છે. ગુજરાતની દાઝ આ મુસ્લિમ વારાંગનાને આટલી બધી શા માટે? રણમેદાન પર જીવનરાજના આ પ્રશ્નથી ખુલાસો થાય છે કે બેલા મુસ્લિમ વારાંગના નહિ પરંતુ પાટણમાં જ જન્મેલી ગુજરાતી હિંદુ યુવતી હતી. સંજોગોએ તેને અજમેર ઘસડી હતી. તુરુષ્કોના સહવાસમાં પણ તે ચારિત્ર્યભ્રષ્ટ થઈ ન હતી.

પ્રસંગગૂંથણી, પાત્રનિરૂપણ, વર્ણન વગેરે દૃષ્ટિએ જોતાં આ નવલકથા એકંદરે સફળ થઈ છે અને આ તેની બીજી આવૃત્તિ છે તે તેની લોકપ્રિયતા પણ સૂચવે છે. એમ છતાં આ નવલકથામાં પાટણની પડતીના કારણરૂપે 'બાલમોહિની'ની કથાનો ઉપયોગ ઉચિત નથી દેખાતો. ગુજરાતના રાજાઓ કુસંપ, કુસત્તા અને સ્વાર્થના ઝઘડામાં પડી ખુવાર થઈ ગયા અને તેથી તુરુષ્કો સામે એકત્ર થઈ લડી શક્યા નહિ એ ઐતિહાસિક સત્ય છે. એ સત્યને સ્થાને પાટણની પડતી માટે 'બાલમોહિની'ને નિર્માણ કરવી, એના માત્ર સ્પર્શને કારણે પાટણ પાયમાલ થઈ ગયું એમ દર્શાવવું, એમાં તાર્કિકતા લાગતી નથી. આવો ચમત્કાર પ્રજાના પુરુષાર્થના મૂળમાં ઘા કરી તેમને પ્રારબ્ધવાદ તરફ દોરે તેવી સંભાવના રહે છે.

ચુનીલાલ વર્ધમાન શાહની ઈ. સ. ૧૯૧૩માં લખાયેલી બીજી એક નવલકથા **સોમનાથનું શિવલિંગ**'નું આ વર્ષે નવસંસ્કરણ પ્રગટ થયું છે. લગભગ પચાસ વર્ષ પહેલાં જ્યારે લોકોની વાર્તારુચિ ઘડાતી જતી હતી અને વિશેષ કરીને ઐતિહાસિક નવલકથાઓમાં તેમનો રસ વિશેષ હતો તે સમયે આ વાર્તાકારે સોમનાથના મંદિર પર મહમદ ગઝનીની સવારીના

પ્રસંગો આ નવલકથામાં રજૂ કર્યા છે મહમ્મદ ગઝનીની લોભવૃત્તિના પ્રસંગો, તેની સોમનાથ પરની ચઢાઈ વખતે મુશ્કેલીઓ, ભીમ ભાણાવળીનું શૌર્ય, સોમનાથના મંદિરમાં ગઝનીનો પ્રવેશ, શિવલિંગ લૂટીને પાછા ફરતી વેળા બામિયાએ ગઝનીને ભૂમાં રઝળાવી તેના પર લીધેલું વેર વગેરે પ્રસંગો ઐતિહાસિક છે વાર્તાને નવલકથાસૃષ્ટી પ્રગતને ન તોડે, ઉત્તેજે અને ચાનક ચડાવે તેવી રીતમાં આ પ્રસંગો રજૂ કર્યા છે. હમીરની બહાદુરી, રાણી બકુલાદેવીના સાહસો, મુસલમાનો અને રજપૂતો વચ્ચે સોમનાથ આગળ થયેલા યુદ્ધો વગેરેના વર્ણનો આકર્ષક નીવડે તેવા છે

હવે નવલકથાના ક્ષેત્રમાં આશાસ્પદ નવોદિત લેખક તરીકે પોતાની કૃતિ 'મંગલયાત્રા' લઈને પ્રગટ થતા શ્રી. વિશ્વમિત્રની એ કૃતિ તપાસીએ એમની આ આરંભની નવલકથામાં પ્રગટ થતો તેમનો વાર્તાપ્રસંગ ખરેખર પ્રશંસનીય છે તેમાં લેખકે એક મહત્ત્વના સામાજિક પ્રશ્નની ચર્ચા કરી છે. વાર્તાનું વસ્તુ એવું છે કે એક વકીલ સામાજિક ભેદભાવોને બાજુએ મૂકીને માનવનું માનવ તરીકે મૂલ્ય સમજવા ઇચ્છે છે એમની પ્રામાણિક માન્યતા છે કે હલકી વર્ણના છોકરાને પણ જો સંસ્કારી વાતાવરણ મળે તો તેની શક્તિઓ ખીલી ઊઠે છે માનવ છેવટે તો માનવ છે અને તક મળે તો ગમે તે માનવ પોતાનું હીર બતાવ્યા વિના રહી શકતો નથી એક અખતરા લેખે ગામડામાંથી તે એક કોળીના છોકરાને ઉઠાવી લાવે છે મરદાની બધી બાજીઓ જાણનાર એક વકીલ કોળીના આઠેક વર્ષના છોકરાને એના માબાપની સંમતિ વિના મોટરમાં બારોબાર પોતાને ત્યાં ઉપાડી લાવે એ વાત સંભવિત લાગતી નથી, પરંતુ એ અપ્રતીતિકર બનાવમાંથી જ સમગ્ર વાર્તા વિકાસ પામે છે વકીલના વિચિત્ર સ્વભાવથી વાકેફગાર એમના પત્ની વિમળાબાને આ કોળીના છોકરા વિક્રમનો પોતાના કુટુંબમાં સમાવેશ કરવો જ પડે છે વિક્રમ હવે વીરેન્દ્ર બને છે. વકીલની મોટી દીકરી ચંદ્રપ્રભાને તો એની અસંસ્કારિતા પ્રત્યે ભારે નફરત છે વીરેન્દ્ર પણ ઓછો સ્વમાની નથી ચંદ્રપ્રભાની જરા પણ દરકાર તે કરતો નથી વકીલની મહેચ્છા છે કે વીરેન્દ્રને ખૂબ ભણાવી ગણાવી સંસ્કારી બનાવવો અને સમાજના આ કૃત્રિમ ભેદભાવ દૂર કરવા માટે એક પ્રયોગ કરી જોવો. તેથી જ વકીલસાહેબ તેનામાં ખૂબ રસ લઈ તેને વિકાસને માર્ગે દોરતા જ જાય છે દશેક વર્ષના ગાળામાં વીરેન્દ્ર કૉલેજ સુધી પહોંચી જાય છે. વકીલની ઇચ્છા સંતોષાતી જાય છે. એ દરમ્યાન ચંદ્રપ્રભા અને

વીરેન્દ્ર વચ્ચે અવારનવાર ચકમક ઝરતી જ હોય છે. વીરેન્દ્ર જેવો એક હલકી વર્ણનો આશ્રિત એને જરા બોલાવવાની પણ દરકાર ન કરે તે વાત તેને ખૂચે છે. વીરેન્દ્રનું સ્વમાન તેને ખોટુ અભિમાન લાગે છે. એ દરમ્યાન ચંદ્રપ્રભા વકીલના મિત્ર એક ડૉક્ટરના પુત્ર વિનયના પરિચયમા આવે છે. એ બંનેના લગ્ન થાય તે બધાને રુચતી વાત છે વિનય વકીલના ઘરના વીરેન્દ્રને જુએ છે અને તેની વાત જાણી તે પણ તેના તરફ સુગાય છે. ચંદ્રપ્રભા અને વિનય તેને અપમાનના પ્રયાસો કરે છે પરંતુ વીરેન્દ્ર મચક આપતો નથી એ બોલે છે ઓછું પણ જે બોલે છે તે ચંદ્રપ્રભા અને વિનય બંનેને વાગે તેવું છે. ધીમે ધીમે ચંદ્રપ્રભાનો પરિચય વિનય સાથે વધતો જાય છે તેમ તેમ મનમા તે વીરેન્દ્ર અને વિનયની સરખામણી કરતી જાય છે કે આ ઓછાબોલો સ્વમાની વીરેન્દ્ર એ ખરેખર અભિમાની નથી; જ ઊલટું, પોતે જ એની હલકી વર્ણને તિરસ્કારી તેને એવો કલ્પી લીધો છે. એની સરખામણીમા વિનય સંકુચિત અને ઈર્ષાળુ હોવાનું તેને સમજાય છે. ધીમેધીમે તે વીરેન્દ્રને સમજવાનો પ્રયત્ન કરે છે અને એની સાથે વાર્તાલાપમા તેને આનંદ આવે છે. વિનયને આ બધી વાત રુચતી નથી. તે વીરેન્દ્રનું તેમ જ ચંદ્રપ્રભાનુ પણ અપમાન કરે છે. એથી તો ચંદ્રપ્રભા વીરેન્દ્રની વધુ નિકટ આવે છે. વિનયના દંભી માનસથી તેને ત્રાસ થાય છે. એવામા એક પ્રસંગ બને છે. વિનય, ચંદ્રપ્રભા અને તેની બહેન શીલા સાથે આનંદપર્યટને ગયો હોય છે એક વાર રાત્રિના પહેલા પહોરમાં એ ત્રણે જણા પ્રકૃતિના સૌંદર્યની વાત કરતા હોય છે ત્યા તેમની વાતોમ એક લૂટારો લગ પાડે છે. લૂટારાને જોઈને જ વિનયના ગાત્ર ગળી જાય છે. વિનયની હાજરીમા જ લૂટારો ચંદ્રપ્રભાનો સોનાનો હારો તોડી લઈ જાય છે. ખુદ વિનયની વસ્તુઓ અને તેનુ ખમીસ સુધ્ધા ઉતારી જાય છે. વિનય જરાપણ સામનો કરી શકતો નથી. આ પ્રસંગ પછી પોતાનુ મોં લાલ રાખવાનો વિનય મિથ્યા પ્રયાસ કરે છે, પરંતુ ચંદ્રપ્રભા તેમજ શીલાની નજરમાથી તે સાવ ઊતરી જાય છે એ પ્રસંગે પોતાની વર્તણૂકનો બચાવ કરનારા વિનયનો દંભ અને તેના પર વરસતા ચંદ્રપ્રભા અને શીલાના માર્મિક કટાક્ષોનું આલેખન વાર્તાકારની કુશળતાનો પરિચય કરાવે છે.

એવામાં જ એક બીજા પ્રસંગે મોડી રાત્રે ફરીને આવતાં એક જોખમ ભરેલી ગલીમાથી ચંદ્રપ્રભા અને શીલા પર હલ્લો થાય છે.

એમનું આવી જ બન્યું હોત, પરંતુ ન જાણે કયાંથી વીરેન્દ્ર ત્યાં આવી ચડે છે એ પાંચ મિનિટની લડાઈનું ચિત્ર માત્ર આછા લસરકાઓ વડે જ લેખકે પ્રત્યક્ષ કર્યું છે. વીરેન્દ્ર બંનેની રક્ષા કરે છે અને એમ કરતાં તે ગુંડાની છરીથી ઘાયલ થાય છે વકીલના ઘરમાં વીરેન્દ્રનાં માન ખૂબ વધી જાય છે. ચંદ્રપ્રભાને હવે વિનય તો યાદ પણ આવતો નથી. વીરેન્દ્રને જ તેનું મન ઝંખે છે. એકાએક બંનેને સમજાય છે કે તેઓ પરસ્પર પ્રેમમાં છે આ બધી વાતો સમજતો વિનય બધી વાત વિમળાબાને કાને નાખે છે અને તે ચોંકે છે.

બીજી તરફ વકીલ વીરેન્દ્ર માટે ઉચ્ચ વર્ણની કન્યાઓ શોધવાના પ્રયત્નો કરે છે એમનો અખતરો બધા વધાવી લે છે, પરંતુ કોળીના છોકરાને કન્યા આપવા ભલભલા સુધારકો પણ તૈયાર નથી. અરે ખુદ વકીલસાહેબ પણ એ માટે તૈયાર નથી થઈ શકતા. હલકી વર્ણના એક છોકરાને ભણાવી ગણાવી સરકારી અમલદાર બનાવવા સુધી તે જઈ શકે છે, પરંતુ પોતાની દીકરીનું લગ્ન તેની સાથે કરી શકે એટલું માનસિક ગજું વકીલ સાહેબનું નથી. એવામાં વિમળાબા તેમને ચંદ્રપ્રભા અને વીરેન્દ્રના પ્રેમની વાત કરે છે. વકીલ પોતે આમાં વીરેન્દ્રને મદદ કરી શકતા નથી તેનું પોતાને અપાર દુઃખ છે. પરંતુ સમાજ હજુ એટલો પ્રગતિશીલ થયો નથી. વકીલ સાહેબ અહીંયી પાછા પડે છે વીરેન્દ્ર એમની વેદના સમજે છે, ચંદ્રપ્રભાની કરુણ સ્થિતિનો પણ તેને ખ્યાલ છે. પરંતુ વકીલ પ્રત્યેની તેની વફાદારી છતે છે. વ્યથિત હૃદયે તે પોતાને ગામ પાછો ફરે છે અને હૃદય ભાંગી ન પડે તે માટે પોતાની બચપણની સખી જમના સાથે લગ્ન કરે છે. એક કડવું સત્ય વીરેન્દ્રના વિચારોમાંથી–અનુભવમાંથી પ્રગટ થાય છે કે ભદ્ર સમાજ એ છેવટે પોતાનો નથી જ. સુધારાની વાતો જાહેરમાં ભલે થતી હોય પરંતુ નીચલા થરના સમાજ સાથે લગ્નસંબંધ બાંધવા જેટલી ઉદારતા કે પ્રગતિશીલતા એ સમાજમાં હજી નથી જ આવી. છેવટે તો એ લાકડાનો ટુકડો જ હતો. વકીલ સાહેબે ભૂલથી તેને ભદ્ર સમાજના દરિયામાં ધકેલ્યો. અંતે તો દરિયામાંથી તેને બહાર જ ફેંકાઈ આવવું પડયું. આમ લેખક સમાજના એક પ્રશ્ન તરફ આ વાર્તા દ્વારા આંગળી ચીંધે છે. ચંદ્રપ્રભા જે વીરેન્દ્રની હલકી વર્ણને શરૂઆતમાં તિરસ્કારતી હતી તે જ હવે વીરેન્દ્રના ગયા પછી આજીવન કુમારિકા રહેવાનો સંકલ્પ કરે છે, જીવનભર હવે એ ભેદભાવની લોખંડી દીવાલોને તોડવામાં જ

મચી રહેવાનું ઇચ્છે છે. એના શબ્દો ખરેખર પ્રેરક છે અને વાર્તાકારનું વક્તવ્ય પણ એ જ છે. ચંદ્રપ્રભા વીરેન્દ્રને કહે છે : 'એની દીવાલો ભલે મજબૂત હોય, મારું કે તમારું તેને તોડવાનું ગજુ ન હોય તો ભલે, મારું જીવનકાર્ય એ જ થશે, જિંદગીભર હથોડીને ટાંકણું લઈને હું એ દીવાલો કોચ્યા કરીશ! બસ, કોચ્યા જ કરીશ. હું સમજું છું કે તેને હું તોડી શકીશ નહિ, પણ શું એટલીય આશા ન રાખું કે તૂટે ના તો ભલે, જર્જરિત તો સાધારણ પણ બનાવી શકીશ? કારણ કે એ તોડવાની મંદ ક્રિયામાં પણ મને આનંદ આવશે, કારણ કે એની પાછળ મારું સ્વર્ગ આવ્યું છે. વીરેન્દ્ર નામનો માનવી જેને હું હૃદયપૂર્વક ચાહતી હતી, તે દીવાલ પાછળ જ ઊભો છે. શું એટલી આશા મને જીવનમાં રસ ભરવાને બસ નથી? ભલે ને, એ આશાનું પ્રત્યક્ષ ફળ ન હોય, પણ આત્મિક ફળ શું નથી સાંપડવાનું?" (પૃ. ૨૮૨)

આજના યુગમાં સમાજના એક મહત્ત્વના પ્રશ્નની ચર્ચા કરનારી આકર્ષક પ્રસંગવાળી આ વાર્તા એક નવોદિત લેખક તરફથી મળે છે તે આનંદની વાત છે. વાર્તાની પ્રસંગગૂથણી સુશ્લિષ્ટ છે. શરૂઆતની ધિક્કારની લાગણીમાંથી છેવટે ઉત્કટ પ્રેમસંબંધ રચાય છે તેની ગૂંથણીમાં લેખકનું કૌશલ પ્રગટ થાય છે. એ પ્રેમકથાના પ્રસંગો કરુણ અને રોમાંચક છે. વાર્તાના એકે એક પાત્રો જીવનથી ધબકતા હાડમાંસના પૂતળા છે. વકીલના પાત્રને લેખકે ખૂબ સરસ ઉઠાવ આપ્યો છે.

વાર્તાકારની સંવાદકલા પણ તેમનું કૌશલ વ્યક્ત કરે છે. પ્રસંગને અનુરૂપ સંવાદો કરુણ વીર શૃંગાર રસનો આસ્વાદ કરાવે છે. ગ્રામજીવનના પ્રસંગોમાં તેમજ જમની અને વિરમ વચ્ચેના વાર્તાલાપમાં લેખકે તળપદા શબ્દો યોજીને એ ચિત્રો વાસ્તવિક બનાવ્યા છે. જમનીનું પાત્ર એની જોરદાર તળપદી બાનીને લીધે ખીલી ઊઠે છે.

નવલકથાકાર તરીકે આ વાર્તામાં 'વિશ્વમિત્ર' સારો એવો કસબ દાખવી શક્યા હોવા છતાં હજી શુદ્ધ ભાષાપ્રયોગો તરફ તેમણે ધ્યાન રાખવું આવશ્યક ગણાશે. આ વાર્તામાં કેટલીય ખોટી અને વિચિત્ર વાક્યરચનાઓ નજરે પડે છે (પૃ ૩૨, ૭૦, ૧૦૦ ઇત્યાદિ). વાર્તામાં છાપભૂલો પણ પાર વિનાની છે (પૃ. ૭૧, ૧૧૯, ૧૩૦, ૧૬૪ વગેરે). આશા છે કે વાર્તાકાર હવે પછીની કૃતિઓમાં આ વિશે વધુ કાળજી રાખશે.

મેઘાણીને પગલે ચાલી સૌરાષ્ટ્રની ભૂમિનું ખમીર વાર્તાઓ દ્વારા પ્રગટ કરનારા લેખકોમાં હવે શ્રી દેવશંકર મહેતાનું નામ પણ ઉમેરવું ઘટે છે

લોકસાહિત્યની મહેક રેલાવતી અને સૌરાષ્ટ્રની તળપદી બાનીનું જોમ દર્શાવતી 'ધરતીનો પછેડો' નવલકથાના લેખક શ્રી દેવશંકર મહેતા છે પોતાના શિયળ અને ઇજ્જત કાજે પ્રાણ આપનાર એક બ્રાહ્મણની દીકરી પ્રત્યે ગગાસણીના પ્રેમમર્યા વર્તાવને ના જાણે એની વેવડી ગાનને દવાજે જઈ અટકે છે એનો પતિ એને તરછોડે છે અપમાનનો ઘૂંટ ગળીને પણ મૃત બ્રાહ્મણના સ્મરણને તે હૈયામાં સાચવે છે વાનનાથી ભર્યા ભર્યા અને દુષ્ટ નિર્બળ પતિ સાથે ગગાસણીનો મનમેળ જામતો જ નથી છેવટે મૃત્યુ પછેડો ઓઢીને જ ગગાસણી પતિને દૃઢ પ્રેમનો બોધપાઠ આપી શકે છે વાર્તાનું વસ્તુ પાતળું છે. વાર્તાકારે મનાવી મનાવીને વાર્તાને વિસ્તારી છે વાર્તામાં છમીની અને રૂડાની એમ બીજી આડકથા પણ ગૂંથાઈ છે વસ્તુસંકલનાની દૃષ્ટિએ આથી પ્રસંગોના અંકોડા બરાબર જોડાયેલા દેખાતા નથી અને વાર્તાનો પટ બિનજરૂરી રીતે વિસ્તરતો રહેવાથી વાર્તા શિથિલ બને છે છતુબાના પાત્ર દ્વારા લેખકે ફેંદ પ્રેમ અને કર્તવ્ય સ્વમાન વગેરે વિશે પોતાના વિચારો ઠાલવ્યા છે તેમજ સૌરાષ્ટ્રના ધરતીનું ખમીર દર્શાવવા પ્રયાસ કર્યો છે, પરંતુ છતુબાનું પાત્ર વાર્તાકારના માનસના પડઘા પાડતું હોય તેવું કૃત્રિમ દેખાય છે બીજાં પાત્રો પણ ખાસ આકર્ષણ કરી શકે તેવાં નથી સંવાદોના કેટલાક વાગ જોમ દેખાય છે કાઠિયાવાડના તળપદા રુઢિપ્રયોગો એ ભૂમિના લોકોની માન્યતાઓ વગેરેનો લેખકનો પરિચય સારો એવો છે અને તે વર્ણનો તેમજ સંવાદો દ્વારા વ્યક્ત થયો છે લેખકનો માતૃભૂમિપ્રેમ પાને પાને ટપકે છે છતાં નિરર્થક લંબાણમાં સરી જતા સંવાદો ટાળી શકાયા હોત તો વાર્તા વધુ દીપી ઊઠત એમ છતાં એકંદરે વાર્તાકારની લેખનશક્તિના વિકાસની શક્યતાઓ આ વાર્તામાં અવશ્ય દેખાય છે

આઝાદી માટે ભારતમાં જે આંદોલનો ચાલ્યાં તેમાંથી અનેક વાર્તાકારોએ પ્રેરણા લઈ પોતાની કૃતિઓ રચી છે શ્રી ગૌતમની નવલ 'યા જ્યોતિ' બીજા વિશ્વયુદ્ધની ભૂમિકા લઈને ચાયેલી નવલકથા છે એ સમયે આખા દેશમાં આઝાદી માટે જબરું આંદોલન ગાંધીજીની નેતાગીરી હેઠળ ચાલી રહ્યું હતું આ નવલકથામાં હિંસક ક્રાંતિમાં માનનાર એક બુઝુર્ગ નેતાના નેજા નીચે કેટલાક ભાવનાશીલ યુવક યુવતીઓ એકત્ર થાય છે તેમની તમન્ના

અંગ્રેજોના ખૂન કરી તેમના સરજામની ભાગફોડ દ્વારા આઝાદી લાવવાની છે આખા હિંદમાં એના હિંસક ક્રાંતિકારીના મંડળો ગ્યાયા છે તદુપરાંત જાપાન અને જર્મની સુધી પહોંચીને પણ આ યુવકો બડાગ્થી ક્રાંતિ માટે તૈયારી કરી રહ્યા છે ક્રાંતિકારી યુવાનોની આ વ્યાપક પ્રવૃત્તિ દરમ્યાન બર્લિનનું પતન થાય છે મહાત્મા ગાંધીજીનો જેલમાંથી છુટકારો થાય છે અને હવે છેલ્લા બનાવો પછી સ્વરાજ આવી રહ્યુ છે એમ જોઈને નેતા તેમની હિંસક ક્રાંતિની લડતને સંકેલી દઈ એકાંતમાં ચાલ્યા જાય છે

વાર્તાના પરિણામ પરથી તપાસ કરતાં વાર્તાના હેતુ વિશે સ્પષ્ટતા થતી નથી ભારતમાં આઝાદી આવી તે મહાત્મા ગાંધીજીની અહિંસક લડતથી આવી એ વાત સુવિદિત છે પરંતુ આ વાર્તામાં એ લડતનો ભાગ્યેજ કોઈ ઈશારો મળે છે ક્રાંતિકારી નેતાના વિધાન ઉપરથી જ સ્વરાજ આવ્યાની વાત સમજાય છે, પરંતુ એ હિંસક પ્રવૃત્તિનું પરિણામ છે કે કેમ એ વિશે તો મૌન જ સેવાયુ છે આથી વાચકના મનમાં વાર્તાના હેતુ વિશે કંઈક ગેરસમજ થવાનો સંભવ રહે છે વાર્તાકાર પોતાનો હેતુ સ્પષ્ટ રીતે વ્યક્ત કરી શક્યા નથી

વાર્તાના પ્રસંગોની પસંદગી આકર્ષક છે પરંતુ પ્રસંગોનું નિરૂપણ ચિત્તાકર્ષક બનતું નથી કેદખાનામાંથી કેદીને નસાડી મૂકવાની યોજના, સ્ટીમરમાં બાબ મૂકી દારૂગોળો સળગાવી દેવાનું કાવતરું વગેરે પ્રસંગો વાસ્તવિકતાની પ્રતીતિ ન કરાવતાં કંઈક અંશે નાટકી લાગે છે હિંસક ક્રાંતિના વાતાવરણની ગંભીરતા તેમાં જોવા મળતી નથી વાર્તામાં ત્રણ ચાર પ્રસંગો સિવાય મોટે ભાગે ક્રાંતિની ચર્ચાઓથી જ આ નવલકથા ભરેલી દેખાય છે વાર્તાના બધાજ પાત્રો ક્રાંતિની પ્રવૃત્તિ કરતાં તેની ચર્ચા વિશેષ કરતા હોય તેમ દેખાય છે આ બધા પાત્રો છિછરાં અધીર અને ચંચળ છે વાતવાતમાં ખાતાં પીતાં હસતાં રમતાં પ્રેમ કરતાં આ બધાં પાત્રો ક્રાંતિની જાણે રમત રમતા હોય તેવો ભાસ થાય છે ક્રાંતિના બનાવો તો જાણે મૂળ સંકલનથી કશી જ મુશ્કેલી વિના પાર પડી જતા દેખાય છે, એથી વાર્તામાં વાસ્તવિકતાનો અભાવ લાગ્યા કરે છે બર્લિનના પતનનો પ્રસંગ સરસ રીતે ઉઠાવ પામી શકે તેમ હોવા છતાં તેમાં પણ અસ્વાભાવિકતાનું જ મોટે ભાગે દર્શન થાય છે વાર્તાની મુખ્ય પ્રવૃત્તિની સાથે સાથે આ પાત્રોની પ્રેમકથા પણ આડી આડી વહી જાય છે ક્રાંતિકારી નેતાનો સ્પષ્ટ આદેશ છે કે ક્રાંતિ દરમ્યાન પ્રેમની પામરતા વચમાં લાવવી

નહિ, પ્રેમની તાવણી કરી તેને દૃઢ બનાવવો આ વાર્તાના પાત્રો સુરેશ, જ્યોતિ, ડૉ પ્રમથ, કલ્યાણી, ડૉસા વગેરેને પોતાના પ્રેમ વિશે સયમ કેળવવો પડે છે, પરંતુ આ પાત્રો મોટે ભાગે પ્રેમમા નિષ્ઠાવાન નીવડતા નથી સુરેશ અને જ્યોતિ વચ્ચે પ્રેમ હોવા છતા આઝાદી આવ્યા સુધી બને જણા પ્રેમને વચમા ન આવવા દેવાનો સકલ્પ કરે છે ડૉ પ્રમથ પણ કલ્યાણીને મૂકી બલિન પહોચી જાય છે પરંતુ પ્રસંગો એવા બને છે કે જ્યોતિ સુરેશના પ્રેમને વિસરી ડાક્ટરને પોતાનો સ્નેહ આપે છે, સુરેશ અને કલ્યાણી પણ એકબીજાના સ્નેહને સત્કારે છે અને છેવટે તેમના યુગલ રચાય છે એટલે આ નવલકથાના પાત્રો વાર્તાનાયક ભાવનાવાદી, ઉચ્ચ આદર્શ ધરાવનાર દેખાવા છતા વાસ્તવમા તેઓ કોઈ ઉ વગ છાપ પાડી શકતા નથી. ક્રાંતિકારી નેતા આ બધા પાત્રોનો ખૂબ પૂજ્યભાવ મેળવવા છતા એમનુ વ્યક્તિત્વ પણ વાચકને આકર્ષક કે પ્રેરક નીવડતુ નથી વાર્તામા લેખકે સ્ત્રીકલ્યાણની એક સસ્થાનું પણ વર્ણન વણી લીધુ છે પરંતુ એ સસ્થાની પ્રવૃત્તિ વાર્તામા પ્રત્યક્ષ થતી નથી આ વાર્તાના પાત્રોમા લેખકે તેમનો ભેદભર્યો ભૂતકાળ જૂ રી suspense અને ચમત્કૃતિ લવવા પ્રયત્ન કર્યો છે ડૉ. પ્રમથ, અમીના ઉર્ફે સગ્વા લતા વગેરે પાત્રોનો ભૂતકાળ ભેદભર્યો છે પરંતુ એનો ઘટસ્ફોટ ખાસ ચમત્કારી બની શકતો નથી અને મુખ્ય વસ્તુને તે ઉપકારક પણ નથી વાર્તાના સવાદોમા ભાવનાઓનુ દર્શન કેટલીક વાર થાય છે, પરંતુ મોટે ભાગે તે સામાન્ય વાર્તાનાપો જેવા બની જાય છ તેમા કશી ચમક દેખાતી નથી વાર્તાની ભૂમિકા અને વિષયની પસદગી સરસ હોવા છતા વાર્તાના કૌશલની ખાસ છાપ આ નવલકથામા વરતાતી નથી

ટૂકી વાર્તાઓ દ્વારા ઠીક ઠીક ખ્યાતિ મેળવનાર શ્રી મોહનલાલ પટેલ 'હેતના પાંખા' વાર્તા દ્વારા નવલકથા ક્ષેત્રપોતાની કલમની અજમાયશ કરે છે જગલમા વસતી કોમના બે પાત્રો લીલી અને હમીરની એક કરુણ પ્રેમકથા આ નવલકથામા લેખકે રજૂ કરી છે આ બે પાત્રોના પ્રેમની વચમા શહેરનો એક દેહદાર જગલમા દાખલ થાય છે લીલીના વિચિત્ર સ્વભાવને કારણે હમીરની મૂઝવણ સર્જાય છે હમીર અને લીલી વચ્ચેના પ્રણયપ્રસંગો અયુક્તિ ભર્યા લાગે તેવા છે લીલી જગલમા આવે શહેરમા જાય છે તે પછી વાર્તાના પ્રસગો બરાબર જામતા નથી વાર્તા નબળી પડતી જાય છે શહેરમા લીલીના

સંપર્કથી જનમનનું એકદમ પરિવર્તન થવું, લીલીના સંસ્કારોમાં થોડા જ સમયમાં અવનવો પલટો આવવો વગેરે વસ્તુ ઝટ ગળે ઊતરે તેવી નથી જનમન તેમજ લીલીનાં પાત્રો પણ વિચારશીલ કરતાં તરંગી વિશેષ લાગે છે, એમના વ્યક્તિત્વની સ્પષ્ટ છાપ ઊઠી શકતી નથી. એમની સરખામણીમાં હમીર સારો ચીતરાયો છે. એના પ્રેમનાં મનોમંથનોનાં વર્ણનોમાં લેખકની કલમની સફળતા દેખાય છે. વાર્તાના અંતમાં રામીનો હમીરા સાથે સંબંધ જોડી દેવો, આગનો પ્રસંગ યોજાવો, લીલીએ હમીરા અને રામીને જોયા પછી જનમનને પરણી જવું એ બધું તાલમેલ જેવું લાગે છે. હમીરને મૂકીને લીલી જનમનને પરણે હમીરને નછૂટકે રામીને પરણવું પડે, એ અંત કલાત્મક લાગતો નથી વાર્તાલાપો અને વર્ણનોમાં પણ બહુ ઝમક નહિ દેખાવાને કારણે વાર્તા વચમાં વચમાં ફિસ્સી બની જતી દેખાય છે. પાત્રોની તળપદી બાની પણ ખાસ સામર્થ્ય દાખવી શકતી નથી. એમ છતાં વાર્તાકારમાં કસબ છે. રજૂઆત અને શૈલી પર વિશેષ ધ્યાન અપાય તો તેમનો એ કસબ દીપી નીકળે એવી આશા આ વાર્તામાં દેખાય છે.

શ્રી રતિલાલ ગિરધરલાલ શાહ. કૃત '**હું અને દિવ્યબાળા**'માં બે ઊર્મિશીલ પ્રેમીઓનાં જીવનસ્મરણોનુ આલેખન છે. વાર્તાનો નાયક રાજયોગી સ્વપ્નમાં ગુરુના આદેશથી રાજપાટ ત્યજી વનવાસ સેવે છે. ગુરુની મના છતા તેને દિવ્યબાળા નામની યુવતીનો પરિચય કરવો પડે છે; દિવ્યબાળા પણ ભવેભવના પતિની શોધમા નીકળી છે. બને એકબીજાના સહચારમાં સુખી દિવસો વિતાવે છે. એક દિવસ દિવ્યબાળાનો એક ભાઈ તેમની પર્ણકુટિમાં આવે છે. તેના સહવાસથી દિવ્યબાળા પ્રત્યે આ રાજયોગી શંકા સેવે છે અને રોષ ઠાલવે છે. દિવ્યબાળાને મૂકી એ ચાલ્યો જાય છે. રસ્તામાં એક ગુરુ તેની આકરી કસોટીઓ કરે છે. એનું શરીર રક્તપિત્તથી ઘેરાયેલું છે. એની સેવામાં તે પ્રવૃત્ત થાય છે. થોડા સમય બાદ દિવ્યબાળા એક નાનકડા પુત્ર સાથે તેને પાછી મળે છે. બનેનુ સુખી દામ્પત્ય પાછું વહેવા માંડે છે. આદિવાસીઓની સેવામા તેઓ જીવન ગુજારે છે ત્યાં પહેલાં બાળક પછી દિવ્યબાળા તેમજ ગુરુ અવસાન પામે છે, પરંતુ દિવ્ય બાળાના દર્શનનો વાર્તાનાયક હમેશ અનુભવ કરે છે.

વાર્તામાં સૌથી નોંધપાત્ર વસ્તુ તે પાત્રોની ઊછળતી લાગણીઓ છે રાજયોગી ખૂબ ઊર્મિલ છે. તેના રાગદ્વેષ પારવિનાના છે. વનમાં તપ માટે

નીકળ્યો હોવા છતાં તેની લાગણીઓ પર તેનો જરાપણ સંયમ નથી. એના કરતાં દિવ્યબાળા વધુ સમજુ અને ઠરેલ તેમજ પ્રેમાળ છે. વાર્તામાં ઠેર ઠેર લેખકે ધર્મ, તપ ત્યાગ, સેવા વગેરે વિશે મંતવ્યો વેર્યાં છે. કેટલીકવાર તો જાણે એ મંતવ્યો માટે જ વાર્તા લખાઈ હોય તેવો ભાસ થાય છે પાત્રો સ્પષ્ટ છાપ પાડે તેવા નથી એમના વિચારોમાં સુસંગતતા કે પરિપક્વતા દેખાતી નથી. ઊર્મિનો આવેગ તેમના સ્વભાવનું મુખ્ય લક્ષણ છે. વસ્તુસંકલનાની દૃષ્ટિએ વાર્તા શિથિલ છે આદિવાસીઓના પ્રકરણમાં વાર્તા પ્રચારમાં સરી પડે છે. વાર્તાને અંતે વારાફરતી પાત્રોના મૃત્યુ આણી વાર્તાકારે વાર્તાને કરુણ બનાવવા પ્રયાસ કર્યો છે. વાર્તામાં દિવ્યબાળા અને ગજયોગીના પુનર્જન્મના પ્રેમની ઘટનાઓ ચમત્કારી છે. એકંદરે આ વાર્તા કથાતત્ત્વની દૃષ્ટિએ સામાન્ય કોટિની છે.

એમની બીજી નવલકથા 'બિમલમૂર્તિ' લેખક કહે છે તેમ આજના અણુયુગની નવલકથા છે. વાર્તાનો નાયક નિરંજન સમર્થ નવલકથાકાર છે. તેની નવલકથા પાછળ જનતા ગાંડી બની છે. સરયૂપ્રસાદ સેનાપતિની દીકરી સુચેતા તેને ચાહે છે. બીજી તરફ ડૉ. યશવંત એક બાહોશ વૈજ્ઞાનિક છે. અણુશક્તિના વિનાશના તેમજ હાઇડ્રોજન બૉંબ બનાવવાના તેના મનોરથ છે. ભારત સરકારે પણ તેની કદર કરી છે ડૉ યશવંત એકવાર તેની માંદગીમાં સરલા નામની નર્સ દ્વારા પરિચયમાં આવે છે અને બંને એક બીજાને લગ્નનો કોલ પણ આપે છે. ત્રીજું યુગલ વૃદ્ધ બૅરિસ્ટર વાસુદેવ અને તેમની યુવાન પત્ની વિમલાનું છે. વિમલા પોતાનો સ્ત્રીધર્મ સમજીને પતિવ્રતા બની રહે છે. બૅરિસ્ટર વાસુદેવ યશવંતની સેવાઓથી મુગ્ધ બની તેને દત્તકપુત્ર તરીકે સ્વીકારવા ઇચ્છે છે, પરંતુ ડૉ. યશવંતની નજર વિમલા તરફ છે. વિમલા તેને ધુત્કારે છે. સરયૂપ્રસાદની નજર પણ યશવંત તરફ છે. સુચેતાનો નિરંજન સાથેનો સંબંધ તેમને પસંદ નથી. યશવંત સુચેતાને મેળવવા પણ ખૂબ રાજી છે સરલા પ્રત્યે તે વિશ્વાસઘાત કરે છે, પરંતુ સુચેતાને યશવંત પ્રત્યે જરા પણ પ્રેમની લાગણી નથી. એ અરસામાં વૃદ્ધ બૅરિસ્ટરની પત્ની વિમળાના જીવન પર કાળી ટીલી ચોંટે છે. એની થોડો સમય અગાઉ જ બૅરિસ્ટરનું મૃત્યુ થયું હોય છે વિમલા આત્મહત્યા કરવા તૈયાર થાય છે. એને ભ્રષ્ટ કરનાર પુરુષ કોણ? આ suspense ઉપર જ આખી વાર્તાની ઇમારત ઊભી છે. આ પ્રસંગ નવલકથામાં પાયાનો હોવા છતાં વાર્તાકાર એ પ્રસંગની વિગતો વિશે બિલકુલ મૌન સેવે છે

વિમળાના પતિવ્રતાધર્મભંગનો પ્રસંગ યોગ્ય રીતે યોજાયો લાગતો નથી. વાર્તામાં એકાએક જ નિર્મળાના ઉદ્‌ગારો દ્વારા ખબર પડે છે કે તે ભ્રષ્ટ થઈ છે. વાર્તાકારનો આ કૂદકો વાર્તામા મોટું ગાબડું પાડે છે.

સુચેતાનું નિરંજન પ્રત્યેનું આકર્ષણ જોઇ સરયૂપ્રસાદ અને યશવંત બને છંછેડાય છે; એને ખૂબ પજવે છે. દૂર ગામમા એની બદલી થાય છે. એના પર લાચ લેવાનો આરોપ મુકાય છે. વિમળાને ભ્રષ્ટ કરવાનું આળ પણ તેના પર આવે છે કારણ વિમળાની કરુણ અવસ્થામાં નિરજન તેને પૂરી સહાનુભૂતિથી મદદ કરી ત્યક્તા આશ્રમમા ગોઠવી આપે છે. વિમળા અને નિરંજનના સંબધો વિશે શકા આણી સુચેતા, નિરજનની બહેન રજના અને બીજાં બધા જ તેનો સમધ છોડી જાય છે. નિરંજન પર આ બધી વિપત્તિ છતા વિમળા એ ભેદનો ખુલાસો નથી કરતી એ આશ્ચર્યજનક છે. એ ભેદ પ્રગટ કરવામાં એને કશું જ નુકસાન નથી. ઊલટું પોતાના તારણહાર નિરંજનને તેથી મદદ થાય તેમ છે. પરતુ વાર્તાકારે એ બધો ભેદ છેલ્વે જ પ્રગટ કરવાનો હેતુ રાખ્યો જણાય છે.

યશવતના વિશ્વાસઘાતના આઘાતથી સરલા મૃત્યુ પામે છે. યશવંત પોતે પણ હાઇડ્રોજન બૉબની તૈયારીમા અકસ્માતથી મૃત્યુ પામે છે. મૃત્યુ વખતે એના એકરારથી સહુના મનનો ખુલાસો થાય છે કે વિમળાને ભ્રષ્ટ કરનાર ડૉ. યશવંત હતો. નિરંજન અને સુચેતાના લગ્નથી વાર્તાનો સુખાત આવે છે

વાર્તામા આ suspense એ જ મુખ્ય વસ્તુ હોવા છતા એ અસરકરક બનતો નથી, એ વસ્તુસકલનની મર્યાદા છે. પાત્રોની બાબતમા ડૉ. યશવંતની ખટપટોનુ નિરૂપણ સારુ છે. ખલનાયક તરીકે તે શોભી ઊઠે છે. વાર્તાના નાયક નિરજનમા ભાવનાના રગો વધારે પડતા આલેખાયા છે સજીવ લાગતો નથી સુચેતા સરલા વિમલા વગેરે પાત્રો ઠીક ચીતરાયા છે. વિમલા આ વાર્તાની વિમલ મૂર્તિ છે એવું લેખકનું મતવ્ય છે; પરતુ વિમલાના પાત્રનો વિચાર કરતા આ વિશેષણ અસ્પષ્ટ છે. વિધવા તરીકે એને વિમલમૂર્તિ કલ્પી હોય તો જુદી વાત. વિમલમૂર્તિનો આદર્શ વિમલામા કઈ રીતે લેખક નિરૂપવા માગે છે તે સમજાતું નથી.

આ વાર્તા આજના અણુયુગની છે એવો લેખકનો દાવો વાર્તાના પ્રસંગો અને વસ્તુસંકલના જોતાં યથાર્થ ઠરતો નથી. વાર્તાનો મુખ્ય વિષય પ્રણય-ત્રિકોણ છે. વાર્તાની વચમાં અણુશક્તિ વિશે થોડાંક મંતવ્યો વ્યક્ત કરવાથી વાર્તા અણુયુગની નવલકથા બની શકે નહિ. વાર્તામાં એવું વિજ્ઞાનને લગતું વાતાવરણ જ જામતું દેખાતું નથી.

વાર્તામાં સામાન્ય કક્ષાનાં પાત્રો, અત્યુક્તિભર્યા સંખ્યાબંધ પ્રસંગો લાંબા અને કેટલીક વાર અર્થહીન સંવાદો વાર્તાને ફિક્કી બનાવે છે. વાર્તા સંક્ષિપ્ત રૂપે રજૂ થઈ શકી હોત તો કંઈક સચોટ બની શકે તેમ હતી. આ વાર્તા હજી કસાતી કલમની રચના છે તેવી લાગણી આ વાર્તા વાંચતાં થાય છે.

ભગવતીકુમાર શર્માની કૃતિ 'આરતી અને અંગારા' રાજ્યપુનર્ઘટનાની ભૂમિકા પર રચાયેલી છે. ગુજરાતી દક્ષિણીના મુંબઈના ઝઘડાની તેમજ બીજી ચિત્રવિચિત્ર નાટ્યાત્મક પરિસ્થિતિઓ, કિન્નાખોરીથી અંધ બનેલો પાંડુરંગ, કર્તવ્યનિષ્ઠ સમજદાર મોહન, ચૂસણખોર શ્રીમંત નરોત્તમ શેઠ, સત્-અસત્ વચ્ચે ઝૂલતો પ્રાણસુખ, ભાવનાશીલ ગૌરી, આપાસાહેબ, આનંદીબાઈ વગેરેની વૈવિધ્યભરી પાત્રસૃષ્ટિ, પાત્રોના ઝડપી હૃદયપલટા અને અંતે દક્ષિણી ગુજરાતીની એકતા વ્યક્ત કરતો કંઈક અંશે પ્રચારાત્મક લાગતો વાર્તાનો અંત—આ બધાં વાર્તાનાં તત્ત્વો કોઈ ફિલ્મી વાર્તાનો ખ્યાલ આપે છે. લેખકે પરિસ્થિતિઓને અનુરૂપ જુસ્સાદાર સંવાદો અને વર્ણનો કર્યાં છે, પરંતુ એમાં કેટલેક સ્થળે શૈલી કૃત્રિમ બનતી દેખાય છે. દેવાના દેવની હરાજી, માણસાઈનાં મોતી, દિલાવરીની દોલત જેવા અનુપ્રાસયુક્ત શબ્દપ્રયોગો દ્વારા લેખકે વાર્તા શૈલીમાં ચમક લાવવાનો સભાન પ્રયાસ કર્યાનો ભાસ થાય છે.

'આંધીના એંધાણ' નવલકથામાં લેખક શ્રી રમણિક પરેલે મુંબઈ જીવનનો કંઈક અનુભવ વ્યક્ત કરવાનો પ્રયાસ કર્યો છે. વાર્તાનો નાયક મહેશ પરીક્ષામાં નપાસ થવાથી કૉલેજનું ભણતર મૂકી, પોતાની પ્રિય પત્નીને ત્યજી મુંબઈ નોકરીની શોધમાં ચાલ્યો જાય છે. ત્યાં એક મિત્ર-દંપતીની ઓથ તેને મળે છે. મુંબઈમાં તેને ચેતના નામની એક નિરાશ્રિત યુવતીનો સંપર્ક થાય છે. આ સંપર્કની ભૂમિકા યોગ્ય રીતે ઉઠાવ પામી શકી નથી. ચેતનાની જીવનકથા પણ હૃદયંગમ બની શકતી નથી. ચેતના સાથેના આ સંપર્કનું પરિણામ એ આવે છે કે એ બંનેની ઊડતી વાતો

સાંભળી મહેશની પત્ની પૂર્ણિમાને સખત આઘાત પહોંચે છે. મહેશ પોતાને ગામ દોડી જાય છે, પરંતુ પૂર્ણિમાને બચાવી શકતો નથી. અહીં પણ પ્રસંગનિરૂપણની ઉતાવળ જ દેખાય છે. વાર્તાકાર પ્રસંગોની જમાવટ પર યોગ્ય ધ્યાન આપી શકયા નથી. પૂર્ણિમાના મૃત્યુનો પ્રસગ સરસ ઉઠાવ પામી શકયો હોત

ચેતનાની આર્થિક સહાય મેળવી વાર્તાનાયક ઈંગ્લેંડ જાય છે. ત્યાં એક અગ્રેજ યુવતી તેના સંપર્કમાં આવે છે. મહેશની સહાય માટે તે પણ મબલખ રકમ ખર્ચવા તૈયાર થઇ જાય છે. સ્ત્રીઓ સાથે વાર્તા-નાયકના પરિચયપ્રસંગોમાં અતિશય કૃત્રિમતા જણાય છે. એક ત્રીજી યુવતી તરલિકા પણ વાર્તા નાયકનું આકર્ષણ અનુભવે છે. આ બધા પ્રસગોમા તેમજ પાત્રોમાં ઊર્મિલતાનો અતિરેક જણાય છે. વાર્તાકાર પોતે પણ એ મર્યાદાથી અજ્ઞાત નથી. જીવનદર્શન અથવા તો અનુભવનું ઊંડાણ ન હોવાને કારણે વાર્તા-વસ્તુ તેમજ પાત્રનિરૂપણમાં છીછરાપણું જણાય છે. પ્રસંગોની સંકલના યોગ્ય રીતે થઈ શકી નથી. એકંદરે આ વાર્તામાં નવલકથાની સામગ્રી અવશ્ય છે, પરંતુ વાર્તાકાર તેને યોગ્ય માવજત આપી શકયા નથી.

બાબુભાઇ પ્રા. વૈદ્ય રચિત '**નંદબાબુ**' નવલકથા કરતાં પ્રસંગમાળા વિશેષ છે. વસ્તુની ગૂંથણી જેવું તેમા બહુ ઓછું છે. નંદબાબુ નામના એક પાત્રના જીવનપ્રસંગોનું જ એમાં ઘણું ખરું આલેખન છે. નંદબાબુનાં શૌર્ય અને પરોપકાર વર્ણવવા માટે વાર્તાકાર દોઢસો પાના સુધી વિવિધ પ્રસંગો જ રજૂ કર્યા કરે છે. નંદબાબુ આખા મુંબઈમાં પ્રખ્યાત છે, ગરીબોના બેલી છે; ગુંડાઓ તેમની આજ્ઞામા છે. આ માણસ જુગારના અડ્ડાઓ પર હલ્લા લઇ જાય છે, હરામખોર શ્રીમંતોની પાસે નાણા કઢાવે છે, અને કેટલીક વાર વ્યક્તિઓના ખૂન પણ કરે છે. નંદબાબુમાં આ પ્રસગો દ્વારા વાર્તાકારે શૌર્ય અને તેની ગરીબો પ્રત્યેની દાઝ કે તેમના પરોપકારો વર્ણવવાનો હેતુ ભલે રાખ્યો હોય, પરંતુ એક માણસ કાયદો પોતાના હાથમાં લઈને સમાજમા આવી બેફામ રીતે ભલે ઉચ્ચ હેતુથી પણ વર્તતો હોય તો તે વસ્તુ આદરપાત્ર નથી. બીજી આશ્ચર્યકારક વસ્તુ એ છે કે નંદબાબુની લૂંટફાટ અને ખૂનામરકી કરનારી પ્રવૃત્તિઓ હોવા છતાં એકે વાર પોલીસની તેમની સામે તપાસ થતી નથી આવી પ્રવૃત્તિ શું ખરેખર એટલી બધી આસાન છે કે પછી

સરકાર પણ આવી એક માથાભારે વ્યક્તિથી ડરીને ચૂપ રહેવું જ બહેતર ગણતી હતી એમ લેખકને કહેવું છે? વાર્તાના પ્રસંગો નંદબાબુના જીવનના એકના એક જ પાસાને વ્યક્ત કરનારા હોવાથી તેમાં વૈવિધ્યનો આનંદ મળતો નથી સોએક પાનાં પછી અચાનક જાણે કે વાર્તાકાર માત્ર પ્રસંગોનાં જ ચિત્રણ અંગે સભાન બને છે અને નવલકથા માટે વસ્તુસંકલનાનો આછો પાતળો દોર પકડે છે, પરંતુ એમાં તે સફળ થતા નથી. નંદબાબુનો જાતકાળ, સુધા નામની યુવતી સાથે તેમનો પરિચય વગેરેના વર્ણનમાં પણ આગળનાં પાનાં ઉપર ચીતરાયેલા પ્રસંગો જ પુનરાવર્તન પામતા દેખાય છે આ નવલકથામાં મુખ્ય પાત્ર નંદબાબુ સિવાય બીજા કોઇ પાત્રને વિકસવાનો કશો અવકાશ જ રહેતો નથી એટલે નંદબાબુ એ જ આખી કૃતિની કેન્દ્ર વસ્તુ બની જાય છે.

કોઇ પણ ઉચ્ચ હેતુ વિનાની માત્ર પ્રસંગોમાં જ રાચનારી છે, કલાની કશી ચમક વિનાની આ એક સામાન્ય કૃતિ છે.

સાવ આછા પાતળા કથાવસ્તુમાં પરચૂરણ સામગ્રી અને અવનવા તરંગો ઉમેરીને શ્રી શયદાએ 'સૌંદર્યપૂજા' એ ખંડમાં પ્રસિદ્ધ કરી છે. વાર્તાનો નાયક અનિલ કવિ છે, સૌંદર્યનો પૂજારી છે. અનિલના કવિત્વના વાર્તાકારે ખૂબ વખાણ કરી લીધાં છે. એની કવિતાનો પ્રશંસક વર્ગ ખૂબ વિશાળ છે. પરંતુ એની કવિતાના અનેક નમૂના આ પુસ્તકમાં જોતાં એ કવિતા જોડકણાં કે મુશાયરાની કવિતાથી આગળ વધતી દેખાતી નથી. અનિલની અભિલાષા કોઈ સૌંદર્યમૂર્તિ સાથે લગ્ન કરી તેની પૂજા કરવાની છે. કેતકી નામની એક યુવતી તેનાં કાવ્યોથી આકર્ષાઈ તેની સાથે લગ્ન કરવા ઇચ્છે છે, પરંતુ અનિલ એ 'કૃષ્ણપક્ષી પૂનમ'ના મનોરથોને તરછોડી ગામડાની એક યુવતી—મણિ સાથે લગ્ન કરે છે અનિલની બહેન પાંખડી 'એની શાળાના ટ્રસ્ટી ઘનશ્યામના પરિચયમાં આવે છે. પણ એ પ્રણયપ્રસંગો વિચિત્ર અને ભાગ્યેજ પ્રતીતિજનક થાય તેવા છે અનિલ પોતે ઘનશ્યામ વિશે કંઈ જ સ્પષ્ટ વિચાર બાંધી શકતો નથી. એની બહેનને એ કશી સલાહ આપી શકતો નથી. મણિને પાંખડીના અને ઘનશ્યામના પ્રણય સામે ભારે નફરત છે. ગામડાના વાતાવરણમાં ઊછરેલી અભણ રૂઢિચુસ્ત મણિના ટીકાપ્રહારોથી ત્રાસીને પાંખડી ગૃહત્યાગ કરી ઘનશ્યામ સાથે થોડો વખત અદૃશ્ય થઈ જાય છે. બીજી તરફ કેતકી અને તેના પતિ મુકુંદના શરૂઆતના દિવસો

સુખમાં વીતે છે; પરંતુ ગુણવંત માત્ર વિલાસનો ભૂખ્યો છે, સંતતિની જંજાળ તેને રુચતી નથી, જ્યારે કેતકીને માતા બનવાના કોડ જાગે છે. ગુણવંત તેને અમુક વર્ષ સુધી સંતતિ જન્મ થાય એવું ઈંજેકશન છૂપી રીતે અપાવે છે. આમ તેમનો સંસાર દુઃખી દુઃખી થાય છે. તેમાં વળી ગુણવંતના વિલાસો માઝા મૂકે છે. અનિલની પત્ની મણિની તે છેડતી કરવાનો પ્રયાસ કરે છે. આ પ્રસંગોનું નિરૂપણ નર્યું અવાસ્તવિક લાગે છે. અનેક વ્યક્તિની હાજરીમાં ખાસ કરીને પોતાના પત્નીની તેમજ અનિલની હાજરીમાં વિના પરિચયે એકદમ ગુણવંત મણિ સાથે મોટરમાં ચેષ્ટા કરવા માંડે એ અને એવા બીજા પ્રસંગો જરાપણ ગળે ઊતરે તેવા નથી. કેતકીને અનિલનાં કાવ્યોનું આકર્ષણ વધતું જાય છે અને ગુણવંત કેતકી તરફ શંકાથી જોતો જાય છે. મણિને તો પતિના આ બધા સંબંધો બિલકુલ રુચતા નથી. શહેરના માણસો પ્રત્યે તેને ભારે તિરસ્કાર અને વહેમ છે. અનિલના સંસારને તે ખારો ઝેર બનાવી મૂકે છે. સૌંદર્ય પૂજાભૂલીને અનિલને તેની બીજી રીતે પૂજા કરવાની પણ ફરજ પડે છે. મણિનું પાત્ર પણ ખૂબ વિચિત્ર છે. એનો સ્નેહ વરસે છે ત્યારે અનરાધાર વરસે છે, અને થોડીક જ વારમા એ સ્નેહને તિરસ્કારમા પલટાતા પણ વાર લાગતી નથી અનિલ પણ એવો જ અસ્થિર મનોવૃત્તિવાળો છે. વાર્તાનાં બધા જ પાત્રો આવાં અંતરંગી છે. એવામા કેતકીને પુત્ર જન્મે છે ગુણવંત અનિલ પર જ વહેમાય છે. વાસ્તવમા એ પુત્ર તેનો પોતાનો જ છે. કેતકી પર અને ડૉક્ટર છાયારાણી પર પણ તે હુમલો લઈ જાય છે. આ બધી ધમાધમમા અકસ્માતથી કેતકીનો પુત્ર મૃત્યુ પામે છે કેતકીનુ માતૃત્વ ભિખારી રહ્યું છે એટલે મણિ કે જે સગર્ભા હોય છે તેના પુત્રજન્મ પછી કેતકી અનિલને ત્યાં જ રહી મણિના પુત્રને પોતાનો ગણી ઉછેરે છે મણિ વારવાર છંછેડાતી અને વહેમાતી હોવા છતાં તે કેતકીને પોતાનો પુત્ર સોંપે છે. અનિલ મણિની આ ઉદારતા પર મુગ્ધ થઈ જાય છે. અને તેની સૌંદર્યપૂજા કરે છે. એ દરમ્યાન પાંખડીને પણ મણિએ અપનાવી લીધી છે. આમ મણિ તેના ગુણ પ્રગટ કરે છે અને અનિલની સૌંદર્યપૂજા કરવાની અભિલાષા પાર પડે છે. અનિલની આખી ય વાર્તા સૌંદર્યપૂજાની ભાવનાની રજૂઆતનો નિષ્ફળ પ્રયત્ન છે. વાર્તાના પ્રસંગો અસ્વાભાવિક લાગે છે. વસ્તુસંકલનામાં અતંત્રતા જ છે. પાત્રો પણ મનસ્વી, કશા ધ્યેય વિનાના અને

લેખકના ખ્યાલ પ્રમાણે નાચનારાં પૂતળાં જેવાં લાગે છે. સંવાદો વાર્તામાં ખૂબ મોટી જગ્યા રોકે છે. એ સંવાદો દીર્ઘસૂત્રી, અર્થહીન અને લેખકના તરંગોને વ્યક્ત કરવા પૂરતા જ છે. પ્રસંગો અને વિચારોનાં પિષ્ટપેષણ પણ પાર વિનાનાં આ વાર્તામાં દેખાય છે. કેતકીના બાળકનું મૃત્યુ થાય છે તે હકીકત લેખકે થોડાંક જ પાનાંમાં ચાર પાંચ વખત વર્ણવી છે. એવું જ અનિલની સૌંદર્યપૂજા અને એના કવિત્વ વિશે કહી શકાય.

વાર્તામાં વેગયેલા વિચારો લેખકનું અધીરું અને ઉતાવળું માનસ સૂચવનારા છે. જીવન વિશેનું વાર્તાકારનું કોઈ ચિંતન આ વાર્તામાં નથી. આ વાર્તામાં નામકરણની ભૂલો, જેમકે છાયાને બદલે શીલા પૃ. (૧૪૧) ગુણવંતને બદલે ગણપત (પૃ. ૧૨૪) ઉપરાંત ખોટા શબ્દપ્રયોગો વગેરે પણ ધ્યાન ખેંચે તેવા દોષ છે. લેખકે ' પાણિગ્રહણ ' ને બદલે 'પાણીગ્રહણ' ' કાલિમા ' ને સ્થાને ' કાલીમા ' ' હાથની લાત ' વગેરે શબ્દ પ્રયોગો કર્યા છે. એકંદરે વાર્તાનું કદ છે તેના પ્રમાણમાં તેમાં કસ દેખાતો નથી.

ગુજરાતી નવલકથાઓની આ સમીક્ષા પછી બંગાળી-મરાઠી-હિંદી તેમજ પશ્ચિમી ભાષામાંથી અનૂદિત થયેલી નવલકથાઓની આછી ચર્ચા કરીએ ભગિનીભાષાઓમાંથી તેમજ પશ્ચિમી ભાષાઓમાંથી થયેલા અનુવાદોએ પણ કેટલેક અંશે આપણા નવલકથા-સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. ભગિની-ભાષાઓની વાત કરીએ તો બંગાળી સાહિત્યે ગુજરાત પર સારો એવો પ્રભાવ પાડયો છે બંગાળાના ખ્યાતનામ લેખકોની ઘણીખરી કૃતિઓનો ગુજરાતીમાં અનુવાદ થયો છે. કેટલાક દાખલાઓમા તો એક જ કૃતિના બે ત્રણ લેખકોને હાથે અનુવાદ થયા છે.

બંગાળી ભાષામાંથી ચુનંદા વાર્તાગ્રંથોના ગુજરાતી ભાષામાં અનુવાદ કરનાર તરીકે શ્રી રમણલાલ સોનીનું નામ જાણીતું છે; જો કે આ વર્ષે તેમણે નરેશચંદ્ર સેનગુપ્તની એક સામાન્ય નવલકથા 'શુભા'નો અનુવાદ પ્રગટ આપ્યો છે. આ નવલકથામા ' શુભા 'ના એક આવેશભર્યા પગલાથી તેના જીવનમાં એક પછી એક વિષમ પરિસ્થિતિઓ સર્જાતી જાય છે અને છેવટે ખ્રિસ્તી ધર્મમાં તેના જીવનને વિસામો મળે છે એવી વસ્તુ ગૂંથાઇ છે. ખૂબ ટૂંકા સમયમાં એક પછી એક બનતા ઝડપી પ્રસંગો વાર્તામાં અકસ્માત જેવા લાગે છે. શુભા આ વાર્તાનું મુખ્ય પાત્ર પ્રેરક કે આકર્ષક બનતું નથી. એનો વિકાસ આડે ધડે થતો બનાવ્યો છે. એના કરતાં તો શુભાને આશરો આપનાર ચંપાનું ગૌણ પાત્ર કંઈક વિશેષ રુચિકર બને છે. વાર્તામાં

શુભાનાં મનોમથનોનું નિરૂપણ કંઈક ધ્યાન ખેંચે તેવું છે. પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે કે રવીન્દ્રનાથ ટાગોરે આ લેખકની મનોવિશ્લેષણ અને નિરૂપણ પદ્ધતિની ખાસ પ્રશંસા કરી છે. છતાં આ નવલકથા શુભા'માં લેખકની કલા એટલી ઊંચી કક્ષાએ પહોંચી શકતી નથી તે નોંધવું જોઈએ.

આ જ અનુવાદકે ઉપરના જ લેખકના એક બીજા બંગાળી પુસ્તક 'હારજીત' પરથી 'સુનીતા' નામે અનુવાદ કર્યો છે. એ નવનકથામાં લેખકનો કસબ ઝળકી ઊઠે છે. સુનીતા માટે બે જુવાનો તરણી અને શ્યામલની હરીફાઈથી વાર્તાનો આરંભ થતાં જ એક પછી એક પરિસ્થિતિઓ આકર્ષક રીતે રજૂ થતી જાય છે. આ નવલકથામાં શ્યામલના મૃત્યુ પછી પતિની આજ્ઞા છતા તરણીની સહાયનો બને ત્યાંસુધી અસ્વીકાર કરી પોતાના પગ પર જ આત્મનિર્વાહ કરનાર સુનીતાના ગૌરવની આ કથા છે. મિત્રને વચન આપ્યા છતા તરણી સુનીતાને સહાયભૂત થઈ શકતો નથી સામાજિક અને સાંસારિક પરિસ્થિતિઓ એવી વિષમ બને છે કે તેની સામે તરણીને ટકવું મુશ્કેલ બને છે સૌથી મોટી મુશ્કેલી તો સુનીતા તરફથી જ છે. તરણીની કરુણતા એ છે કે જ્યારે લગ્ન માટે તરણી સુનીતાની પાછળ ભમતો હતો ત્યારે તેના તરફ જરા પણ શંકાથી ન જોનારી સુનીતા, જ્યારે તરણી તેને ખરેખર વચનપાલન માટે શુદ્ધ ભાવનાથી મદદ કરે છે ત્યારે તેની એકેએક વર્તણૂક તરફ શંકાની નજરથી જુએ છે. છેક સુધી તરણી અને સુનીતા વચ્ચેની આ ગેરસમજ ચાલુ રહે છે. સુનીતાના અદૃશ્ય થવા પછી પણ તરણીના મન પરથી આ બોજો હટતો નથી.

વેધક પરિસ્થિતિઓ, સચોટ પાત્રાલેખન સંક્ષિપ્ત અને મર્મસ્પર્શી સંવાદો, જીવનનું ચેતુક તત્ત્વજ્ઞાન વગેરે વાર્તાને ખરેખર રોચક બનાવે છે આ નવલકથાને લાંબી ટૂંકી વાર્તા કહેવામા પણ કશો બાધ આવે નહિ તેવું તેનું કાઠું છે. આ અનુવાદ ગુજરાતી વાર્તાસાહિત્યમા એક સારો ઉમેરો છે એમ કહી શકાય

રત્નદીપ' નવલકથા એ બંગાળી લેખક પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એ જ નામની વિખ્યાત નવલકથાનો શ્રી ટેપણ દયાળજી ઘેલાણીએ કરેલો અનુવાદ છે બંગાળની એક શ્રીમંત યુવતીની સંપત્તિના માલિક થવા માટે રાખાલ નામનો રેવન્યૂ કારકુન એક જુવાનની લાશને એ યુવતીના મૃત પતિની લાશ માની લીધા પછી તેની ડાયરીના આધારે એનો પતિ ભવેન્દ્રનાથ બની

જાય છે. એ જ સંપત્તિ અને સુવતી માટે (સુવતીનો પતિ વાસ્તવમાં વર્ષોથી ગૂમ થયો છે) ખગેન્દ્ર અને કનકલતા નામનાં બે પાત્રો પણ ચાલબાજી રચે છે. વાર્તાનો ઉમદા અંશ એ છે કે રાખાલ બધું જ હજમ કરી શકે છે, તેના પર કોઇને શંકા જતી નથી (કારણ ભવેન્દ્રનાથની ડાયરીની તેને ખૂબ સહાય મળી છે) છતાં પરાઈ સ્ત્રી તરફ તેનો વર્તાવ શુદ્ધ રહે છે. રાખાલનું કમનસીબ તો એવું હતું કે એની પત્ની લીલાવતી એને મૂકીને જતી રહી હતી. અકસ્માત એ પણ ગંગામાં તણાઇ અહીં સૂરબાળા બની આવી હતી. એ ભેદ પણ છેવટે ખુલ્લો થાય છે. રાખાલને સ્ત્રીના પ્રેમનો સુખદ અનુભવ થાય છે. એના સદ્અંશો જાગી ઉઠે છે અને પોતે વહુરાણી આગળ પત્ર દ્વારા બધો એકરાર કરે છે. કનકલતા એની હૃદય–ઉદાત્તતા જોઇ તેને પૂજતી થઇ જાય છે. ખગેન્દ્રની બાજી ધૂળમા મળે છે. રાખાલ ભવેન્દ્રનાથને નામે શું શું ન કરી શક્યો હોત! એક સ્ત્રીની ઇજ્જતને અને કુટુંબની ખાનદાનીને તે કાયમનું કલંક લગાવી શક્યો હોત, પણ તેનાં ઉમદા તત્ત્વોએ તેને અને ભવેન્દ્રનાથના કુટુંબને તારી લીધાં. ભવેન્દ્રનાથની માતા આ બધું સમજે છે. અંતે લીલાવતી અને રાખાલ બધું મૂકીને પાછાં ફરે છે. વહુરાણી (ભવેન્દ્રની પત્ની) આઘાતથી જ મૃત્યુ પામે છે.

વાર્તા શરૂઆતથી તે અંત સુધી વાચકના મન પર પકડ જમાવે તેવી છે. રાખાલનું મંથન અને તેનો છેવટનો નિર્ણય આનંદપ્રદ બને છે રાખાલના હૃદયના ઉમદા અંશો કનકલતાને પણ સ્પર્શી જાય છે અને એ પણ નિર્મળ બને છે. આમ છતાં રાખાલ બાબુ આવી રીતે ત્રણ મહિના સુધી રહી શકે, ભવેન્દ્રની પત્ની પણ તેને ન ઓળખી શકે, એ વસ્તુ એકદમ સુગ્રાહ્ય બનતી નથી; જો કે એ અંગે વાર્તાના પાત્રોમાં શંકાઓ ટીકાઓ થતી જ રહે છે. વળી રાખાલ વ્રતનું બહાનું કાઢી સ્ત્રીસંપર્કથી દૂર જ રહે છે. એ પણ લક્ષમાં લેવું જોઈએ; પરંતુ રાખાલ જ્યારે શરૂઆતમાં જ કાગળ લખે છે ત્યારે એના હસ્તાક્ષરો ખરેખર ભવેન્દ્રના જેવા જ હશે? ભવેન્દ્રની માતા, પત્ની એના જૂના દીવાનજી કોઈને એ હસ્તાક્ષર ઉપરથી શંકા નહિ ગઈ હોય! આ એક મૂંઝવતો પ્રશ્ન છે.

વાર્તામાં આકર્ષક તત્ત્વ રાખાલનું મનોમંથન અને તેનો એકરાર એ જ છે અને એ જ વાર્તાનું રસબિંદુ બની રહે છે. આ વાર્તામાં રોમાંચક પ્રસંગો અને પાત્રનાં ઉત્કટ મનોમથનો હોવાને કારણે તેનું ચલ–

ચિત્ર પણ ખ્યાતિ પામ્યું હતું. આવી સરસ નવલકથા ગુજરાતી સાહિત્યમાં અનૂદિત થઈ તે આનંદની બીના ગણાય.

આ પછી મરાઠી સાહિત્યમાંથી થયેલા બે અનુવાદોની તપાસ કરીએ.

**'હદપાર'** એ મરાઠી લેખક શ્રી ના. પેંડસેની ઇનામી નવલકથાનો ગોપાલરાવ વિદ્વાંસે કરેલો અનુવાદ છે. વાર્તામાં જીવનની ઉચ્ચ ભાવનાની ફોરમ છે. અર્થની હમેશાં મુશ્કેલી અનુભવતા, પ્રલોભનો અને અન્યાય સામે અણનમ રહેનાર એક ભાવનાશીલ માસ્તરના જીવનની આ કથા છે વિદ્યાર્થીઓના પ્રેમ અને સદ્‌ભાવની મૂડી ઉપર જ આ માસ્તર જગત જીતી જાય છે. એમની સમાજસેવા નિઃસ્પૃહ છે. સમાજ એ ઈશ્વર જેવો જ કૃતઘ્ન છે એવી એમની શ્રદ્ધા આ નવકથાનો મુખ્ય વિચાર છે. ગરીબાઈ વેઠવા છતાં માસ્તરનાં સ્વમાન અને ખુમારીના પ્રસંગો- એક 'શેરણે' અંગે સાક્ષી પૂરવાનો અને બીજો રાજીનામાનો-એમના વ્યક્તિત્વનો સરસ પરિચય આપી જાય તેવા છે. માસ્તર સમાજસુધારક પણ છે. ચાલી આવતી કુલપરંપરા કે રૂઢિદાસ્યનો તેઓ સતત પ્રતીકાર કરતા રહે છે. માસ્તરનાં પત્ની–'બા'ના મનોભાવોનું-તેમના મનમાં કપરા આર્થિક સંજોગો તેમજ પુત્ર મમતાને કારણે સદ્‌અસદ્‌ના ભાવોનુ યુદ્ધ લેખક સરસ રીતે આલેખી શક્યા છે. 'માસ્તર' અને 'બા'નો ગૃહસંસાર સુરેખ અને રસિક રીતે ચીતરાયો છે માસ્તરની નવીન શિક્ષણપદ્ધતિ, તેમનો વિદ્યાર્થીપ્રેમ, તેમનો ટેક વગેરેને કારણે તેમનુ પાત્ર આકર્ષક બન્યુ છે અર્થદાસ્યતાના આ જમાનામાં આ નવલકથાના માસ્તર અને તેમની ભાવના પ્રેરક બની શકે તેમ છે. 'કોઈ સદ્‌કાર્ય નકામું જતું નથી' એ માસ્તરની શ્રદ્ધા ખરેખર પ્રેરક છે અનુવાદક તરીકે ગોપાળરાવ વિદ્વાંસ ઠીક ઠીક ખ્યાતનામ થઇ ચૂક્યા છે. આ અનુવાદ પણ તેમને યશ અપાવે તેવો છે.

શ્રી ગોપાલરાવ વિદ્વાંસની બીજી એક કૃતિ **'જીવતાં ખંડેર'** મૂળ મરાઠી નવલકથા 'પડઘવલી' (લે ગોપાળ નીલકંઠ દાંડેકર) નો અનુવાદ છે. એક નાનું સરખું ગામ—પડઘવલી—એની લીલીસૂકી આ વાર્તામાં વર્ણવાઇ છે. ગામમા ધનની તૃષા અને મફત મેળવવાની વૃત્તિ જાગ્યા પછી ગામનાં સુખશાંતિ જાહોજલાલી કેમ નષ્ટ થતા જાય છે અને ગામ કેવું જીવતાં ખડેર જેવું બની રહે છે તેનો અસરકારક ચિતાર આ

વાર્તામાં છે. મફત અને હરામનું ખાવાની વૃત્તિવાળા બ્યંકુનાં કારસ્થાનો, એવા માણસોનો સામનો ન કરતાં એમનામાં વિશ્વાસ મૂકી, એમનાથી ડરીને ચાલનારો તથા 'ભેંસના શીંગડા ભેંસને ભારે' એવી સમાધાન વૃત્તિવાળો મહાદેવ, બ્યંકુનાં કારસ્થાનને બરાબર ઓળખનારી અને પતિની અનિચ્છા છતાં બેધડક એને ખુલ્લા પાડનારી, મુશ્કેલીઓ સામે ઝૂઝનારી અંબા, દુષ્ટ તત્ત્વો સામે દંડાબાજી કરવામાં જ માનનારો છતાં સદ્ગુરુના આદેશને કારણે સંયમમાં રહેનારો (પણ છેવટે તો મૂળ સ્વભાવમાં જ જનારો) ગુંજાભાઈ વગેરે પાત્રો સુરેખ છે. પ્રસંગો પણ ચાનક ચડે તેવા અને વૈવિધ્યપૂર્ણ છે. પડઘવલીની પડતી પછી તેને ત્યજી જતી અંબાઅને તેને પાછા સાદ કરતા પડછાયા જેવા જૂનકાલીન વડવાઓ વગેરેનું અંતિમ ચિત્ર નાટયાત્મક છે.

માનવશક્તિનું શહેરોમાં વિલિનીકરણ થવાથી ગામની પડતી થઈ એના કરતાં ગામડામાં જ થોડાંક દુષ્ટ તત્ત્વોએ ગામડાની જાહોજલાલી નષ્ટ કરી એમ કહેવું આ નવલકથાને આધારે વધારે સાચું ગણાય. અલબત્ત, શહેરમાંથી નફો મેળવવાની વૃત્તિને કારણે ગામડાની ખાદ્ય વસ્તુઓ શહેરમાં ધકેલવાની વૃત્તિઓના અણસાર આ નવલકથામાં છે, પરંતુ એકંદરે તો બ્યંકુ જેવાં ખલપાત્રોની મનોવૃત્તિને કારણે જ પડઘવલી તારાજ થતું દેખાય છે.

હિંદી ભાષામાંથી આ વર્ષે પ્રગટ થયેલા અનુવાદોમાં શ્રી હજારીપ્રસાદ દ્વિવેદીની बाणभट्टकी आत्मकथा નો નવરંગ પોળકિયાએ કરેલો અનુવાદ નોંધપાત્ર કહી શકાય. ગુજરાતીમાં '**બાણભટ્ટની આત્મકથા**' એ નામથી આ અનુવાદ પ્રગટ થયો છે.

ઑસ્ટ્રિયાના મિસ કેથેરાઇનને ભારતના પ્રવાસ દરમ્યાન બાણભટ્ટની કોઈ હસ્તપ્રત મળી અને તેના પરથી તેમણે આ કથા લખી અને ડૉ. હજારીપ્રસાદે તે સંપાદિત કરી એવી મોહક ભ્રમણા આ નવલકથાનો આમુખ તેમજ અંતે આવતા મિસ કેથેરાઇનના પત્ર ઉપરથી થાય છે.

આપણા સાહિત્યમાં ચુનીલાલ વ. શાહે પોતાની 'એકલવીર' નવલકથા પણ પોતાને કોઈ જૂની હસ્તપ્રત મળી અને તેનું પોતે સંપાદન કર્યું એવી ભ્રમણામાં વાચકને રાખીને આખી વાર્તા કહી નાખી હતી. ડૉ. હજારીપ્રસાદની આ નવલકથા પણ એવી જ તરકીબ દાખવે છે.

બાણભટ્ટ પોતે પોતાની કથા વર્ણવતા જાય છે એમા એમના જીવનના અનુભવો-ખાસ કરીને નિઉનિયા ( નિપુણિકા ) સાથે । સ બધો, તેમજ એ નિઉનિયાની જ પ્રેરણાથી ભટ્ટિની નામની રાજકન્યાને ઉદ્ધારવાના તેમના પ્રયાસો-સાહસો તેમજ ભટ્ટિની પ્રત્યેનુ બાણભટ્ટના મુગ્ધ પ્રેમાવિષ્ટ વતણુક આલેખન છે વચમા વચમા બાણભટ્ટની યોગી સાધુઓ સાથેની ચમત્કારી મુલાકાતોનુ વર્ણન અદ્દભુત રસની લહાણ કરાવે છે

આ નવલકથાની પહેલી વિશેષતા એ છે કે એ સસ્કૃત શૈલીની-વર્ણન-પ્રધાન નવલકથા છ પ્રસગોની ગતિ કથક મદ હોવા છતા એમા આવતા મનોહર અલકારી વર્ણનો સસ્કૃત સાહિત્યમા લટાર લગા થાનો આહ્લાદ અર્પે છે ઉદાહરણ લેખે તુવર મિલિન્દની રાજકન્યા-ભટ્ટિનીનુ જ એક વર્ણન નોધીએ :

'ગ્નાનાદિથી પરવારીને હુ કુમાર કૃષ્ણવર્ધનના મહેલ ભણી ઊપડવાને તૈયાર થયો નૌકામાથી હજી નીચે ઊતર્યો ત્યા તો કોઇનો પગરવ સભળાયો પાછા જોયુ તો ભટ્ટિની ઊભા હતા એમનો ચહેરો મેઘમુક્ત શરદ્ચદ્રની જેમ પ્રસન્ન અને સુદર દેખાતો હતો એમણે હમણા જ સ્નાન કરીને કસુબલ વસ્ત્ર પહેર્યું હતુ તાજા જ કરેલા સ્નાનને લીધે એમની કુકુમગૌર કાન્તિ નિખરી ઊઠી હતી એમનો સુદર પાવન મદ મદ વાતા સમીરના આ નેપથી ચચળ બની રહ્યો હતો તેઓ કાદની નૌકામાથી જાણે હમણા જ ઉત્પન્ન થઈ હોય એવી ચનાયમાન કુપળોવાળી મધુ માનતીની લતા સમા પ્રફુલ્લ, સુદર દેખાતા હતા એમના છૂટા અબોડાના વીખરાયેલા સોનેરી કેશ કસુબલ વસ્ત્રની આભા પાડતા એવા મનોહર લાગતા હતા કે એ જોઈને સૌવર્ણ શિખિના, પરાગથી પીત થઈ ગયેલા તતુસમૂહનુ સ્મરણ થઈ આવતુ હતુ તેમના મુખ ઉપર આનદની દીપ્તિ પથરાઈ રહી હતી (૧ લી આવૃત્તિ પૃ ૧૦૯) આવા કાવ્યમય વર્ણનો આ નવલકથામા વિપુલ સખ્યામા જોવા મળે છે

આ નવલકથાની બીજી વિશેષતા એ છે કે પદ્ધતિની બાબતમા સસ્કૃત કાદબરી અથવા દશકુમારચરિત કે એવી વાર્તાની યાદ આપતી આ નવલકથામા શૃગારનુ આલેખન અતિસયમી છે 'કાદબરી નો રોમાન્સ તો આમા જવલ્લેજ જડે પ્રેમવર્ણનો આ વાર્તામા છે ખરા પણ તેમ સયમની શોભા અને લજ્જાનુ લાલિત્ય છે '

ત્રીજી નોંધવા જેવી વાત આ નવલકથામાં એ છે કે તેમા સમાજમાં સ્ત્રી પ્રત્યેની સન્માનભાવના સ્થાપિત થાય એવો એક ઉચ્ચ હેતુ પ્રગટ થાય છે. આ હેતુ નિઉનિયા ભટ્ટિની વગેરે પાત્રોની ઉક્તિઓમાં તેમજ બાણભટ્ટના કાર્યો દ્વારા વ્યક્ત થાય છે.

ડૉ. હજારીપ્રસાદે બાણભટ્ટની આત્મકથા દ્વારા બાણના જીવન પ્રસંગોનું આલેખન કરી એના સમયના સમાજનું અત્યંત રસિક રીતીમાં ચિત્રણ કર્યું છે. સંસ્કૃત સાહિત્ય પરત્વે લેખકના અભિરુચિ અને અભ્યાસની આ નવલકથામાં પ્રતીતિ થશે આ નવલકથાને Period Novel ગણવામાં આવી છે. હિંદી સાહિત્યમાં classic તરીકે તેની ખ્યાતિ છે અને સાહિત્ય અકાદમીએ ભારતની અનેક ભાષાઓમા અનુવાદ માટે આ નવલકથાને પસદ કરી છે

આ નવલકથામાં લેખકે મૂકેલો 'આમુખ' પણ ગદ્યદેહે વિચરતા મનોરમ કાવ્ય જેવો બની રહે છે

એ પછી પાપ-પુણ્યની મીમાંસા કરતા મથતી 'ચિત્રલેખા' એ ભગવતીચરણ વર્માની એક હિંદી નવલકથાનો શ્રી કિસનસિંહ ચાવડાએ કરેલો અનુવાદ જોઈએ એક જ ગુરુના બે શિષ્યો શ્વેતાગ અને વિશાળદેવ પાપ શું છે તે સમજવા નીકળી પડે છે અને છેવટે બને જણ ગુરુ પાસે પોતાનો અનુભવ વ્યક્ત કરે છે પાપ કે પુણ્ય જેવી વસ્તુ નથી અને માનવી માત્ર સંજોગોનો દાસ છે એવો ઉકેલ છેવટે ગુરુ બને શિષ્યોને આપે છે અને ત્યા જ વાર્તા વિરામ પામે છે તત્ત્વજ્ઞાનની ચર્ચા માટે યોજાયેલી પરિસ્થિતિઓ, એની જ ચર્ચા કરતા અને લેખકના જ દોરી-સંચારે ચાલતાં હોય તેવા પાત્રો, એમના ત્વરિત માનસપલટા એ બધું વાર્તારસને પોષક નીવડતું નથી તત્ત્વજ્ઞાનની ખીટી ઉપર વાર્તાને ટીંગાવી હોય તેવો ભાસ થાય છે. અનુવાદ ઉતાવળે થયો હોય એવી છાપ આ નવલકથા વાચતા પડે છે અને છાપભૂલો બેશુમાર રહી ગઈ છે તેથી પણ વાર્તાનું આકર્ષણ ઘટે છે.

આ વર્ષની પશ્ચિમી સાહિત્યમાથી અનૂદિત કૃતિઓમા પીટર લેન્હામકૃત Blanket Boy's Moon નો શ્રી જયતી દલાને કરેલો અનુવાદ એક

નોંધપાત્ર કૃતિ કહી શકાય. દક્ષિણ આફ્રિકાની ગજકીય ભૂમિકા પર 'ખલે પિઠાડી દીઠો ચાંદ' રચાયેલી આ નવલકથામાં ચિત્રવિચિત્ર કારમી અને કરોકટીભરી પરિસ્થિતિઓ સામે બાથોડિયા ભરતા મોનેરોનું અદ્ભુત ચિત્ર છે પછેડી એ બાસુટો જાતિની ખાસ વિશિષ્ટતા છે. મોનેરો પણ બાસુટો છે. ગોનાની નગરીના તેમજ સાકર નગરીના એના અનુભવોનું રસિક આલેખન આ નવલકથામાં છે ગોરી સંસ્કૃત કહેવાતી પ્રજાના કાયદાએ સર્જેલા વિનિપાતોનો શિકાર બનતો છતાં તેમાંથી પણ માથું ઊંચું કરી બહાર નીકળવા મથતો મોનેરો આ વાર્તાનું પ્રબળ આકર્ષણ છે. નાયકના જ હુકમને કારણે પોતાના ખાસ મિત્ર ડેગોના ખૂનમાં તેને સાથ રંગવા પડે છે અને એ પછી પારાવાર પશ્ચાતાપ અને દેશ અને સરકાર માટે વીર કર્મો કર્યા છતાં તેને અદાલત મોતની સજા ફરમાવે છે આવો જુવાન માણસ—જેનાં શૌર્યભર્યાં કાર્યોની ગોરાઓ પણ કદર કરે છે તેને વર્ષો બાદ ફાંસીને માંચડે ચડવું પડે છે, ત્યારે કાયદાની જડતા વિશે કંપારી છૂટે છે. મોનેરો જેવા જુવાનનો રાજ્યને કે સમાજને ખૂબ ઉપયોગ હોવા છતાં મૅજિસ્ટ્રેટ કાયદાની ઢાલ આગળ ધરે અને તેને મરવું પડે એ ઘટના ગન્યો માટે કમનસીબ જ ગણાય

દક્ષિણ આફ્રિકાના વતનીઓ પર ગોરાની જોહુકમીનાં ચિત્રો, મૂળ લેખકે કહ્યું છે તેમ જરા પણ અતિશયોક્તિ વિનાનાં છે ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના અનુભવો વાંચનારને આ પુસ્તકમાંના એવા પ્રસંગો વાંચતાં કશું નવું ન લાગે છતાં દક્ષિણ આફ્રિકાના વતનીઓ પર જોહુકમી કરવામાં ઘઉંવર્ણા હિંદીઓ પણ પાછા પડતા નથી, એમાંથી જ મોટા રમખાણો પણ ફાટી નીકળે છે. હિંદીઓ પ્રત્યે પણ ત્યાંની પ્રજામાં ખૂબ અસંતોષ છે વર્ષો સુધી કચડાયેલી પ્રજામાં ધીમે ધીમે સ્વમાન અને સ્વતંત્રતાની ભાવનાનો કેવો ઉદય થાય છે એનું પણ સુંદર ચિત્ર આ વાર્તામાં છે. એ રીતે આ નવલકથાનું સાંસ્કૃતિક મહત્ત્વ પણ છે. મોનેરોની જેમ જ મોનેરોનો પુત્ર લીમે પણ અદ્ભુત રીતે ચીતરાયો છે. પિતાને મિત્રની ગરજ સારતો પુત્ર પિતાનું એક આશ્વાસન સ્થાન બની રહે છે. પિતા પુત્રના એક જ યુવતી સાથેના પ્રેમવિકારોના પ્રસંગો પણ ખૂબ ઝીણવટથી આલેખાયેલા અને શ્વાસ અધ્ધર કરે તેવા છે ખભે પછેડી ઓઢી ચાંદ જોનાર એક ગરીબ પ્રકૃતિબાળાના સદ્અસદ્ અંશો વચ્ચેનું ઘમસાણ આ વાર્તાનું મુખ્ય વસ્તુ છે.

અનુવાદકમાં અંગ્રેજી તેમજ ગુજરાતી બંને ભાષાની સારી સૂઝ છે એની પ્રતીતિ આ અનુવાદ વાંચતા તરત જ થશે. અનુવાદ ખૂબ સ્વાભાવિક શૈલીમાં થયો છે.

અર્નેસ્ટ હેમિંગ્વેની એક કૃતિ ઉપરથી શ્રી વ્રજલાલ પારેખે કરેલો અનુવાદ 'શસ્ત્રસંન્યાસ' યુદ્ધના વાતાવરણની ભૂમિકા લઇને એક લશ્કરી અફસર મિ. ફ્રેડરીક અને એક પરિચારિકા મિસ કેથેરાઇનની પ્રેમકથા રજૂ કરે છે. યુદ્ધથી કંટાળીને મિ ફ્રેડરીક લશ્કરમાંથી નાસી જઇ નાગરિક તરીકે રહે છે અને છેવટે બંને જણાં હોડીમાં બેસી સ્વિત્ઝર્લૅન્ડ ભાગી છૂટે છે. પરંતુ પ્રસૂતિમાં જ કેથેરાઇનનું મૃત્યુ થતાં છેવટે મિ. ફ્રેડરીક પાછો એકલવાયો બની જાય છે. વાર્તાની વચમાં કોઇ વાર સૈનિકોની યુદ્ધવિરોધી ઘોષણાઓ અને યુદ્ધમાં થતી વ્યર્થ ખુવારી અને યુદ્ધવિરોધી મંતવ્યો લશ્કરી અફસરો દ્વારા પણ વ્યક્ત થયાં છે. વાર્તાના શીર્ષક 'શસ્ત્ર સંન્યાસ' ઉપરથી ઉચ્ચ ભાવનાની જે આશા બંધાય છે તે અંતે પાર પડતી નથી.

વાર્તામાં કોઇ ખાસ પ્રેરક તત્ત્વ જોવા મળતું નથી. અર્નેસ્ટ હેમિંગ્વેની મૂળ કૃતિનું નામ અનુવાદમાં નોંધ્યું હોત તો યોગ્ય થાત. એકંદરે આ કૃતિ અનુવાદકના સામર્થ્યની પ્રતીતિ કરાવી શકતી નથી.

મહાન રશિયન લેખક ઇવાન તુર્ગેનેવની 'ફાધર્સ એન્ડ સન્સ' નવલકથા ઉપરથી શ્રી રવાનરથે 'પલટાતો જમાનો' નામથી કરેલા આ અનુવાદમા સમાજની રૂઢિઓ અને સમાજજીવનની જડતા-નિષ્ક્રિયતા સામે ક્રાંતિવાદી વલણ ધરાવનાર એક જુવાન બઝારોવની કથા આલેખી છે. એક તરફ નિકોલાઇ પેત્રીવીચ, પાવેલ પેત્રોવીચ, આન્ના વાસીલા ઇવાનીચ વગેરે રૂઢિવશ કે પ્રકૃતિવશ પાત્રો છે. એમની વચમાં બધાં જ રૂઢિ અને મંતવ્યોને પડકારતો નિષેધવાદી બઝારોવ છે. એનાં મંતવ્યો એ જરા પણ ક્ષોભ વિના કે લાગણીમાં તણાયા વિના સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. જીવન અને સમાજ વિશેના તેનાં મતવ્યો, તેની પ્રેમવૃત્તિ, તેની મનોવૃત્તિ, તેના શોખ એ બધું જ વિશિષ્ટ છે, પરંતુ દુનિયા ઝટ ઝટ બદલાતી નથી. બઝારોવ જેવા યુવકના હથોડાથી ટિપાતી દુનિયા ધીમી ગોકળગાયની ગતિએ આગળ વધે છે આમ છતાં ધૂમકેતુની જેમ સમાજમાં સક્ષોભ જગાડતો બઝારોવ થોડો ચમકાર તો અવશ્ય કરી જાય છે.

વાર્તાકારે માનવસ્વભાવની ભીતરમાં ચાલી રહેલી વૃત્તિઓનું આ નવલકથામાં નિરૂપણ કર્યું છે. કૃતિ લેખકની વાસ્તવવાદી દૃષ્ટિનો સરસ ખ્યાલ આપે છે. અનુવાદમાં છાપભૂલો બહુ રહી ગઇ છે. એ નભવા દોષ સિવાય અનુવાદ વિશે બીજું કાંઇ કહેવાપણું રહેતું નથી.

મિ. કુલ્ટન ઓગ્લર અને વીલ ઓસ્લર-રચિત '**ફાધર ફ્લેનેજન્સ બોયઝ ટાઉન**' ઉપરથી અધ્યા શ્રી કુંજવિહારી મહેતાએ '**ઊંડા અંધારેથી**' એ નામે અનુવાદ કર્યો છે. ગુનેગાર બાળકો પ્રત્યે ઉપદેશકની રહેમદિલી કે શિક્ષકની કડક શિસ્તની ભાવનાને બદલે તેમને મા ના જેવો પ્રેમ આપીને ફાધર ફ્લેનેજન્સે કેટલાં બધાં ગુનેગાર મનાતા બાળકોને ઉચ્ચ નાગરિકો બનાવ્યાં તેની પ્રેરક વાત રોચક શૈલીમા કહેવાઈ છે. ફાધર ફ્લેનેજેન્સના જીવનપ્રસંગો તેમજ તેમણે કરેલા પ્રયોગો અને તેમાં તેમને નડતર રૂપ આર્થિક તેમજ બીજી મુશ્કેલીઓ વગેરેનું ધ્યાન એ દિશામાં કાર્ય કરનારને પ્રેરક બને તેવું છે. સવાસો પાનાંનું આ નાનકડું પુસ્તક પ્રસંગોની રસિકતાને કારણે તેમજ શિક્ષણ અને માનસશાસ્ત્રના પ્રયોગોની દૃષ્ટિએ પણ નોંધપાત્ર છે.

## (૩) નવલિકા

નવલિકાના સ્વરૂપ માટે અનેક નવી નવી શકયતાઓ દર્શાવતો શ્રી સુરેશ જોશીનો વાર્તા સંગ્રહ 'ગૃહપ્રવેશ' નવલિકાક્ષેત્રે એક વિશિષ્ટ અર્પણ છે. આ સંગ્રહની વાર્તાઓને ટૂંકી વાર્તાના સિદ્ધાંતોના સામાન્ય ગજથી માપવા જઈએ તો સરિયામ નિષ્ફળતા જ સાંપડે; ઊલટુ, મનને આઘાત લાગવાનો સંભવ પણ ખરો. દા ત ઘટના એ ટૂંકી વાર્તામા પ્રાણરૂપ ગણાય, પરંતુ આ લેખકની વાર્તાઓમા ઘટના તો સાવ આછી પાતળી-કાચી પાકી- અને એના સંદર્ભમા મનના ભમરાઓનું આલેખન વિશેષ. એમા જ લેખકની અને વાર્તાની સાર્થકતા. જે વાર્તા ઉપરથી સંગ્રહનું શીર્ષક નક્કી થયું છે તે 'ગૃહપ્રવેશ' વાર્તાનુ જ કેન્દ્ર તત્ત્વ જોઈએ. પ્રકુટલે પોતાના ઘરમાં બે છાયાઓ જોઈ. એક તો પોતાની પત્નીની અને બીજી ? બસ એ જ ઘટનાના એના મનમા જે પ્રત્યાઘાતો પડયા, મનમા જે ભમરા પેદા થયા તેનું નિરૂપણ વાર્તામાં મુખ્ય છે.

પ્રફુલ્લના એ પ્રત્યાઘાતો એના મિત્રની સાથેના વાર્તાલાપ દ્વારા વ્યક્ત થયા છે. છેવટે એના મિત્રે જ એની આછીઝવી પેલી પરાઈ છાયને ખેંચી પકડીને પટકી નાખી અને ચીસ સંભળાઈ. એ ચીસ પ્રફુલ્લને અંદર ખેંચી ગઈ એ અંદર ગયો ત્યારે એને લાગ્યું કે પોતે બહાર રહી ગયો હતો અને એનો પડછાયો જ અંદર પ્રવેશ્યો હતો આવો છે વાર્તાનો અંત. લેખકને ઘણુંખરું વ્યંગ્યાર્થ દ્વારા કે ધ્વન્યાત્મક રીતે કે પ્રતીકો દ્વારા વક્તવ્ય રજૂ કરવાનો પ્રબળ અભિનિવેશ છે. એથી કેટલીક વાર વાર્તા ધૂંધળી અને અસ્પષ્ટ રહી જાય છે આ વાર્તામાં પણ અંતિમ વાક્ય દ્વારા જ વાર્તાનો ધ્વનિ વ્યક્ત કરવાનો પ્રયાસ થયો દેખાય છે. 'એ અંદર ગયો ત્યારે એને લાગ્યું કે એ બહાર રહી ગયો હતો ને એનો પડછાયો જ અંદર પ્રવેશ્યો હતો.' (પૃ. ૧૫૮) એનો અર્થ એ કે એ સમયની પાછળ રહી ગયો હતો. હવે માત્ર પ્રાણ વિનાના ખોખાનો જ ગૃહપ્રવેશ હતો. વાર્તાકથનની આખી પદ્ધતિ અલબત્ત ન્યારી છે-વિશિષ્ટ છે, પરંતુ વાર્તાકારે જે ઘટના કે જે પાત્ર વાર્તામાં રજૂ કર્યું તેમાં કાંઈ સંગતિ હોવી તો આવશ્યક ખરી ને? પ્રફુલ્લ જેવા સુશિક્ષિત જુવાનનું આવું બીકુ વર્તન વાસ્તવિક કોને લાગશે?

પરંતુ વાર્તાકારને ઘટનાની વાસ્તવિકતા કે પ્રતીતિ કરતાં કરતાંય વિશેષ રસ ધ્વનિ સૂચન કે પ્રતીકો દ્વારા પરિસ્થિતિના આઘાતે ઊભી કરેલા સંવેદનાનું આલેખન કરવામાં છે અને અલબત્ત, લેખક એમાં કોઈ કોઈ વાર સારી એવી કુશળતા દર્શાવી શક્યા છે.

'નળ દમયન્તી' વાર્તામાં ઘટનાની અમુક સ્થળે માંડણી કે તેનું વ્યવસ્થિત નિરૂપણ કે એવા કોઈ બંધનને લેખકે સ્વીકાર્યું નથી. વાર્તા પ્રતીકાત્મક છે. નળદમયંતીની ફિલ્મમાં આવતો અજગર દમયંતીને અને છે સિનેમાની અંદર અંધારામાં ચિત્રાની સાથળ પર જાણે કે તેને ગ્રસી જવા મથતો હોય તેવો ક્રૂરનો હાથ અજગરનું પ્રતીક બને છે આર્થિક વિષમતા અને પતિની બેકારીથી મૂંઝાયેલી ચિત્રા આ વિચિત્ર પરિસ્થિતિનો આઘાત શરૂઆતમાં અનુભવી ધીમે ધીમે પોતાની સંવેદનાને કેવી મૂર્છિત કરી નાખે છે તેનું કલાત્મક નિરૂપણ થયુ છે. ચિત્રાની સમગ્ર મનોલીલા લેખક આયનો અજગર વગેરે પ્રતીકોની સહાયથી સુંદર રીતે આલેખી શક્યા છે. આકસ્મિક બની ગયેલી ઘટનાએ ધૃષ્ટ (કે ધૂર્ત) બનેલી ચિત્રા વેર આવીને પતિને પણ પોતાની બેવફાઈનો

જાણે કે પૂરો બદલો ચૂકવવા માગતી હોય તેમ પ્રેમરસમાં ઝબકોળી દે છે.

'કાલીયમર્દન' વાર્તામાં લોહીની વાસનાના ઉન્માદરૂપી કાલીય નાગને નાથવા જતા અને પરાભવ પામતા જુવાનની વૃત્તિઓ અને સ્ત્રી પ્રત્યેના તેના ઉન્માદી વર્તાવનું કમકમાટી ભર્યું વર્ણન છે. આખો ય પ્રસંગ પ્રતીકો દ્વારા રજૂ થયો હોવા છતાં તેમા કોઈને સુરુચિભંગ દેખાય તો તેમાં તેનો દોષ નથી.

'વારતા કહોને' વાર્તામાં પતિની શારીરિક નબળાઈને કારણે માતૃ-ભૂખ અનુભવતી ચંપાનો પરાયા પુરુષ સાથેનો વર્તાવ આઘાતજનક છે છતાં એ વાર્તા છેવટે તો ખરેખર વાચકને સ્પર્શી જાય તેવી બની જાય છે.

'ચુંબન' વાર્તામાં પણ તંદ્રાવસ્થામ સુષુપ્ત મનોવિકારના સળવળાટનું ખૂબીપૂર્વકનું આલેખન છે. આ સંગ્રહની વાર્તાઓ મુખ્યત્વે જીવનનો કે મનનો તાગ માપવા મથતી હોવાને કારણે વાર્તાલેખકે વર્ણનોમાં કે આલેખનમાં રાખી છે. પ્રતીકોનો છૂટથી ઉપયોગ, દૃષ્ટાંતોનું નાવીન્ય, શબ્દોની કરકસર, ઝીણવટ દ્વારા વક્તવ્ય બને તેટલું ધ્વન્યાત્મક રાખવાની પદ્ધતિ વગેરે આ વાર્તાલેખકની શૈલીની વિશિષ્ટતાઓ છે અને એ વિશિષ્ટતાઓને કારણે જ કેટલીક વાર વાર્તામાં ધ્વનિ તેમજ અર્થની અસ્પષ્ટતા, માનસિક આઘાત પ્રત્યાઘાતોનાં વર્ણનોમા એકરૂપતા વગેરે દોષો પણ સર્જાય છે.

એમ છતાં અત્યાર સુધીના વાર્તાસંગ્રહમાં વક્તવ્ય તેમજ શિલ્પ–શૈલીની દૃષ્ટિએ નવી જ ભાત પાડનાર આ વિશિષ્ટ વાર્તાસંગ્રહનું ખરેખર સ્વાગત છે.

આ વર્ષે સિદ્ધહસ્ત નવલિકાકાર શ્રી ગુલાબદાસ બ્રોકરનો એક નવો વાર્તાસંગ્રહ '**પ્રકાશનું સ્મિત**' પ્રગટ થાય છે. જીવનનો અમુક ખૂણા ઉપરથી Snapshot લઈ તે દ્વારા જીવનની કોઈ ગહનતા પ્રગટ કરવામા લેખક કુશળ છે. પાત્રોનુ માનસવિશ્લેષણ પણ તે અજબ કુશળતાથી કરી શકે છે. જીવનના અનુભવને કે સત્યને પ્રગટ કરવા માટે આબેહૂબ પરિસ્થિતિની રચનામાં પણ તે ચતુર છે. પરિસ્થિતિ દ્વારા સત્ય કે કોઈ વિશિષ્ટ જીવનદર્શન પ્રગટ થતાં જ ત્યાં વાર્તા વિરામ પામે છે. ટૂંકી વાર્તાના શિલ્પનો એમનો સારો એવો અભ્યાસ અને અનુભવ એમના બીજા વાર્તાસંગ્રહની જેમ આ વાર્તાસંગ્રહમા પણ દેખાશે. સંગ્રહની

પહેલી જ વાર્તા 'એક દ્વંદ્વયુદ્ધ'માં એક જુવાનનું ભારતના સુંદર ભાવિ વિશેનું સ્વપ્ન અને તેની સાથે જ આજીવિકા માટે જીવ પર આવીને લડતી બે રૂપજીવિનીઓનું તેણે જોયેલું વર્તમાન ચિત્ર—એ દ્વારા જ લેખકે વર્તમાન ભારતની કંગાલિયત પર આંગળી મૂકી દીધી છે.

'ઘૃણા કે કરુણા'માં પોતાના એક પ્રેમીને બચાવવા એક નારી પોતાના પતિ ઉપર પોતાની જ બહેન સાથે ખરાબ સંબંધનો આક્ષેપ કરે છે. પોતાની પ્રિય બહેન માત્ર બાર તેર વર્ષની; એની સાથે પોતાના પતિનો સંબંધ એ તો કેવળ અશક્ય ઘટના! ઊલટ તપાસમાં જ તે તૂટી પડે છે, પરંતુ પ્રેમીને બચાવવા તે ખૂબ તંગ થઈને પણ પોતાની જ લાડકી બહેન સામે જુબાની આપે છે કે 'ઈંદુ વહેલી પરિપક્વ થઈ ગઈ હતી.' અને તરત જ તે હિસ્ટેરિક બની જાય છે અને આમ એક તરફ પ્રેમી અને બીજી તરફ પોતે ખૂબ ચાહેલી ઇંદુ—કેટલી તાણ એણે અનુભવી હશે! એની ઘૃણા કરવી કે એની કરુણતા જોવી?

'સુગ ઊડી ગઈ' વાર્તામાં સનીના ઉચ્ચ આદર્શે પહોંચવા ઝંખતી એક કન્યા—હીરા પરણ્યા પછી જુગારી અને લંપટ પતિ મળવાને કારણે કેટલી બધી હદે વિકૃત બને છે તેનું માનસશાસ્ત્રીય નિરૂપણ લેખકે કરેલું છે. રમાકાન્ત હીરાને સહાનુભૂતિપૂર્વક સમજાવે છે: 'હીરા, હજીયે શું વહી ગયું છે? હજીયે તું હતી તેવી......' પણ હીરાનો એક જ જવાબ છે: 'હવે ઈ વાતની સુગ ઊડી ગઈ!' જે હીરાને અનીતિનો પડછાયો ય ગમતો ન હતો તેની અંતે એને સુગ જ નીકળી ગઈ. અનીતિ જ એનો પડછાયો બની ગઈ એ કરુણતા લેખકે વ્યક્ત કરી છે.

'સંસાર'માં હડકાયું કૂતરું કરડવાથી હૉસ્પિટલમાં પડેલા પુત્રનો રોગ જાણી તે સાજો થાય તે માટે પ્રાર્થના કરતી છતાં પોતાનો જીવ બચાવવા પુત્રથી દૂર ભાગતી માતાના ચિત્ર દ્વારા લેખકે સંસારનું એક કટુ રહસ્ય પ્રગટ કર્યું છે.

'ચિત્રાનું ચલચિત્ર' વાર્તા આ સંગ્રહની એક વિશિષ્ટ વાર્તા કહી શકાય. સુંદરતમ અને વિખ્યાત ફિલ્મ-તારિકા ચિત્રાને જવાહરની એક સભામાં આમંત્રણ મળે છે. જગતના એ સુંદર અને મહાન પુરુષની નજર ખેંચવા—એક પળ માટે પણ એની નજરમા વસવા ચિત્રા મરણિયો પ્રયાસ કરે છે. એ થાય તો જગતમા પછી એને કશુ જીતવાનુ બાકી ન રહે સહુનું ધ્યાન આકર્ષિત કરતી ચિત્રા સભામાં પ્રવેશે છે. જવાહર પણ તેને

જુએ છે. સીધા તેની પાસે જ આવી તેનો પરિચય પૂછે છે. ચિત્રા ઓટોગ્રાફ બુક તેમની સામે ધરે છે. એની આડમાં બંનેનાં મુખ આખી સભાથી જુદાં સંતાય છે. એક બીજાની નજદીક એ મુખ આવે છે અને જવાહર મીઠો માર્મિક વિનોદ કરતા કહે છે: 'દેખો તો કોઈ હમેં દેખ ન લે.' ચિત્રાને જોઈતું હતું તે મળ્યું, પણ એ એનો વિજય ન હતો અને છતાં એ પરાજયથી પણ તે ધન્ય બની હતી. એની જાતીયવૃત્તિનું જવાહરના એક જ મર્મથી ઊર્ધ્વીકરણ થયું. એ પાવક સ્મરણમાં તે ખોવાઈ ગઈ. એના મિત્ર પ્રેમી-ભૂષણ સાથે ચિત્ર જોવા જવાનો એ દિવસે વાયદો હતો. ભૂષણ આવ્યો, પણ ચિત્રાએ કહી દીધું: 'આજે તો નહીં જ.'' ચિત્રાના જીવનની એ ધન્ય ક્ષણનું આલેખન કરવામાં જ આ વાર્તાની સાર્થકતા છે. સુંદર સંસ્કારી અને સૌંદર્યપ્રેમી જવાહરના પાત્રને અને તેમના માનસને લેખકે અદ્‌ભુત કૌશલથી અને આબેહૂબ રજૂ કર્યું છે. સંગ્રહની ખરેખર આ એક સમર્થ વાર્તા છે.

'પ્રકાશનું સ્મિત' માં લેખક શું કમાયો તેનું માર્મિક આલેખન છે ધનદોલત અને સમૃદ્ધિ તો લેખકને ન મળ્યાં, પણ, મરણપથારીએ સૂતેલી યુવતીનો સાહિત્યકૃતિ પ્રત્યે આત્મસંતોષ અને લેખકને અંજલિ એ જ લેખકની સાચી કમાણી બની ગઈ।

'દેશદર્શન', 'રોટલો અને હૃદય' વગેરે વાર્તાઓ પણ પરિસ્થિતિના માર્મિક નિરૂપણ અને કટાક્ષને કારણે નોંધપાત્ર બની રહી છે.

'સરહદની સ્ત્રી', 'એક રાત', 'મુંબઈ નગર' વગેરે સામાન્ય કક્ષાની વાર્તાઓ છે. 'એક રાત' નો પ્રસંગ ધારી અસર ઉપજાવે તેવો પ્રતીતિકર બની શકતો નથી. એકંદરે આ વાર્તાસંગ્રહ લેખકના પૂર્વના વાર્તાસંગ્રહોની હરોળમાં પોતાનું સ્થાન સાચવી શકે તેવી શક્તિ અવશ્ય દાખવે છે.

આ જ લેખકના વિવિધ વાર્તાસંગ્રહોમાંથી મંગલ નીતિમયતાનો સ્પષ્ટ ધ્વનિ ઊઠી આવતો હોય તેવી સોળ વાર્તાઓનો સંગ્રહ **'જીવનનાં અમૃત'** નામથી સસ્તું સાહિત્ય કાર્યાલયે પ્રગટ કર્યો છે. આ વાર્તાસંગ્રહમાં સમાવેશ થયેલી વાર્તાઓ નીતિમત્તાના કેટલીક વાર સ્પષ્ટ પુરસ્કારથી અથવા તો કેટલીક વાર નીતિ અને મંગલતાનો ધ્વનિ વ્યક્ત કરી વાચકવર્ગને પ્રેરક અને રોચક બને તેવી છે. ખાસ કરીને 'જીવરામભાઈ' 'પંડિતજી' 'અર્ધો કલાક', 'ક્યાં ગયો એ કિશોર' 'દેશદર્શન' જેવી વાર્તાઓ એની કલાનીતિની શક્તિને કારણે વિશેષ રુચિકર બનશે.

આ લેખકના પ્રથમ જ વાર્તાસંગ્રહ 'લતા અને બીજી વાતો'ની આ વર્ષે ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે તે લેખકની વાર્તાકલાશક્તિનો તેમજ તેમની વાર્તાની લોકપ્રિયતાનો પુરાવો છે લેખકના વાર્તાસંગ્રહોમાંથી ચૂંટી કાઢેલી વાર્તાઓનો એક બીજો વાર્તાસંગ્રહ 'બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ' નામથી પ્રગટ થયો છે એમાં 'લતા શું બોલે?' જેવી વાચકવર્ગમાં પ્રબળ આકર્ષણ જમાવનારી,' ચિતાનું ચલચિત્ર' જેવી જવાહરને પણ પાત્ર તરીકે નિરૂપનારી વિશિષ્ટ આનંદ આપનારી, ગુનામુક્તીન ગાડીવાળો તેમજ 'ધૂમ્રસેર' જેવી વાચકવિખ્યાત વાર્તાઓ પસંદ થઈ છે શ્રેષ્ઠ વાર્તાની પસંદગીમાં દૃષ્ટિ લેખકની પોતાની રહી છે 'બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ' વાંચ્યા પછી પણ એમની બીજી કેટલીક શ્રેષ્ઠ વાર્તાઓ વાચવી બાકી તો રહે છે જ શ્રી સુન્દરજી બેટાઈએ આ સંગ્રહની પ્રસ્તાવના રૂપે ટૂંકીવાર્તાનો આછો ઇતિહાસ આપતા બ્રોકરની વાર્તાનો પરિચય કરાવવાનું કર્તવ્ય બજાવ્યું છે

લગભગ ત્રણ દાયકાથી નવલિકા તેમજ નવલકથાક્ષેત્રમાં એકધારી પ્રવૃત્તિ કરનાર આપણા એક પીઢ લેખક શ્રી ધૂમકેતુનો નવો વાર્તાસંગ્રહ 'મંગલદીપ' આ વર્ષે પ્રગટ થાય છે ભાવનામય અથવા તો ઊર્મિલ પ્રસંગો તેમજ મનોરમ ગદ્યશૈલી દ્વારા જીવન-કલા વિષયક સુંદર રહસ્યો વ્યક્ત કરવાનું શ્રી ધૂમકેતુને વિશેષ રુચે છે 'ઠોલરકળી', 'રૂપ અને અરૂપ', 'ફૂલની રાણી,' 'ભીખારી રાજા' વગેરે અનેક વાર્તાઓ આ સંગ્રહમાં એ પ્રકારની છે આ પદ્ધતિનું ભયસ્થાન એ છે કે સૂત્ર કે રહસ્ય એ કોઈક વાર વાર્તાને ટીંગાવવાની ખીંટી બની જાય છે 'ઠોલરકળી' જેવી વાર્તા આ ભયને સાચો પણ પાડે છે.

ધૂમકેતુની વાર્તાઓમાં મુખ્યત્વે ભાવનાનો સ્પર્શ હોવાથી વાર્તામાં કાવ્યની મહેક આવ્યા કરે છે ગ્રામજીવનના કે નીચલા થરમાં ભાવનાની કે માનવતાની મહેક આલેખવાનું લેખકને ખૂબ પસંદ છે એથી ઊલટું, આધુનિક સંસ્કારિતા કે શહેરી સંસ્કૃતિ ઉપર લેખક કેટલીક વાર કટાક્ષપ્રહાર પણ કરે છે 'અંધારું' અને 'અજવાળું' વાર્તામાં રાધાની ઉદાત્તતા, 'પટાવાળો અને સાહેબ'માં ભિખાજીની પ્રામાણિકતા અને તેના વિરોધમાં ચતુભુજની અપ્રામાણિકતા અને એ દ્વારા સંસ્કારી અને ઊજળા કહેવાતા લોકો પર પ્રહાર, 'હંસરાજ' વાર્તામાં પ્રામાણિકતાને કારણે મૂર્ખ ઠરતો અને જીવનવિનાશ નોતરતો હંસરાજ વગેરે દૃષ્ટાંતો ઉદાહરણ લેખે નોંધી શકાય

'ક્યાંય દેખાતો નથી વિશ્વાસ' એને વાર્તા કહેવા કરતાં પ્રસંગ-ચર્ચા કહેવી વધુ ઉચિત છે. એ દ્વારા લેખકે રાજકારણના એક અનિષ્ટ-પક્ષાપક્ષીને નિશાન બનાવ્યું છે. 'સાચો જોગી થયો' વાર્તા વધુ પડતી ભાવનાત્મક અને નાટયાત્મક છે. 'જનેતા ખોઈ હતી' એ વાર્તામાં ગિરધરની ભાવનાના ટુકડા કેમ થાય છે તેનું ધ્વન્યાત્મક આલેખન છે.

શૈલી ભાવના વિચાર પ્રસંગ વગેરેની બાબતમાં આ 'મંગલદીપ' સંગહ લેખકના આ પૂર્વેના વાર્તાસંગ્રહને અનુસરે છે. વાર્તાક્ષેત્રે એ જ ઊલટથી હજી આ લેખકની કલમ એકધારી ચાલ્યા કરે છે તે આનંદની ખીના છે.

શ્રી. પુષ્કર ચંદરવાકરનો વાર્તાસંગ્રહ **'અંતરદીપ'** બહુધા ગ્રામ-જીવનને લક્ષ કરે છે. ગામડાના શેઠ શાહુકાર, પગીપોલીસ, સંતજતિ, ખેડૂત કન્યા, માછીમારણ વગેરે વિવિધ પાત્રોની સૃષ્ટિ આ વાર્તાસંગ્રહમાં પથરાયેલી છે. માનવના હૈયામા રહેલી કુટિલતાને અને તેના દંભને વ્યક્ત કરવાની આ લેખકને સારી ફાવટ છે. પહેલી જ વાર્તા 'ભોગવ તું' માં ગામની ઊજળી વર્ણની વહુવારુઓ બચે તે માટે ફોજદાર અને પોલીસો આગળ પૂંજા શેઠની વિનંતીને માન આપીને પોતાના સ્ત્રીત્વને ધરી દેતી નાનકીને જ્યારે રૂંવે રૂંવે ગરમી ફૂટી નીકળે છે અને દયા માટે નાનકી પૂંજા શેઠ પાસે જાય છે ત્યારે ધર્મિષ્ઠ શેઠનો જવાબ એ છે કે, તારાં કર્યાં તું ભોગવ. 'ધરમનો અવતાર' માં ગરીબોને રોવડાવતો રવો શેઠ પણ આ જ પ્રકારનો છે 'મણિનો વીમો' વાર્તામાં પરમાર્થી હોવાનો દંભ કરી પોતાની વિધવા ભાભીનો વીમો હજમ કરી જનાર દેવસી પટેલ પણ એ જ પ્રકારનો છે.

વાર્તામાં જેમ પાત્રસૃષ્ટિ વિવિધતા ભરી છે તેમ વિષય પરત્વે પણ લેખકે સારું વૈવિધ્ય જાળવ્યું છે. પ્રેમની, શૌર્યની, માનવજાતની દોંગાઈની, દંભની એમ અનેક પ્રકારના વિષયોને લક્ષ કરતી વાર્તાઓ આ સંગ્રહમાં છે. વાર્તાઓમા પ્રસંગ અને પરિસ્થિતિની જમાવટ કરી ચોટ સાધવામાં વાર્તાકારનું કૌશલ કેટલીક વાર્તાઓમાં સરસ રીતે પ્રતીત થાય છે.

આ હેતુ માટે લેખકે ગામડાની તળપદી બાનીનો સારો ઉપયોગ કર્યો છે. એને કારણે વાર્તાઓમાં વાસ્તવિકતા જળવાય છે અને વાર્તામાં જેમ આવે છે, પરંતુ માત્ર ભાષા એ જ વાર્તા નથી એ તરફ પણ લેખકનું

લક્ષ ખેંચાવું આવશ્યક છે. કેટલીક વાર એ ભાષાની જંજાળમાં વાર્તાનું વસ્તુ ગૂંચવાઈ જાય છે અને રસક્ષતિ થાય છે. ગ્રામજીવનની બળકટ બાનીનો ઉપયોગ ભલે થાય અને તે ગ્રામજીવનની વાર્તાઓમાં યોગ્ય છે, તોપણ વાર્તાવસ્તુને ભોગે એ તળપદી બાની જ વાર્તામાં મુખ્ય અંગ બની જાય એ ઇષ્ટ નથી.

એમ છતાં એકંદરે ટૂંકી વાર્તાના ક્ષેત્રમ —ખાસ કરીને ગ્રામજીવનની વાર્તાઓમાં આ સંગ્રહ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી શકે તેવી ગુણવત્તા એમાં છે.

શ્રી. પીતાંબર પટેલના 'કલ્પના' વાર્તાસંગ્રહમાં વિષયવૈવિધ્ય દાખવતી વીસ વાર્તાઓ છે. એમાં સિનેમાસૃષ્ટિ, પ્રેમની બેવફાઈ, સમાજ-જીવનમાં નારીની કરુણતા વગેરે વિષયો મુખ્ય છે. 'મેરી તસવીર જરૂર છાપીએગા' માં હીરોઇન બનવાની લાલસામાં ડાયરેક્ટરનો શિકાર બનતી એક યુવતીનું ચિત્ર છે. 'નીલાંબરી' મા એક અભિનેત્રીના માતૃહૃદયની કથા-વ્યથા છે 'સંસારલીલા'મા ભૂતકાલીન અભિનેતાની વર્તમાન જીવનમા કેવી ઉપેક્ષા થઈ છે તેનું કરુણ ચિત્ર છે. 'વાત્સલ્યનું આક્રંદ' 'નારીનું અંતર' 'રડતું આકાશ' વગેરેમા નારીજીવનની કરુણતા વર્ણવાઈ છે. 'ગરમ કોટ' જેવી વાર્તામાં ગરમ કોટને કારણે સૈનિક જીવનના ઉધમાત સ્વપ્નમા જોઈ ભડકી ઊઠનાર મનોર પટેલનું માનસ વ્યકત થયું છે 'ગુરુદક્ષિણા'માં ગુરુ અને શિષ્ય વચ્ચેનો મંગલ સંબંધ વર્ણવાયો છે. વાર્તાનું શીર્ષક જેના ઉપરથી નક્કી થયું છે તે વાર્તા 'કલ્પના' માં કલ્પના નામની યુવતીના જીવનની કરુણતા વ્યકત થઈ છે. લેખકનું આ વાર્તા પાછળનું વકતવ્ય એ છે કે લેખકો ઘણીવાર લખે છે તેવું નારીજીવન સુખી અને સમૃદ્ધ નથી હોતું; નારીના હાસ્ય પાછળ ઘણી વાર આંસુના ઓઘ હોય છે

શ્રી પીતાંબર પટેલે આ સંગ્રહ પૂર્વે કેટલીક સરસ વાર્તાઓ રચીને વાર્તાસાહિત્યમાં પોતાની પ્રતિષ્ઠા જમાવી છે. આ સંગ્રહ પણ સામાન્ય વાર્તારસિક વર્ગને આકર્ષશે.

ટૂંકી વાર્તાના એક બીજા સંગ્રહ 'હીરાની ચમક' ની હવે તપાસ કરીએ. સદ્ગત શ્રી રમણલાલ દેસાઈનો એ, સંભવ છે કે, છેલ્લો વાર્તાસંગ્રહ હોય. આ સંગ્રહમાં કુલ પંદર વાર્તાઓમાથી પાંચ પૌરાણિક વસ્તુ નિરૂપે

છે. આ પાંચ વાર્તાઓમાં લેખકની પહેલાંની કલમનું સામર્થ્ય દેખાતું નથી. ફિક્કી કથનશૈલી અને કોઈ ખાસ અર્થદર્શન વિનાની આ વાર્તાઓ વાચકને નિરાશ બનાવે છે.

એ સિવાયની વાર્તાઓમાં 'કમલનયના' કંઈક ધ્યાન ખેંચે છે બંગાળના ઠાકોર દેવસિંહ કમલનયનાનો પ્રેમ મેળવવા માટે તેના પતિનું માથું કપાવે છે. રોષે ભરાયેલી કમલનયના રણચંડી બને છે. તેનું ખપ્પર ઠાકોરના માથાથી ભરાય છે શૌર્યની ઝમક અને સ્ત્રીત્વના પ્રતાપનું ચિત્રણ વાર્તાને રસમય બનાવી જાય છે. બીજી એક વાર્તા 'અણધાર્યો મેળાપ'માં લગ્નની પસંદગીની બાબતમાં જૂની અને નવી પેઢી વચ્ચેનું ઘર્ષણ રજૂ થયું છે. 'ગ્રામશિક્ષકનું ગૌરવ'મા ગુરુ અને શિષ્ય વચ્ચેના ભાવ-ભર્યા સંબંધનું મધુરું ચિત્ર છે. વાર્તાનું શીર્ષક જેના પરથી નક્કી થયું છે તે 'હીરાની ચમક' આ સંગ્રહની છેલ્લી વાર્તા છે. વાર્તા ઇતિહાસના પ્રોક્ષણવાળી છે. વસ્તુ એવું છે કે શાહજાદો ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હોઈ વ્યસનોનો કટ્ટર વિરોધી છે. એક સાધુને ભાંગના વ્યસન માટે તે તિરસ્કારે છે સાધુ તેનો ઘમંડ જોઈ ભવિષ્યવાણી ઉચ્ચારે છે કે એ શાહજાદો પણ એક દિવસ વ્યસનમાં પછડાશે. ત્યાર પછી ઔરંગઝેબ ખાનદેશમાં સૂબા તરીકે જાય છે ત્યાં હીરા નામની દાસી સાથે પ્રેમમાં પડે છે. દાસી સાચા પ્રેમના પુરાવા માટે શરાબની એક જ પ્યાલી શાહજાદાને પિવડાવવાનો આગ્રહ સેવે છે હીરાના સૌંદર્યથી મોહિત થયેલો ઔરંગઝેબ શરાબ પીવા તત્પર બને છે. વાર્તાનો આ પ્રસંગ વાંચતા પ્રશ્ન એ થાય છે કે હીરાએ પ્રેમની સચ્ચાઈની કસોટી માટે શરાબની પ્યાલી શાહજાદાને પિવડાવવાનું કેમ પસંદ કર્યું. શું બીજી એકે કસોટી-સાચા પ્રેમની-તેને સૂઝી નહિ. પણ ઔરંગઝેબ માટે પેલા સાધુએ ભાખેલી ભવિષ્યવાણીનો વિચાર કરતા આ પ્રસંગની તાલમેલ સમજાઈ જાય છે. આમ સંગ્રહના શીર્ષકનું ગૌરવ આ વાર્તા દેખાડતી નથી. લેખકના 'ઝાકળ' અને 'પંકજ' વાર્તાસંગ્રહો વાંચનારને આ વાર્તાસંગ્રહ એમની આથમતી કલમનો અણસારો આપશે.

૧. ગુજરાતી હાસ્યરસના સાહિત્યના સિદ્ધહસ્ત લેખક શ્રી ધનસુખલાલ મહેતાનો હાસ્યરસિક વાર્તાસંગ્રહ 'ખોળો ભર્યો' નામથી આ વર્ષે પ્રસિદ્ધ થાય છે. શ્રી ધનસુખલાલમાં સારી અંગ્રેજી હાસ્યરસિક વાર્તાઓ ગુજરાતીમાં સફળ રીતે રૂપાંતરિત કરવાનું તેમજ સ્વતંત્ર રીતે પણ એવી

વાર્તાઓ લખવાનું સારું કૌશલ છે. આ સંગ્રહમાં પહેલી દશ વાર્તાઓમાં એમની હાસ્ય નિષ્પન્ન કરવાની શક્તિના ચમકારા મળશે અને બીજી રૂપાંતરિત કૃતિઓમાં પણ એવું જ કૌશલ દેખાશે. આ સંગ્રહની કેટલીક વાર્તાઓ આ પૂર્વે પ્રગટ થઈ ગઈ છે. આ સંગ્રહની લગભગ બધી જ વાર્તાઓ સામાન્ય તેમજ શિક્ષિત વાચકને નિર્દોષ આનંદ આપી શકે તેમ છે. નર્મ તેમજ મર્મ બન્ને પ્રકારનાં હાસ્યનો આસ્વાદ આ સંગ્રહમાંથી મળી શકશે. લેખકની આ પૂર્વેની હાસ્યરસિકવાર્તાઓની હરોળમાં આ વાર્તાઓ પણ સ્થાન પામી શકે તેમ છે.

ઉપરના જેવી જ કક્ષાનો બીજો એક સંગ્રહ 'ગરવી ગુજરાતણ' પણ હાસ્યરસની જ લહાણ કરે છે. એમાં બધી જ વાર્તાઓ મૌલિક છે. કેટલીકમાં સુરતી જીવનનો રંગ પણ લેખકે દર્શાવ્યો છે. વાર્તાઓ ઉપરાંત 'બડાઈ મારવાની કલા' વગેરે નિબંધિકામાં પણ લેખકનું મર્મ–કૌશલ પ્રતીત થાય છે.

આ જ લેખકની એક જમાના પૂર્વે ખૂબ જાણીતી થયેલી હાસ્યરસિક વાર્તાઓના સંગ્રહ 'હું મરેલા અને મિત્રમંડળ'ની નવી આવૃત્તિ બહાર પડી છે તે હાસ્યરસિકો માટે આનંદની બીના છે.

'સોલંકીયુગની કીર્તિકથાઓ' એ શ્રી અંબાલાલ ના. મિસ્ત્રીના વાર્તાસંગ્રહની લગભગ બે દાયકા પછી બીજી આવૃત્તિ થાય છે તે તેની રસિકતાને કારણે જ. અર્વાચીન વાર્તાની ટેકનિકની કશી ચપચપ વિના આ વાર્તાઓ માત્રે સીધી રસભર્યા સચોટ પ્રસંગો દ્વારા અને ક્યાંક ક્યાંક સુંદર વિચારકણિકાઓ દ્વારા વાર્તારસિયાઓના હૈયાં તરબોળ કરી શકે તેવી છે. કિશોર વિદ્યાર્થીઓને તો આ વાર્તાઓ વિશેષ રુચિકર નીવડે એવી આકર્ષક પ્રસંગગૂંથણી લેખકે કરી છે. સંગ્રહની મોટા ભાગની વાર્તાઓ પાટણના રાજા સિદ્ધરાજનાં શૌર્ય, યશ અને કલંકની કથાઓ છે. એની સાથે સાથે મુંજાલ મહેતા, ઉદયનમંત્રી, મીનળદેવી, કર્ણરાજ, હીરાધર, રાણકદેવી વગેરે પાત્રોના પણ આકર્ષક ચિત્રણો થયા છે વાર્તામાં પરિસ્થિતિઓ ટૂંકા સચોટ સંવાદને કારણે નાટયાત્મક લાગે છે. સોલંકી યુગના સમયનું ચિત્ર ઉપસાવવાનો લેખકે આ સંગ્રહ દ્વારા પ્રયાસ કર્યો દેખાય છે. ઐતિહાસિક હકીકતો ઉપરાંત દંતકથા અને કલ્પનાનું મિશ્રણ પણ આ વાર્તાઓમાં દેખાશે. અને તેથી તો વાર્તાની ઝમક વધી છે. વિદ્વાન

વિવેચક શ્રી અનંતરાય રાવળે આ લેખકની વાર્તાશક્તિનો યોગ્ય પરિચય પુસ્તકને આરંભે કરાવ્યો છે.

'આગમન' એ શ્રી ડાહ્યાભાઈ પટેલનો વાર્તાસંગ્રહ છે આ પૂર્વે પણ તેમના ચારેક વાર્તાસંગ્રહો પ્રગટ થયા છે. 'આગમન' ની પહેલી વાર્તા એકસો બાર પાનાંની લાંબી ટૂંકી વાર્તા છે. પરાયા પુરુષથી જન્મેલો પુત્ર માતા પિતાના જીવનમા કેવો ત્રાસ ફેલાવે છે અને છેવટે પ્રસન્ન દામ્પત્યના ફલરૂપે જન્મેલા ગોવિંદનું આગમન માતાપિતાના સંસારને કેવો સુમધુર બનાવે છે તેનું એ વાર્તામા નિરૂપણ છે. પ્રસંગોની અપ્રતીતિકરતા, શિથિલ પ્રસંગરચના, સંવાદોમા કૃત્રિમતા વગેરેને કારણે વાર્તા નબળી બને છે. લેખકની લગભગ બધી વાર્તાઓની આ મર્યાદા છે. જો કે 'ખજાનો' 'અંતરનો આરઝુ' જેવી વાર્તાઓમા લેખકનું કંઈક કૌશલ પ્રતીત થતું જોવા મળે છે 'ભગત' વાર્તામા એક અંગ્રેજી વાર્તાની છાયા દેખાય છે. આ જ લેખકના બીજા વાર્તાસંગ્રહ 'કલાવતી' મા કલાવતીનું શૌર્ય વર્ણવવા પ્રયાસ કરતી ઐતિહાસિક વાર્તા '**કલાવતી**' અને બીજી ચાર વાર્તા છે બંને વાર્તાસંગ્રહો કલા-દૃષ્ટિએ સામાન્ય કોટિના છે.

પ્રા કુ. ધીરુબહેન પટેલના વાર્તાસંગ્રહ '**એક લહર**'મા સમાજ-જીવન અને તેમાંય ખાસ કરીને સ્ત્રીજીવનને લક્ષ કરતી તેમજ બીજી છૂટીછવાઈ ત્રેવીસ વાર્તાઓ છે તેમા સ્ત્રીહૃદયને આલેખવાનો-સમજવાનો લેખિકાનો સફળ પ્રયાસ દેખાય છે. 'ધીમું ઝેર' અમિતાની મુક્તિ', 'મયકની મા' વગેરે વાર્તાઓ એ રીતે નોંધપાત્ર છે. 'ધીમુ ઝેર' વાર્તા લેખિકાના વાર્તાકૌશલનુ સારુ દૃષ્ટાંત છે. આકર્ષક પ્રસંગગૂંથણી દ્વારા વાર્તારસની જમાવટ તે સરસ રીતે કરી શકે છે. સામાન્ય વાચકવર્ગને સહેજે રોચક નીવડે તેવી એમની વાર્તાઓ છે. 'કુસુમનો મહેમાન', 'રાઘવનના સહકાર્યકરો' જેવી નબળી વાર્તાઓ પણ આ સંગ્રહમાં છે પરંતુ એકંદરે આ વાર્તાસંગ્રહ લેખિકા પાસે હજી વિશેષ કલાત્મક વાર્તાઓની અપેક્ષા જગાડે છે.

હવે અનૂદિત વાર્તાસંગ્રહો તપાસીએ. એવા બે સંગ્રહ આ વર્ષે સમીક્ષાર્થે મળ્યા છે.

ટૉલ્સ્ટોય અને મેક્સિમ ગોર્કીએ પણ જેની કલાની પ્રશંસા કરી છે તેવા મહાન રૂશિયન લેખક 'ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ ' શ્રી જયંત પાઠક અને શ્રી રમણલાલ પાઠકે ગુજરાતીમાં અનુવાદ કરી ગુજરાતના વાર્તારસિયાઓની સારી સેવા કરી છે. ઈ. સ. ૧૯૧૭ ની રૂશિયન ક્રાંતિ પૂર્વેની પ્રજાની મનોદશા ચેખોવે પોતાની વાર્તાઓમા વાસ્તવિક સ્વરૂપે રજૂ કરી છે. એના સમયમાં પ્રજા જડ નિષ્ક્રિય હતી, વેપારી અમલદારોનો દોર હતો, બુદ્ધિજીવી કે કલાકારોની અવહેલના હતી, નિરાશાના પ્રચંડ અંધકારનાં પ્રજા ડૂબેલી હતી. '૭ નંબરનો વોર્ડ', 'વાન્કા' :'એક કારકુનનું મૃત્યુ' 'ચેનીચ', 'કાચંડો' વગેરે વાર્તાઓ દ્વારા આ પરિસ્થિતિ લેખકે વેધક રીતે રજૂ કરી છે. ચેખોવના પરિસ્થિતિનાં ચિત્રણો વાસ્તવિક અને વેધક હોવા છતાં અશ્લીલ કે નિરાશાવાદી નથી. '૭ નંબરનો વોર્ડ' વાર્તાનો પાગલ યુવાન જે દઢ શ્રદ્ધા વ્યક્ત કરે છે કે 'નવજીવનનું ઉજ્જ્વલ પરોઢ ઉગવાનું જ છે, સત્યનો જય થશે અને આપણે પણ એ પ્રકાશ જોઈ શકીશું.' તેમજ 'હું જિંદગીનો આશક છું. જિંદગીને હું ખૂબ ચાહું છું' એ શ્રદ્ધા ચેખોવની પોતાની પણ છે. એ વાસ્તવવાદી છે નિરાશાવાદી નથી. સમાજજીવનનો ઊંડો તાગ તેણે મેળવ્યો છે અને તેમાથી તેની આ કલાકૃતિઓ સર્જાઈ છે. માનવતા તેમજ સુખપ્રેમ વિશેના ખ્યાલો, સંજોગો આગળ માનવની લાચારી, જીવનની કરુણતાઓ વગેરેનું નિરૂપણ તે પોતાના વિશિષ્ટ રીતે કરે છે? 'સુખ' અને 'કૃતગવાળી સ્ત્રી' આ પ્રકારની વાર્તાઓ છે. 'વાન્કા' એ પ્રેમની હૂંફ ઝંખતા અને અમાનુષી સીતમ વેઠતા એક બાળકની હૃદયદ્રાવક કથા છે. 'કાચંડો' એ ઘડી ઘડી રંગ બદલતા ખુશામતખોર અમલદાર પર કટાક્ષ કરતી વાર્તા છે. '૭ નંબરનો વોર્ડ' અને 'કલાકારની કહાણી' લેખકના સમાજ જીવનના અભ્યાસના તેમજ મનનો તાગ પામવાની શક્તિના ઉદાહરણ રૂપ લાંબી વાર્તાઓ છે 'મીઠડી' એ પ્રેમ પર જ જીવન નભાવતી એક મુગ્ધ મીઠડીની મનોદશા વર્ણવે છે. આ બધી જ વાર્તાઓ વાચકના ચિત્તને આકર્ષે છે ચેખોવની આ નવલિકાઓ આપણા અનૂદિત વાર્તાસાહિત્યમા એક ગણનાપાત્ર ઉમેરણ છે. અનુવાદકોએ આ સંગ્રહ તૈયાર કરવામા સારી એવી જહેમત ઉઠાવી છે તે આ સંગ્રહ જોતા જણાય છે.

સ્વાણી પ્રકાશનગૃહ તરફથી ૭ અમેરિકન વાર્તાઓનો સંગ્રહ 'કુંદરાનો ખેડ અને બીજી વાતો' પ્રગટ થયો છે. આ સંગ્રહનો આલો

પરિચય કરાવતાં એમ કહેવામાં આવ્યું છે કે આ બે વિશ્વયુદ્ધ વચ્ચેના ગાળાની અમેરિકન વાર્તાનો પ્રતિનિધિરૂપ ગણાવી શકાય એવો સંગ્રહ છે.' આ વાર્તાઓમાં વિશ્વયુદ્ધ અને તેમાથી સર્જાતી કરુણતા; શહેરના વૈભવી અને ધમાલિયા તેમજ નિષ્ક્રિય જીવન કરતાં ખેતી ઉપર જ નિર્ભર રહેતા ગ્રામજીવનનું મહત્વ, તેમજ જીવન અને કેળવણીનાં કેટલાંક રહસ્યો પ્રગટ કરવામાં આવ્યાં છે. 'કંદરાનો ખેડુ'માં બેન વેમ્ટરવેલ્ડ અને તેની પત્નીના વિચાર સંઘર્ષ દ્વારા, 'જુનિયસ માલ્ટબી'માં એક તરફ જુનિયસ અને રોબી અને તેના વિરોધમાં શિક્ષણ સંસ્થાના મંતવ્યો દ્વારા આ રહસ્યો રજૂ કરવામાં આવ્યાં છે. 'બે સીપાહી' અને 'તલાવડું' વિશ્વયુદ્ધની તરસ અને તેનાથી સર્જાતી કરુણતાનાં ચિત્રો રજૂ કરે છે.

વાર્તાના આરંભમાં તે તે લેખકનો આછો સાહિત્યિક પરિચય આપવામાં આવ્યો છે.

## ૪. નાટ્ય વિભાગ

ટૂંકી વાર્તાની ચર્ચા પછી હવે નાટ્યવિભાગ તરફ વળીએ. આ વિભાગમાં વર્ષની ઉત્તમ કૃતિ તરીકે 'શર્વિલક'ને ખુશીથી ગણાવી શકાય.

'દરિદ્ર ચારુદત્ત' તેમજ 'મૃચ્છકટિક' એ બે નાટકો ઉપરથી પ્રેરણા પામેલું અને 'મુદ્રારાક્ષસ'ની અસરો દાખવતું 'શર્વિલક' એ શ્રી રસિકલાલ પરીખની એક સ્વતંત્ર કોટિની રચના છે. આ કૃતિને સ્વતંત્ર રચના કહેવાનું કારણ એ છે કે ઉપર્યુક્ત નાટકોમાંથી પ્રસંગો, કેટલીક વાર તો અવતરણો સુધ્ધાં, લેવામાં આવ્યાં હોવા છતાં લેખકે સમગ્ર કથાનકને નવો જ ઘાટ આપ્યો છે, એટલે પ્રસંગ પાત્ર રજૂઆત વગેરેની બાબતમાં આ કૃતિ વિશિષ્ટ બની રહે છે. 'મૃચ્છકટિક'મા ગૌણ પાત્ર તરીકે દેખાતો 'શર્વિલક' આ નાટકનો નાયક છે અને તેની પ્રિયા મદનિકા નાયિકા છે. રાજપરિવર્ત એ આ વાર્તાનું મુખ્ય વસ્તુ છે. અવંતીની ગાદી પર ભરત રોહત રાજા કે પાલકને બેસાડી બ્રાહ્મણ સંસ્કૃતિનું રક્ષણ થાય એ હેતુ સાધ્યો છે, પરંતુ સિદ્ધની વાણી એમ કહે છે કે આર્યપુત્ર ગોપાલક રાજ્ય ગાદી પર બેસશે. એ સિદ્ધ વાણીમાંથી જ નાટકનો વસ્તુવિકાસ થાય છે. આર્યપુત્ર ગોપાલક શ્રમણોપાસક છે. શ્રમણોનું સામર્થ્ય અવંતીમા વધે એ હકીકત તેને જરા પણ પસંદ નથી. સિદ્ધની

વાણીને વ્યર્થ કરવા ભરત રોહતક વાનપ્રસ્થાશ્રમ મૂકીને વળી પાછો રાજ્યપ્રપંચો આદરે છે. શર્વિલક ગોપાલકની રાજ્યગાદી માટે યોજનાઓ રચે છે! શર્વિલક લિંગાયતપંથી છે, ગોપાલક શ્રમણસંસ્કૃતિમાં માનનારો છે. એ જ અરસામાં શાક્યપુત્ર ગૌતમનો પણ પ્રભાવ પ્રજામાં વધતો જતો હતો. નાટ્યકારે ભરતના ઉદ્ગારો દ્વારા (પૃ. ૩૪) એ આખી પરિસ્થિતિનો ચિતાર આપી દીધો છે.

આ નાટકમાં જુદી જુદી સંસ્કૃતિમાં માનનારાં પાત્રો દ્વારા નાટ્યકારે એ જમાનાનો સંસ્કૃતિસંઘર્ષ સફળ રીતે આલેખ્યો છે. છેવટે ભરત રોહતકની આત્મહત્યા દ્વારા બ્રાહ્મણસંસ્કૃતિ અને કર્મકાંડના અંતનું લેખકે સૂચન કરી દીધું છે.

રોહતકની ગળાની ધોરી નસ કાપીને આત્મહત્યા, સિદ્ધવાણી પ્રજામાં પ્રસરે નહિ તે માટે માધવની જીભ ખેંચી કાઢતો રોહતક, તેની આંગળી કાપવાનું દશ્ય વગેરે તખ્તા ઉપર કમકમાટીપ્રેરક દશ્યો ગણાય, પરંતુ લેખકે ભરત નાટ્યશાળાના નિયમના ચોકઠામાંથી બહાર નીકળીને આ દશ્યો તખ્તા ઉપર રજૂ કરવાનું મુનાસબ માન્યું છે. લેખકની પ્રતિભાએ આ નાટકમાં ઘણાં સ્થળે જૂની રૂઢિ અને નિયમજડતા ફગાવી દીધી દેખાશે. રાજ્યપરિવર્ત માટે યોજનાઓ કરનાર શર્વિલક ખરેખર મહાન છે પણ એની પ્રિયા મદનિકાનાં સાહસ અને કુરબાની તો એનાથી પણ ચડિયાતાં છે. રાજ્યપરિવર્તની ખટપટમાં મદનિકા, ચારુદત્ત વગેરેને હોમાવું પડે છે, ભરત રોહતકને આપઘાત કરવો પડે છે. ચારુદત્ત જેવા નિર્દોષ પાત્રને વિના વાંકે વધેરાવું પડે અને વસંતસેનાને પોતાનો પ્રિયતમ ગુમાવવો પડે એ વસ્તુસ્થિતિ કઠે તેવી છે, પરંતુ રાજ્યપરિવર્તમાં અનેક નિર્દોષોનો પણ ભોગ લેવાતો હોય છે એવું સૂચન ચારુદત્તના વધ દ્વારા થયું હોય એ બનવા જોગ છે. ચારુદત્ત અને વસંતસેના આ નાટકમાં ગૌણ પાત્રો હોવા છતાં વાચકના મનમાં તે શર્વિલક અને મદનિકા કરતાં જરા પણ ઓછું આકર્ષણ જમાવતાં નથી.

પાત્રનિરૂપણની દષ્ટિએ જોતાં રાજા પાલકને પરણેલી છતાં પોતાના પ્રેમીને ઝંખતી રાણી શ્વેતપદ્મા સરસ રીતે નિરૂપાઈ છે. તેનો અને મદનિકા વચ્ચેનો સંવાદ દર્દભર્યો મધુર છે (અંક ચોથો, અંશ ૬). નાટકમાં રાજ્યપરિવર્તને અનુરૂપ પરિસ્થિતિઓ સમર્થ રીતે ચીતરાઈ છે અને તેથી નાટકની જમાવટ સરસ થઈ શકી છે. શરૂઆતનાં પાનાંઓ ઉપર શકારના

પાત્ર દ્વારા હાસ્યરસ પણ મળી રહે છે, પણ પછી રાજપરિવર્તની ગંભીર પરિસ્થિતિઓમાં એ હાસ્યરસ સુકાઈ જાય છે નાટકના સંવાદો પ્રસંગને અનુરૂપ અને સચોટ છે. પરિસ્થિતિનો અને પાત્રોનો એ દ્વારા સરસ વિકાસ થાય છે. છેલ્લે શર્વિલક ભરત રોહતકને પ્રધાન થવાની વિનંતી કરી પોતે વિદ્યાકાર્યમાં પ્રવૃત્ત થવાની ઇચ્છા વ્યક્ત કરે છે તે મુદ્રારાક્ષસની યાદ આપે તેવો પ્રસંગ છે, પણ પછી તરત જ તેમાં પલટો આવે છે. મદનિકાના મૃત્યુ પછી શર્વિલકના એના વિશેના ઉદ્ગારોમાં લેખકની ચિંતનાત્મક પ્રતિભાનો અણસારો જોઈ શકાય.

નાટકની તખ્તાલાયકી વિશે એમ કહી શકાય કે જો કદમાં થોડી મર્યાદા મુકાય તો તખ્તા ઉપર તેની સરસ જમાવટ થઈ શકે.

શ્રી રસિકલાલ પરીખે 'શાર્વિલક' દ્વારા ગુજરાતી નાટયસાહિત્યમાં એક કીમતી ઉમેરો કર્યો છે. કાકા કાલેલકરે એમની સાહિત્યશક્તિને અંજલિ આપતાં લખ્યું છે: "'શર્વિલક' લખીને તમે તો 'મૃચ્છકટિક' માંથી 'મુદ્રારાક્ષસ' ઉપજાવ્યું છે. આ વિક્રમ નાનોસૂનો નથી. દ્યૂત મદિરાપાન, વેશ્યાગમન, અને ચૌરકર્મ આદિને પણ વિદ્યાકલામાં સ્થાન આપી એમને Fine Arts–લલિતકલા માનનાર વિલાસી જમાનામાં વીરરસ ઉપજાવવો અને સાહસ-રસિકતાને ઊંચે ચઢાવવી અને એ બધું જરાય અસ્વાભાવિક ન લાગે એવી રીતે રજૂ કરવું એમાં તમારી સાહિત્યશક્તિનો ઉત્તમ પરિચય મળે છે"

ગાંધીજીએ પ્રબોધેલા તપ-સંયમના જીવનસિદ્ધાંતોને નામે એમની હાજરીમાં કંઈક અને એમના મૃત્યુ બાદ સવિશેષ જે ભ્રષ્ટાચાર ફેલાયો અને એમના કહેવાતા અનુયાયીઓએ ગાંધીજીને નામે જે મિથ્યાચાર અને અને પાખંડ ચલાવ્યા તેના પર શ્રી ચુનીલાલ મડિયાનું નવું નાટક 'શૂન્યશેષ' સજ્જડ પ્રહાર કરે છે

શિસ્તને નામે કઠોરતા અને જડતા જ શિબિરોમાં અને આશ્રમોમાં ચાલી રહી છે અને એથી કુમળા બાળકો અને યુવકયુવતીઓમાં જીવનવિકૃતિ જન્મે છે એ નાટયકારે આ નાટકમાં કુલપતિ, આચાર્ય, કૌસ્તુભ વગેરે પાત્રો દ્વારા દર્શાવ્યું છે નાટકનું આકર્ષક પાત્ર કૌસ્તુભ છે. આ સિગારેટ વિના એને ચાલતું નથી, સંયમની જડતા તેને સદતી જ નથી. વારંવાર શિસ્તભંગ અને પ્રાયશ્ચિત્ત તે કર્યા જ કરે

છે એજ કૌમુદ શિબિગના પગીની દીકરી છીમીને કાગોતરો કરડે છે ત્યારે શિબિગના બીજે માર્હરો કે આચાર્યની જેમ કર્તવ્યના વિચાર કરવા રોમવા વિના જ છીમીનુ ઝેર ચૂસી લઈ પોતાના જીવનનુ બલિદાન આપે છે શિબિગના મચાલકો એના અવસાન બદલ ઊંડો ખેદ પ્રદર્શિત કરે છે પરતુ શિબિગની રજતજયતાનિમિત્તે યોજાયેલુ પ્રીતિભોજન પણ સાથે સાથે જ ચાલે છે આ શિબિરમા આ પ્રસગે આમત્રણ પામેલો વૈજ્ઞાનિક પદ્મનાભ કુલપતિ અને આચાર્યને આ બધા પાખડ માટે ખૂબ ઝાટકે છે કૌમુદના મૃત્યુમાથી તે પ્રેરણા પામે છે અને આ જગતના દુઃખથી નાસી ટાઈટોડના દર્દીઓની સેવા થાય એ માટે પોતે કલ્યાણ ઔષધની બાબતના સશોધનમા પ્રયોગ માટે પોતાના દેહનો ત્યાગ કરે છે

નાટયકારનો ઉદ્દેશ મહાન વિભૂતિઓના સિદ્ધાતોની કેવી વિડબના થાય છે તે દર્શાવવાનો છે એમા વધારે પડતી કડવાશ અને થોડી અત્યુક્તિ પણ આવી ગઈ છે પરતુ સ્પષ્ટવક્તાને કારણે આ નાટક સારી રગત જમાવી શકે તેમ છે નાટકમા છીમી અને પૌલોમી એ બે કન્યાઓના પાત્ર હોવા છતા નાટકમા નટીગ્રથનાનો ભાસ થાય છે, કારણ એ બે પાત્રો જોઈએ તેવા ખીલતા નથી છીમીનુ પાત્ર શુદ્ધ નિર્મળ પ્રેમની મૃદુ ભાવના પ્રસરાવે છે એટલી ગહત છે

સામગ્રેની પૌરાણિક કથા ઉપરથી શ્રી શિવકુમાર જોશીએ રચેલા આ પચઅકી નાટક 'દુર્વાકુર' મા મુનશીના પૌરાણિક નાટકોમા અર્વાચીન પ્રશ્નોની જેમ છણાવટ થાય છે તેવુ કાઈ નથી આ નાટકમા શકુન્તલાની જેમ પ્રથમ નજરે જ પ્રેમવશ-પરવશ બની પિતાની સહાયથી મનવાછિત પતિને પ્રાપ્ત કરી પછી તેની અવહેલના પામી વરુણદેવની ગૃહિણી બનવાનુ દુર્ભાગ્ય ઋષિકન્યા ઐન્દ્રીનુ થાય છે પ્રથમ નજરનો પ્રેમ એ મોહજાળ છે અને એથી જ કટોકટીની પળે એ નીનુ હૃદયદૌર્બલ્ય વ્યક્ત થાય છે અને વરુણની હરકાને તે સહેજ આનાકાનીથી પણ વશ થાય છે બીજી રીતે જોઈએ તો ઐન્દ્રીનો પ્રેમ અગિરસ જેવા તપકઠોર મુનિકુમારને પણ મૃદુ બનાવે છે અને પોતાને હાથે ઐન્દ્રીના કેશકલાપમા દુર્વાકુરની વેણી ગૂથવાના પત્નીના અભિલાષ પૂરા કરવા તે તપ મૂકી દોડી આવે છે, પણ એ દરમ્યાન ઐન્દ્રી ભ્રષ્ટા થઈ છે, એનુ નિર્જીવ માથુ જ આગિરસના

હાથમાં આવે છે. આમ પ્રેમની અવહેલના કરતી કઠોર તપશ્ચર્યા અને જડતા તેમજ પ્રથમ નજરના પ્રેમની નિર્બળતા બંનેનું આછું ચિત્રણ આ નાટકમાં છે. નાટકનું વસ્તુ સાવ આછુંપાતળું હોવાથી પંચાંકીનાટકનો બોજ તે ભાગ્યેજ ઝીલી શકે. કાર્યવેગ, પ્રસંગગૂંથણી, પાત્રનિરૂપણ વગેરેમાં પણ આ નાટક ફિસ્સું ગણાય. સંસ્કૃતમય રસિક ભાષાને કારણે પૌરાણિક વાતાવરણ રજૂ કરવામાં લેખક સફળ થયા છે,

પ્રા. મધુકર રાંદેરિયા કૃત **'અંતે તો તમારી જ'** એ ત્રિઅંકી નાટકમાં નાટકની દુનિયામાં મોહવશ થઈ જીવનનો કડવો અનુભવ મેળવનારી અને છેવટે 'અંતે તો તમારી જ' કહીને ભાઈભાભીને પનારે જનારી યુવતી-નંદનાની કથા છે નાટકનું સામાન્ય પાતળું વસ્તુ નાટ્યકારે બિનજરૂરી રીતે વિસ્તાર્યું છે કાર્યનો લગભગ અભાવ, અર્થહીન સંવાદો, પાત્રનિરૂપણની કચાશ વગેરે આ નાટકના મુખ્ય દોષ છે. નાટકમાં નાટ્યકારે વચમાં વચમાં નાટક, અભિનય, તેમજ જીવન, પ્રેમ વગેરે વિશે પોતાના વિચારો વેર્યા છે, પરંતુ તેથી ભાગ્યેજ નાટકને લાભ થયો હશે. કેટલીક વાર તો પાત્રોની વાણી લેખકને જ વ્યક્ત કરતી સ્પષ્ટ-રીતે દેખાય છે, એથી પાત્રોનું વ્યક્તિત્વ માર્યું જાય છે. વસ્તુ-ગૂંથણી, સંવાદ, સંઘર્ષ વગેરે દૃષ્ટિએ આ નાટક સામાન્ય કક્ષાનુ ગણી શકાય. નાટ્યકલા વિશે અધ્યાપક લેખકનો અનુભવ અને તેમની સૂઝ વિશાળ કહી શકાય તેવાં છે છતાં આ નાટક લેખકની સર્જકશક્તિને ભાગ્યેજ યશ આપે.

**'વૈભવનાં વિષ'** એ શ્રી વજુભાઈ ટાંકનું પ્રથમ મૌલિક નાટક છે. આ નાટક અગાઉ તેમણે કેટલાક પાશ્ચાત્ય લેખકોના (ઓસ્કર વાઇલ્ડ ઇત્યાદિ) નાટકોનાં સફળ રૂપાંતરો દ્વારા નાટ્યક્ષેત્રે સારી ખ્યાતિ મેળવી હતી. આ નાટક ઐતિહાસિક છે. વૈભવ-વિલાસમાં આળોટનારા મરાઠી સરદારો, તેમના કુસંપ, કૂડકપટો, તેમની કાયરતા અને તેમાથી થતો આખી સલ્તનતનો વિનાશ એ આ નાટકનુ મુખ્ય વસ્તુ છે. આ ઐતિહાસિક નાટકમાં લેખકે ઇતિહાસના પ્રસંગો સાથે કેટલીક છૂટછાટ લઈ નાટકને વધુ જોમભર્યું બનાવવા પ્રયાસ કર્યો છે. નાટકના પ્રસંગો અને લાંબા જુસ્સાદાર સંવાદો જૂની રંગભૂમિની યાદ આપે છે. ભાષામાં ગુજરાતી-ફારસી-ઉર્દૂ શબ્દોની ભેળસેળ રસક્ષતિ કરનારી બને છે. પાત્રોનાં મુખમાં મુકાયેલા ભાવિ વિશેના ઉદ્ગારો નાટકી લાગે છે તખ્તા ઉપર જોરદાર

પ્રસંગો અને સંવાદોને કારણે સામાન્ય પ્રેક્ષકસમુદાય માટે આકર્ષક નીવડે તેવા આ નાટકમાં સાહિત્યિક ગુણોની ઊણપ વરતાય છે. નાટકમાં સીલ્વા, મોન્ઝાના પાત્રો દ્વારા હાસ્યરસનો પ્રયત્ન યોગ્ય બનતો નથી. એવાં દશ્યો ગ્રામીણ લાગવા સંભવ છે. વિદ્વાન લેખકશ્રી જ્યોતીન્દ્ર દવેએ આ નાટકનો આરંભમાં જ યોગ્ય પરિચય કરાવી દીધો છે.

કવિચિત્રકાર શ્રી ફૂલચંદભાઈ ઝવેરચંદ શાહે બાણ ભટ્ટની 'કાદંબરી' ઉપરથી સરળ અને સંક્ષિપ્ત નાટક 'મહાશ્વેતા-કાદંબરી' રચી મૂળ કથાને દરસમાન કરવાનો પ્રયાસ કર્યો છે. આ ત્રિઅંકી નાટકમાં 'કાદંબરી'ની કથાનું વાતાવરણ જળવાઈ રહ્યું છે અને તેના મુખ્ય રસ શાંત કરુણ અને અદ્‌ભુત આહ્‌લાદક નીવડયા છે. નાટ્યકારે મૂળ અટપટી કથાને બને તેટલી ટૂંકાવી તેના તાણાવાણા મેળવી નાટકને સરળ અને સુવાચ્ય બનાવ્યું છે. 'કાદંબરી'ની મૂળ કથા જ આમ તો રોમાંચક અને હૃદયસ્પર્શી છે; એને કવિ ચિત્રકાર સફળ રીતે નાટ્યસ્વરૂપ આપી શકયા છે. જિજ્ઞાસારમ્ય દ્રવતો જ રહે તેવી પ્રવેશયોજના, વચમાં વચમા સાહિત્યિક ગુણવત્તાએ ઊંચી કક્ષાનાં નહિ છતા કર્ણપ્રિય લાગે તેવાં સરળ બોધક ગીતો, રસિક સંવાદો વગેરે આ નાટકના ગુણો છે. નાટકમાં મૂળ કથાનો અદ્‌ભુત રસ લાવવાથી નાટકમાં રસ-જમાવટ અવશ્ય થાય છે, પરંતુ એ ચમત્કારો તખ્તા ઉપર લાવવામાં મુશ્કેલી પડે; એમ છતા થોડા એવા ફેરફારો કર્યા પછી આ નાટક રંગમંચ ઉપર સફળ થઈ શકે તેમ છે. નાટકમા કેટલક પાત્રો ફારસી-ઉર્દૂ શબ્દો જેવા કે દિલદાર, દિવાનો, મુલ્કમશહૂર વગેરે ઉચ્ચારે છે તે રસક્ષતિ કરે છે. મહાશ્વેતા નાદાન દિવાનાનું ગીત ગાય છે તે (પૃ. ૧૨૫) તેમજ પુંડરીકનું રસિકડી દિલદારનુ ગીત (પૃ. ૬) વગેરે બિનજરુ ગીતો છે. લક્ષ્મી જેવા દિવ્ય પાત્રના મુખે 'જનની જણ તો ભક્ત જણ'નો લોકસાહિત્યનો દુહો (પૃ. ૧૪૪) વિચિત્ર લાગે છે. રંગમંચ ઉપર લાવતાં પહેલાં નાટકના ગીતો અને પ્રસંગો ચાળી નાખવા આવશ્યક છે.

આ નાટકની સાથે શ્રી જયંતી દલાલ તેમજ પ્રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રસ્તાવના જોડવામા આવી છે તે મનનીય છે.

કવિચિત્રકાર શ્રી ફૂલચંદભાઇના 'મહાશ્વેતા કાદંબરી' પછી બીજાં બે પ્રસિદ્ધ થયેલાં નાટકો તે 'માલતી માધવ' અને 'સુક્રાપ્રતાપ'.

'**માલતી માધવ**' નાટકની રચના કવિએ શ્રી મણિલાલ દ્વિવેદીના એ જ નાટકના સંસ્કૃત ભાષાંતર ઉપરથી કરી છે અને તેને લોકભોગ્ય બનાવવાનો પ્રયાસ કર્યો છે જૂની રંગભૂમિને અનુકૂળ—પથ્ય નીવડે તેવાં ગીતો પણ કવિશ્રીએ મૂળ સંસ્કૃત શ્લોકોના અનુવાદ ઉપરથી ઉપજાવ્યાં છે. એમનું બીજું નાટક '**મુદ્રાપ્રતાપ**' કવિ કાલિદાસના 'શાકુન્તલ' નાટક ઉપરથી રચાયું છે. આમાં કવિએ પોતાની કલ્પિત સામગ્રી સારા પ્રમાણમાં ઉમેરી છે; એથી મૂળ નાટકનું ગૌરવ હણાય છે અને કવિ કાલિદાસને અન્યાય થાય છે. આ નાટક લોકોને રોચક નીવડે તે માટે કવિએ સારા પ્રમાણમાં કૉમિક તત્ત્વ પણ દાખલ કર્યું છે, ગીતો પણ ઉમેર્યાં છે, અને મૂળ વસ્તુનો માત્ર આછોપાતળો કથાદોર જ આ નાટકમાં જોવા મળે છે. આ બંને નાટકો કવિના 'મહાશ્વેતા કાદંબરી' નાટકની તુલનાએ ઊતરતી કોટિનાં ગણાય. છતાં કવિચિત્રકારની નાટ્યસેવાને એ રીતે અંજલિ આપી શકાય કે ગુજરાતની નાટ્યરસિક જનતાને તેમણે સંસ્કૃત નાટકોના મૂળ ભાવ જાળવીને કરેલાં રૂપાંતરો દ્વારા તેનામાં સંસ્કૃત નાટકના કંઇક સંસ્કાર રેડી તેનું મનોરંજન પણ કર્યું. તેમની ગીત-રચના અને કોઈ કોઈ વાર ચાતુર્યયુક્ત સંવાદરચનાને કારણે એ નાટકો ઠીક ઠીક લોકપ્રિય થઈ શકયાં હતાં.

મરાઠી લેખક શ્રી. પી કે. અત્રેના એક ખૂબ રમૂજી નાટકનો '**લગ્નની બેડી**' નામથી ડૉ. બિપિન ઝવેરીએ અનુવાદ પ્રગટ કર્યો છે. અત્રેનાં નાટકો માત્ર મરાઠી સમાજમાં જ નહિ પરંતુ ગુજરાતી સમાજમાં પણ ખૂબ ખૂબ લોકપ્રિય થયાં છે તે તેની કટાક્ષકલાને કારણે. એમનાં નાટકોમાં આછીપાતળી વસ્તુસંકલના, કાર્ય તો નહિવત્-અને છતાં એ નાટકો-મેદાન મારી જાય છે તેના હાસ્યરસિક મર્માળા સંવાદોને કારણે વાક્યે વાક્યે હાસ્યરસ રેલાવવાની વિરલ શક્તિ અત્રેનાં નાટકોમાં દેખાય છે. અલબત્ત એ હાસ્યરસ અશ્લીલતાથી પણ સર્વથા મુક્ત હોય છે એવું નથી. આ નાટકના પણ કેટલાક સંવાદો એ દૃષ્ટિએ નીચલી કક્ષાના છે. નાટકમાં રસક્ષતિ ન થાય એવી કાળજીથી લેખકે આ અનુવાદ કર્યો છે એની પ્રતીતિ નાટક વાંચતાં થાય છે. એમ છતાં મુંબઈ રાજ્યમાં એક પત્નીવ્રતનો ધારો થયા પછી આ નાટકના કેટલાક સંવાદોનું હવે મહત્ત્વ ઘટી જાય છે. એક પ્રહસન લેખે આ નાટક તખ્તા ઉપર ખૂબ

રંગત જમાવી શકે તેવું છે. આ નાટકમાં મુખ્યત્વે લગ્નજીવનની બેડી, પ્રેમના દંભ અને તેની પોકળતા, સ્ત્રી-પુરુષના નૈતિક સંબંધો વગેરે પર સજ્જડ પ્રહાર કરવામાં આવ્યા છે. સમાજમાં વ્યાપક અનિષ્ટ તત્ત્વો અને સુધારાને નામે છેતરપીંડી અને દંભ ઉપર કટાક્ષ કરવાની લેખકની શક્તિ એમનાં બીજાં નાટકોની જેમ આ નાટકમાં પણ દેખાશે.

'સુંદરવન' પછી શ્રી દુર્ગેશ શુક્લનું આ નવું ત્રિઅંકી નાટક 'પલ્લવી પરણી ગઈ' પ્રગટ થાય છે. આ નાટક Jane steps out ઉપરથી, લેખક કહે છે તેમ, રૂપાંતરિત થયેલું છે. મોજશિલાસમાં રાચનારી, ડોળઘાલુ, ખોટી ખુમારી રાખનારી રાગિણી પૈસા ખાતર પંકજને પરણવા ઇચ્છે છે. એની નાની બહેન પલ્લવી સાદી સરળ અને ઘરરખુ યુવતી છે. એના તરફ અતિ મરડાટ અને તિરસ્કારને કારણે પલ્લવી વીફરે છે અને રાગિણીની પાસેથી પોતે પંકજને છીનવી લેવાનો પડકાર ફેંકે છે. એની મોટીમા(દાદી)ની સહાયથી એ પોતાનું કાર્ય પાર પાડે છે અને રાગિણીનો ગર્વ ઉતારે છે. નાટકનું આ વસ્તુ છે. વસ્તુસંકલના તેમજ કાર્યવેગની દૃષ્ટિએ આ નાટક નબળું ગણાય. પલ્લવીનું એકાએક ઝડપથી થતું પરિવર્તન, મોટીમાની એંસી વર્ષની ઉંમરે ભણેલ યુવતીને પણ શરમાવે તેવી અર્વાચીન પદ્ધતિની કટાક્ષધારાઓ, ઉલ્લા અંકમાં પંકજનો પલ્લવીના ખંડમાં પ્રવેશ અને તેનું એ સમયનું વર્તન, આ બધું પ્રતીતિકર બનતું નથી. મોટીમાનું પાત્ર ગુજરાતી સમાજમાં જવલ્લે જ મળે-ન મળે કહીએ તોય ખોટું નથી. લેખકનું જે ચાતુર્ય છે તે સંવાદકળામાં છે. સંવાદોમાં ચબરાકી છે, હાસ્ય-કટાક્ષ છે અને તેથી પ્રેક્ષકગણ તે માણી શકે તેવી લિજ્જત છે તખ્તા ઉપર આ નાટક સામાન્ય પ્રેક્ષકગણને સારું એવું મનોરંજન પૂરું પાડી શકે એવી શક્તિ અવશ્ય એમાં છે.

'નાટ્યમંજરી' એ શાળા મહાશાળાઓ તેમજ સંસ્થાઓમાં ખાસ ભજવવા માટેનાં એકાંકી નાટકોનો સંગ્રહ છે. શ્રી મઢિયાએ એકાંકીના ક્ષેત્રમાં ઠીક ઠીક નામના મેળવી નર્મદચંદ્રક પ્રાપ્ત કરી લીધો છે. આ સંગ્રહમાં વિવિધ વિષયનાં અને રસનાં અગિયાર એકાંકી નાટકો છે. 'દીપનિર્વાણ,' 'વર પધરાવો સાવધાન' જેવાં નાટકો તખ્તા પર સફળતાથી રજૂ કરી શકાય એવાં છે. તેમ છતાં 'દીપનિર્વાણ'માં 'ભગવંતગય'ના મૃત્યુ પછી

એની પત્ની અને પુત્ર જે વાર્તાલાપ કરે છે તે નાટકના અંતને પોષક નથી. 'ભગવંતરાય' ના મૃત્યુ પછી એવા વાર્તાલાપ માટે પત્ની-પુત્રનું માનસ તૈયાર હોય એ બનવું શક્ય નથી. 'ખોટના છોરું' માં રસની જમાવટ સરસ રીતે થાય છે. અનિષ્ટની આગાહીઓ, માતાના મન પર તેની અસર અને એ અનિષ્ટના જ આગમનની વાત કલાત્મક રીતે કહેવાઈ છે. 'સાતડે મીંડે શૂન્ય' કથાદૃષ્ટિએ શિથિલ છે, પરંતુ હાસ્યરસને કારણે તે પકડ જમાવી શકે તેમ છે. 'પંડના પડઘા' માં ઉમાશંકર જોશીના 'બારણે ટકોરા' નાટકની અસર ખાસ કરીને અંતમાં દેખાય છે. આ એકાંકીઓમાં કાર્યવેગ નહિ જેવો અથવા મંદ છે. તખ્તા પર ઠીક ઠીક સફળ થાય તેમ હોવા છતાં 'રંગદા'ના એકાંકી જેવી લિજ્જત એમાં નથી એ નોંધવું જોઈએ.

**'ચોથો પ્રવેશ'** એ શ્રી જયંતી દલાલના નાટ્યસંગ્રહમાં એકાંકી, વેશ, ભાણુ તથા રૂપક—એમ જુદા જુદા પ્રકારના પ્રયોગ રજૂ થયા છે. એકાંકી નાટકોના વિકાસમાં, જયંતી દલાલનો લેખક તરીકે અતિ મહત્ત્વનો ફાળો છે. એમણે જુદા જુદા પ્રકારનાં-વિષયનાં એકાંકી રચીને એ દિશામાં અનેક શક્યતાઓ તરફ નાટ્યરસિકોનું ધ્યાન દોર્યું છે. શ્રી જયંતી દલાલનાં એકાંકી નાટકોમાં સમાજના કોઈ અનિષ્ટ પ્રત્યે કટાક્ષ અથવા તો દંભ અને પાખંડ ઉપર મોટે ભાગે પ્રહાર હોય છે. સંવાદોમાં લાઘવ અને બને તેટલું સૂચનો કે પ્રતીકોથી જ કામ લેવાનું કૌશલ એ જયંતી દલાલની શૈલીના પ્રધાન ગુણ છે, છતાં એને પરિણામે ક્લિષ્ટતા અથવા દુર્બોધતાના દોષથી પણ એમનાં એકાંકી સર્વથા મુક્ત નથી. એમનાં એકાંકીનું તત્ત્વ કેટલીક વાર વાચકો સુધી પહોંચી શકતું નથી.

આ નાટ્યસંગ્રહમાં 'ગાલનું કાજળ' 'બરદાસી' 'મન બગડે એ પહેલાં' વગેરે નોંધપાત્ર એકાંકી છે. 'બરદાસી' માં તેમની કટાક્ષ-કલાનો સુંદર પરચો મળે છે. સ્વરાજ્ય મળ્યા પછી પ્રધાનોની સેવાને નામે દંભ કરવાની પ્રવૃત્તિ ઉપર એમાં ભારે પ્રહાર કરવામાં આવ્યો છે. હોસ્પિટલમાં દર્દીની સેવા માટે પ્રધાને અઠવાડિયામાં એક દિવસ ખર્ચવાનું નક્કી કર્યું છે એ વિષયને લક્ષ બનાવીને હોસ્પિટલના ડોક્ટરો-નર્સો વચ્ચેની વાતચીત દ્વારા પ્રધાનોની પોકળ પ્રવૃત્તિઓની એમણે ખબર લઈ નાંખી છે, અને છેવટે એ જ હોસ્પિટલમાં પ્રધાન દાખલ થાય છે,-સેવા કરવા

મારે નહિ–સેવા લેવા માટે–એક દર્દી તરીકે. આમ અંતિમ ચોટ પણ સરસ સધાઈ છે. 'ગાલનું કાજળ'માં પત્નીની મશ્કરી થતી વેળા પણ ડરીને મૌન રાખનાર અને એ વખતે પોતાની પત્નીની ઇજ્જત સાચવતા ઘાયલ થનાર એક નવજુવાન પ્રત્યે પોતાની પત્નીના ભગિનીભાવ તરફ નફરત બતાવનાર પતિનું ચિત્રણ છે. 'ભેંસનાં શીંગડાં ભેંસને ભારે' અને 'ભૂંડાથી ભૂત પણ નાસે' એવી કહેવતોનો દાખલા તરીકે ઉપયોગ કરી પોતાની ડરપોકતા છુપાવનારા માણસોની વૃત્તિ પર લેખકનો કટાક્ષ છે. ઉપર વર્ણવેલો દુર્બોધતાનો દોષ આ એકાંકીમાં જોવા મળે ખરો.

'રામે કહેલી વાત' એ ભાણનો પ્રકાર છે. એમાં એક જ પાત્ર અભિનય સાથે આખું દશ્ય ભજવી જાય છે. લેખકે રજૂ કરેલો આ નમૂનો રસિક છે. આ સંગ્રહમાં લેખકે એકાંકી, ભાણ, વેશ, રૂપકના પ્રકારની પણ આછી ચર્ચા કરી છે તે અભ્યાસીને ઉપયોગી બને તેવી છે.

હળવાં સામાજિક એકાંકી દ્વારા સામાન્ય શિક્ષિત સમુદાયમાં અને વિશેષે સ્ત્રીસમાજમાં ઠીક ઠીક જાણીતા થયેલાં શ્રી રંભાબહેન ગાંધીનાં સાત એકાંકી અને લોકગીત–સાહિત્ય અંગેના ત્રણ લેખોનો સંગ્રહ 'પરણું તો એને જ'એ નામથી પ્રસિદ્ધ થયો છે. રંભાબહેન ગાધીનાં નાટકોનું વસ્તુ સામાન્ય જનતાને રોચક અને બોધક નીવડે તેવું સાદું અને આકર્ષક તેમજ ઘણી વાર સમાજના કોઈ પ્રશ્ન સામે આંગળી ચીંધનારું હોય છે. હળવી શૈલીમાં એ વસ્તુ અથવા પ્રશ્નને રજૂ કરવાની એમને હવે સારી ફાવટ આવી ગયેલી જણાય છે. આ સંગ્રહમાં 'જાય રે ઘૂંઘટડાની લાજ' 'મનનાં ભૂખ્યાં' 'મુક્તિ' વગેરે એકાંકી આ પ્રકારનાં છે. 'આઝાદી'એ દેશપ્રેમને લગતું લાંબું એકાંકી રજૂઆતની દૃષ્ટિએ નબળું છે. રંભાબહેન ગાંધીનાં નાટકો સંવાદોથી બહુ આગળ વધી શકતા નથી તેની પ્રતીતિ એમનો સંગ્રહ જોતા ઘણી વાર થાય છે. એમની સર્જનશક્તિ મધ્યમ છે, છતા જે છે તેનુ પણ શિક્ષણ તેમજ મનોરંજનની દૃષ્ટિએ મૂલ્ય ઓછું નથી. એમના નાટકોમાં શિક્ષિત અને સંસ્કારી પાત્રોને મુખે પણ શિષ્ટવાણીની વચમાં 'લિયે' 'જોઈ' વગેરે તળપદા શબ્દપ્રયોગો અનાકર્ષક લાગે છે. રંભાબહેન ગાધી પાસે હજી વધુ કલાત્મક નાટકોની અપેક્ષા રહે છે.

'રંગોત્સવ' એ હાસ્યકાર શ્રી ધનસુખલાલ મહેતાનો નાટ્યસંગ્રહ છે. વાર્તાકાર તેમજ નાટ્યકાર તરીકે લેખકનું આપણા સાહિત્યમાં નવુ નામ નથી.

'અમે બધા' નવલકથાએ તેમજ એમની બીજી હાસ્યરસિક વાર્તાઓએ એમને હાસ્યકાર તરીકે જાણીતા કરી દીધા છે 'રંગોત્સવ' માં પણ 'અમે બધા' નો સુરતી દસ્તો અનેક એકાંકીમાં જોવા મળશે મોટે ભાગે આ સંગ્રહમાં તેમના નાટકો સમાજના કોઈ પ્રશ્નને—ખાસ કરીને લગ્નને—લક્ષ્ય કરે છે હળવી શૈલીના આ મોટા ભાગના સુખાંત નાટકો દ્વારા વાચકોને રંજન અને નિરાંત બંને મળે છે અલબત્ત 'બા' 'ઘૂંઘટ' આદિ ગંભીર કરુણરસના એકાંકી પણ આ સંગ્રહમાં છે આ નાટકોમાં મોટા ભાગના મૌલિક તો કેટનાક રૂપાંતરિત પણ છે પહેલું જ નાટક 'બા' એ એમની કરુણરસની એક વાર્તા ઉપરથી રૂપાંતરિત છે 'ઘૂંઘટ' પણ ઉપર્યુક્ત નાટકની જેમ ગંભીર અને રૂપાંતરિત છે

સામાન્ય વાચક વર્ગને આનંદ પમાડે તેવા આ નાટકો કલાદષ્ટિએ મધ્યમ કોટિના ગણવા પડે કેટલીક વાર માત્ર સંવાદોમાં જ અથવા ચાતુરીમાં તે સરી પડે છે

'હોહોલાલકા' એ પીઢ નાટ્યકાર શ્રી ચંદ્રવદન મહેતાનું મઝાનું પ્રહસન છે બાળકોને તેમજ મોટેરાઓને પણ ખૂબ રંગત આપે તેવું સરળ તેમજ હાસ્યરસિક એનું વસ્તુ છે કાજીના ન્યાયની જબરી ઠેકડી ઉડાડતા આ નાટ્યવિષયને તખ્તા ઉપર મોજથી માણી શકાય તેવી રીતે તે રજૂ થયું છે એમાં નાનકડા ટુચકા અને રંગભરી કવિતાના જોડકણાં પણ વિષય-વસ્તુને પુષ્ટ અને આકર્ષક બનાવે છે લેખકની આ કૃતિ હિંદીભૂષ કોમ્પિટિશનમાં પહેલા ઇનામને પાત્ર ઠરી હતી

આ જ નાટકની સાથે લેખકે એમનું જૂનું પ્રહસન 'મૂંગી સ્ત્રી' પણ જોડી દીધું છે એટલે આ એક જ પુસ્તકમાં બે હાસ્યરસિક નાટકોનો આસ્વાદ લેવાની સગવડ થઈ છે

કેટલીક સંસ્થાઓને નાટક ભજવવાની હોંશ હોવા છતાં સ્ત્રીપાત્રની અત્યંત મુશ્કેલી હોવાને કારણે પોતાના ઉત્સાહને દાબી દેવો પડે છે એવી નટીશૂન્ય સંસ્થાઓને ઉપકારક થવા શ્રી પુષ્કર ચંદરવાકર દશ નાટિકાઓનું એક ઝૂમખું એકત્ર કરી 'રંગલીલા' નામથી પ્રસિદ્ધ કરે છે આ નાટિકાઓમાં ઘણીખરી ગુજરાતી સાહિત્યમાં અતિ જાણીતી થઈ ચૂકી છે કેટલીક તો તખ્તા પર પણ ખૂબ સફળતાપૂર્વક રજૂ થઈ ચૂકેલી

છે. સંપાદકે સર્વશ્રી ચંદ્રવદન મહેતા, ઉમાશંકર જોશી, ગોકુ, મડિયા, દલાલ વગેરે આ ક્ષેત્રના લબ્ધપ્રતિષ્ઠિત લેખકોની કૃતિઓ રજૂ કરી હોવા છતાં હજી એવી નાટિકાઓના બીજા સંગ્રહ માટે પૂરતો અવકાશ છે.

શ્રી ચંદ્રશંકર પોતે પણ એક નાટ્યકાર છે અને તેમણે પોતાના નાટ્યવિષયના વાચન મનનના ફળરૂપ એક લાંબો નિબંધ 'રંગભૂમિના સાધકોને' એ નામથી આ પુસ્તક સાથે જોડયો છે. તેમાં નાટકની પસંદગી, રજૂઆત, નટોના અભિનય, તખ્તા પર પ્રકાશ આદિનાં સાધનો વગેરેની સમજ આપવાનો એમણે પ્રયાસ કર્યો છે. નાટ્યરસિકોને તેમજ સાધકોને તે માર્ગદર્શક બનશે

## લલિતેતર સાહિત્ય

### ૫ : વિવેચન-સંપાદન

લલિત સાહિત્યની સમીક્ષા પછી હવે લલિતેતર સાહિત્ય તરફ વળીએ. તેમાં સહુથી પ્રથમ વિવેચન-સંપાદનોની તપાસ કરીશું. આ વર્ષના વિવેચનસાહિત્યમાં પ્રથમ કક્ષાનું કહી શકાય તેવું ગુજરાતી સાહિત્યના પીઢ વિવેચકની કલમે લખાયેલું પુસ્તક તે 'ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ'. કવિ નાનાલાલ સ્મારકસમિતિ તરફથી શ્રી વિજયરાય વૈદ્યને વ્યાખ્યાન આપવાનું ઇ. સ. ૧૯૫૪માં સોંપાયેલું, પરંતુ સંજોગવશાત્ એ તરત બની શક્યું નહિ. ઈ. સ. ૧૯૫૬માં એ વ્યાખ્યાન રજૂ થયું અને એ જ આ પુસ્તકનો વિષય છે. વિવેચક શ્રી વિજયરાયે મૂળમાં કવિ નાનાલાલના સમસ્ત જીવનકવનને આવરી લેતો વિષય પસંદ કર્યો હતો તેમને પ્રતિકૂળ સંજોગોને કારણે તે મૂકી દેવો ન પડયો હોત તો કવિ નાનાલાલના જીવનકવનનું એક મૂલ્યવાન પુસ્તક ગુજરાતને મળી શકત. એનો અર્થ એ નથી કે આ પુસ્તકના વિષયનું ગૌરવ ઓછું છે. જેવું છે તેવું પણ આ પુસ્તક વિવેચનસાહિત્યમાં અને ખાસ કરીને કવિ નાનાલાલનાં કાવ્યોની યોગ્ય સમજ માટે અત્યંત ઉપયોગી છે.

શ્રી વિજયરાયે કવિ નાનાલાલનો સમય, એ સમયે સાહિત્યનાં પ્રેરક બળો વગેરેથી આરંભ કરી ટેનિસન, માર્ટિનો, સહજાનંદ આદિ કવિઓ અને સંતોની નાનાલાલના જીવન ઉપર તેમજ તેમનાં કાવ્યોમાં

પ્રગટ થતી અસર વર્ણવી છે. વિજયરાય નોંધે છે તે પ્રમાણે કવિને સોળેક વર્ષની ઉંમરે "ઇંગ્લાંડના બે મહાન ગ્રન્થકારોની રસઓળખ થઇ." એમાં પહેલા એડમંડ બર્ક અને બીજા ટેનિસન. ટેનિસનના 'ઇનક આર્ડન" કથાકાવ્યનું અનુકરણ કરવા જતાં કવિ નાનાલાલના જ શબ્દોમાં કહીએ તો "કવિતા દેવીની અદશ્ય પ્રેરણાખંજરી ઝણઝણી ઊઠી. ડોલનશૈલીનો અવતાર થયો." એ જ કવિના શબ્દો આગળ જોઇએ તો "દલપતકાવ્યે મ્હને શીખવાડયું કાવ્યનું ને કલાનું the high moral purpose: જે મિલ્ટને ને ટેનિસને પાછળથી ખિલાવ્યું." કવિ નાનાલાલ પર ટેનિસનિયન કલાપ્રભાવ કેવો હતો તે વિવેચકે કવિના જ શબ્દોમા નોંધ્યો છે તે જોઈએ તો 'કવિતાદેવી ટેનિસનની સુમધુર ને ધ્વનિસમૃદ્ધ શબ્દાવલિ દીઠી-જીવન વાગ્યું'........ધ્વનિગુંજન્તી શબ્દાવલિની ઘટના ને સુમધુર સમાસરચના માટે ત્યહારે ટેનિસનનો ને પછી કાલિદાસનો હું ઋણી છું."

'ઇંદુકુમાર' ચિત્રદર્શનો,' 'કેટલાંક કાવ્યો, (ભાગ-૧) વગેરેમાંથી વિવેચકે ટેનિસનનો કલાપ્રભાવ દર્શાવતાં અવતરણો પણ નોંધ્યાં છે.

ટેનિસન પછી કવિ પર પ્રભાવ પાડનાર તે ખ્રિસ્તી એકેશ્વરવાદી ચિંતક માર્ટિનો છે. આ માર્ટિનોની ખ્યાતિ એક 'મરમી' તરીકેની પણ છે. વિશ્વનિયંતા અને વિશ્વ સંબધી માર્ટિનોનાં જે મંતવ્યો હતાં તે ઘણે અંશે કવિને માન્ય હતાં. બંને માનતા હતા કે પ્રભુનો દિવ્યાંશ માનવ માત્રમાં તેમજ માનવસહજ નિર્બળતાવાળા સાધુ સાધ્વીઓ કે વીર વીરાંગનાઓમાં પણ આવિર્ભાવ પામતો હોય છે. વિવેચકે સંક્ષેપમાં પણ સુંદર રીતે માર્ટિનોની ફિલસૂફી સમજાવી કવિના તેમની સાથેના સામ્યની ચર્ચા કરી છે.

સ્વામિનારાયણ સંપ્રદાયની (સહજાનંદની) કવિના સમગ્ર સાહિત્ય ઉપરની અસરથી તો એમના અભ્યાસીઓ સુપરિચિત હોય જ. વિજયરાયે સ્વામી સહજાનંદના સમયના સમાજનું પણ ટૂંકમાં અવલોકન કરી તેમનું તત્ત્વજ્ઞાન રજૂ કર્યું છે. કવિ નાનાલાલના જીવન ઉપર શૈશવકાળથી જ એ ધર્મપુરુષની અસર કેમ પડવા લાગી તેનાં રસિક વર્ણનો-ચિત્રો લેખકે આપ્યાં છે. કવિ પોતે કહે છે તેમ એ ઉન્નત જીવનજળનાં દિવ્ય પ્રભાવ, ભવ્યગાન. અને સુંદરતાનાં રમરણો એમની જીવનનૌકાએ અર્ધ-

શતાબ્દી વટાવી ત્યારે પણ અને આખર સુધી એમના અંતઃકરણમાંથી ઓસર્યાં ન હતાં.

આવા એક સન્નિષ્ઠ, અધ્યાત્મરાગી કવિના આધ્યાત્મિક અનુભવનાં રસિક આલેખન અને બીજા કેટલાંય પ્રસંગચિત્રો આ પુસ્તકની રસિકતા વધારી મૂકે છે. એ સિવાય આ પુસ્તકમાં બ્રાહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ આદિની કવિ પર પડેલી અસર, તેમનાં રાજકારણ વિશેનાં મંતવ્યો, ડોલનશૈલી વિશે કવિનો મત વગેરે મુદ્દાઓની પણ આછી છણાવટ લેખકે કરી લીધી છે.

છેલ્લે પરિશિષ્ટરૂપે કવિના સંબંધી મિત્રોનાં સ્મરણો રજૂ થયાં છે તે પણ કવિનું જીવન સમજવા માટે અભ્યાસીને ઉપયોગી થાય તેવાં છે. આ લગભગ બોંતેર પાનાંના નાનકડા પુસ્તકમાં વિજયરાયે નાનાલાલના સાહિત્યજીવન વિશે ઠાંસી ઠાંસીને સામગ્રી ભરી દીધી છે. 'લાઘવ' એ આ પુસ્તકનો મુખ્ય ગુણ છે. ચર્ચાઓ ખૂબ મુદ્દાસર અને મનનીય છે. કવિનાં પોતાનાં તેમજ તેમના વિશે બીજાનાં અવતરણો પણ લેખકે છૂટથી મૂકયાં છે. કવિ નાનાલાલની જીવનદષ્ટિ સહેજે સમજાય તેવી સામગ્રી આ પુસ્તકમાં એકત્રિત થઈ છે. આ પુસ્તકની બીજી એક ખૂબી આગળ જોઈ ગયા તેમ એ છે કે પુસ્તક માત્ર શુષ્ક વિવેચનમાં સરી પડતું નથી, કવિના મહત્ત્વના જીવન પ્રસંગોનું રસિક વર્ણન પણ આ પુસ્તકમાં છે. કવિ નાનાલાલની જીવનદષ્ટિનો સુંદર પરિચય આપે તેવું આ પુસ્તક રજૂ કરવા બદલ વિજયરાયને અભિનંદન ઘટે છે.

કવિ નાનાલાલવિષયક આ વિભાગનું બીજું એક પુસ્તક તે શ્રી બાલચંદ્ર પરીખ-કૃત 'રસગન્ધા'. કવિ નાનાલાલે વિપુલ સંખ્યામાં સાહિત્યકૃતિઓ રચી છે. એમની કવિપ્રતિભાએ જે ઊડ્ડયનો કર્યાં છે તેને હજી સુધી કોઈ પહોંચી શકયું નથી. ગુજરાતના એવા એક મહાન કવિની ચુનંદી કૃતિઓનાં આ રસદર્શનો છે. આ પહેલાં એમણે કવિ નાનાલાલનાં કાવ્યોનો અંગ્રેજી અનુવાદ કરી નાનાલાલવિષયક પોતાના અભ્યાસની પ્રતીતિ કરાવી છે. શ્રી બાલચંદ્ર અંગ્રેજી સાહિત્યના અભ્યાસી છે. ટાગોર, શ્રી અરવિંદ વગેરેની સાહિત્યરચનામાં પણ તેમને રસ છે. ગુજરાતી સાહિત્યમાં કવિ નાનાલાલના તે ગુણાનુરાગી વિવેચક છે. કવિનાં ઉચ્ચ કોટિનાં કાવ્યોની વર્ગવાર વહેંચણી કરીં શ્રી બાલચંદ્રે તેમનો રસાસ્વાદ કરાવવાનો સ્તુત્ય પ્રયાસ આ પુસ્તકમાં કર્યો છે. આ લેખક

કવિજીવ છે એની પ્રતીતિ એમના રસદર્શનો વાંચતાં સહેજે થશે. અલબત્ત આ સંગ્રહમાં કવિ નાનાલાલમાં છે તેવી શબ્દજાળ દેખાશે, ગુણદર્શનમા વધુ પડતો ઉત્સાહ પણ એમા જોવા મળશે, એમ છતાં એકંદરે જોતા કવિ નાનાલાલના એક સન્નિષ્ઠ અભ્યાસીનુ આ પુસ્તક કાવ્યરસિકોને રોચક નીવડશે. કવિ નાનાલાલના વિવિધ પ્રકારના કાવ્યો દ્વારા તેમણે એમનુ જીવનદર્શન સ્ફુટ કરવાનો સફળ પ્રયાસ કર્યો છે અને એ રીતે નાનાલાલ કવિના અભ્યાસીઓમા એ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરે છે. વિવેચક શ્રી અનંતરાય રાવળે લેખકનો તેમજ એમની આ કૃતિનો પરિચય પ્રસ્તાવનામા કરાવ્યો છે તે પણ અંતમા નોંધવું ઘટે છે

આ વર્ષના વિવેચનસાહિત્યમા બીજું એક મહત્ત્વનું પુસ્તક તે શ્રી નગીનદાસ પારેખ કૃત 'સાહિત્યવિવેચનના સિદ્ધાંતો' છે. અંગ્રેજી લેખક એબરક્રોમ્બીના પ્રિન્સિપલ્સ ઓવ લિટરરી ક્રિટિસિઝમ'નો એ અનુવાદ છે. શ્રી નગીનદાસ પારેખ એક સિદ્ધહસ્ત અનુવાદક તરીકે ભાગ્યેજ કોઈ સાહિત્યરસિકને અપરિચિત હોય. રવીન્દ્રનાથ ટાગોર તેમજ શરદચંદ્રની સખ્યાબંધ કૃતિઓના સમર્થ અનુવાદ તેમણે ગુજરાત સમક્ષ ધર્યા છે. અંગ્રેજી સાહિત્યમાથી પણ તેમણે કેટલીક કૃતિઓનો અનુવાદ કર્યો છે. અંગ્રેજી, ગુજરાતી, બંગાળી, હિંદી, મરાઠી વગેરે ભાષા સાહિત્યના એ ઊંડા અભ્યાસી છે. એમના જેવા અધિકારી અનુવાદકની કલમે એબરક્રોમ્બીના પુસ્તકનો અનુવાદ થયો છે તે આનંદની વાત છે.

હાલમા કેટલાક સમયથી બી એ.ની પરીક્ષામા ગુજરાતીના વિદ્યાર્થીઓને કાવ્યપ્રકાશ આદિ પુસ્તકોની સાથે પશ્ચિમના કાવ્યસિદ્ધાંતો પણ શીખવાના હોય છે. એબરક્રોમ્બી, વર્સફોલ્ડ સ્કોટ જેમ્સ વગેરે લેખકોના અંગ્રેજી પુસ્તકો યુનિવર્સિટી તરફથી નક્કી થાય છે. શ્રી નગીનદાસે એ પુસ્તકો ગુજરાતીમા ઉતારવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. યુનિવર્સિટીએ ગુજરાતી ભાષ ને માધ્યમ તરીકે મૂકયા પછી આ પ્રવૃત્તિની કેટલી બધી આવશ્યકતા હોય એ સમજાવવાની જરૂર નથી હવે વિદ્યાર્થીઓને પશ્ચિમના અંગ્રેજી લેખકોએ વિચારેલા કાવ્યસિદ્ધાંતો ગુજરાતીમાં સમજવાની સુવિધા થઇ શકશે. શ્રી નગીનદાસ પારેખ બીજા પશ્ચિમી લેખકોને પણ ગુજરાતી ભાષામા સુલભ કરી આપશે જ એવી આશા અસ્થાને નથી.

કોઈ પણ કૃતિનો એક ભાષામાંથી બીજી ભાષામાં અનુવાદ એ કપરી કલા છે. તેમાં પણ કલાસિદ્ધાંતોની ચર્ચાનો અનુવાદ ખૂબ મુશ્કેલ ગણાય નગીનદાસ પારેખે અંગ્રેજી સાહિત્યના સિદ્ધાંતોની ચર્ચા ગુજરાતીમાં ઉતારવા માટે ખૂબ શ્રમ ઉઠાવ્યો છે એની આ અનુવાદ જોતા પ્રતીતિ થાય છે. અંગ્રેજીના કેટલાક પર્યાયો જ ગુજરાતીમા મેળવવા મુશ્કેલ ગણાય, છતાં લેખકે સંસ્કૃત, બંગાળી વગેરે ભાષાની મદદ લઈ ગુજરાતી ભાષામાં એવા પર્યાયો નિશ્ચિત કરવાનો પ્રયાસ કર્યો છે જેમકે Communication માટે તેમણે અભિનવગુપ્તનો 'અવગમન' શબ્દ યોજ્યો છે. Elliptical માટે 'ન્યૂનપદ' 'Technique માટે શિલ્પ આદિ શબ્દો યોજ્યા છે, આમ મહદંશે પારિભાષિક શબ્દોની મુશ્કેલીને તેઓ વટાવી શક્યા છે. પુસ્તકના આરંભમા એબરક્રોમ્બીના Communication ના સિદ્ધાંતની ચર્ચા અનુવાદકે બને તેટલી સુગમ બનાવવાનો પ્રયાસ કર્યો છે. લેખકને જે અનુભવ થાય છે તે વ્યક્ત કરવો તે અભિવ્યક્તિ; પરંતુ એ અનુભવ શબ્દો દ્વારા વાચકને કે શ્રોતાને પહોંચે છે, એટલે શબ્દો એ અનુભવનું પ્રતિનિધાન કરે છે માટે વાચકને પક્ષે પ્રતિનિધાન મહત્ત્વનું બની રહે છે. આ બધી પ્રક્રિયા સાહિત્યના ઉપાદાન ભાષા-શબ્દો દ્વારા થાય છે, એટલે એક છેડે લેખક, બીજે છેડે વાચક અને વચ્ચે ભાષા. આ ત્રણેને સાંકળી લેનારી પ્રક્રિયા માટે 'અવગમન' શબ્દ છે. જે અવગમન સાધી શકે તે સાહિત્ય. એ જ પ્રકરણમાં અનુભવ, પ્રેરણા, કલ્પનાની ચર્ચા પણ 'અવગમન' ના સિદ્ધાંતને સમજવામા ઉપયોગી છે

આ પુસ્તકમા સૌથી મહત્ત્વની ચર્ચા એરિસ્ટોટલના પોયેટિક્સ અંગેની છે. એમાં એમણે 'પોયેટિક્સ' ગ્રંથનું મહત્ત્વ સમજાવી, પ્લેટોના કવિતા સામેના આક્ષેપો તેમજ એરિસ્ટોટલે તે કવિતાકલાની ઉપયોગિતા સિદ્ધ કરી તે આક્ષેપોને વાળેલો જવાબ અને એ માટે તેણે આપેલી ટ્રેજડીની વ્યાખ્યા વગેરેની ચર્ચા છે. પ્લેટોનો કવિતા સામે આક્ષેપ હતો કે તે માનવીના હૃદયના હીન અંશોને પોષીને તેના આત્માને નિર્બળ બનાવે છે. એરિસ્ટોટલ ટ્રેજડી માનવઆત્માની વધારે પડતી લાગણીનું વરેચન કરી તેના આત્માને સ્વસ્થ અને સ્વચ્છ બનાવે છે એમ કેથાર્સિસના સિદ્ધાંત દ્વારા પ્રતિપાદિત કરે છે. આ આખીય ચર્ચા સુંદર રીતે રજૂ થઈ છે. એરિસ્ટોટલના કાવ્યસિદ્ધાંતો એ પછીના વિવેચકો માટે-ખૂબ

માર્ગદર્શક નીવડયા હતા અને કેટલાંક વર્ષો સુધી એ સિદ્ધાંતોનુ યુરોપી દુનિયા પર વર્ચસ જામ્યુ હતુ.

આમ આ પુસ્તકમા સાહિત્યના અવગમનના સિદ્ધાતની મીમાસા તેમજ એરિસ્ટોટનના કાવ્યસિદ્ધાતનો નિચોડ પ્રગટ થયો છે આ પુસ્તકમા કાવ્યસિદ્ધાતની તાત્વિક ચર્ચામા કેટલેક સ્થળે અનુવાદકને કિલષ્ટતાનો સામનો કરવો પડયો છે. અભ્યાસીએ શ્રમ લઈ ધીરજપૂર્વક આ પુસ્તકનુ મનન કરીને જ એ ચર્ચાઓ સમજવી પડે એમ છતા આવા પુસ્તકો દ્વારા ધીમે ધીમે પરિભાષાની મુશ્કેલી ટળશે અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર આદિમા પણ આ મુશ્કેલીનો અનુભવ થાય જ છે ગુજરાતી ભાષામા આવા તાત્વિક ચર્ચાનાં પુસ્તકોનો અનુવાદ એ ગુજરાતી સાહિત્યરસિક વર્ગની તેમજ ગુજરાતી ભાષા-સાહિત્યની એક મોટી સેવા ગણાશે.

બી એ મા ભણતા ગુજરાતી વિષયના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડી શકે તેવુ એક પુસ્તક અધ્યાપક શ્રી કુજવિહારી મહેતાએ 'સાહિત્ય રંગ' નામથી પ્રસિદ્ધ કર્યુ છે અગ્રેજી વિવેચનસાહિત્યના અભ્યાસ માટે યુનિવર્સિટીએ નિયુક્ત કરેલા કેટલાક પુસ્તકોમાથી તેમજ ગુજરાતી ભાષામા કાવ્યસિદ્ધાતની કેટલાક વિદ્વાન વિવેચકોએ કરેલી ચર્ચા ઉપરથી આ ઉત્સાહી અધ્યાપકે વિદ્યાર્થીઓને રોચક અને સુગમ થાય તેવુ તારણ કાઢી આ પુસ્તરૂપે તે રજૂ કર્યુ છે લેખકે છેલ્લે ગુજરાતી વિવેચન સાહિત્ય વિશે એક ટૂકો નિબધ પણ જોડયો છે શ્રી હીરાબહેન પાઠકે આપણા વિવેચન સાહિત્ય વિશે આખુ પુસ્તક પ્રગટ કર્યુ જ છે છતા વિદ્યાર્થીઓ માટે આ ટૂકો નિબધ ઉપયોગી નીવડશે

સસ્કૃત કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓને અતિ ઉપકારક નીવડે એવુ એક પુસ્તક અધ્યાપક શ્રી સુરેશ જોશીએ '**સાહિત્યમીમાંસા**' નામથી પ્રગટ કર્યુ છે શ્રી વિષ્ણુપદ ભટ્ટાચાર્યના પુસ્તકનો એ અનુવાદ છે વિષ્ણુપદ ભટ્ટાચાર્ય કલકત્તા યુનિવર્સિટીના સસ્કૃતના અધ્યાપક છે અને શાતિનિકેતન તરફથી તેમનુ આ પુસ્તક (પુસ્તિકા) બગાળીમા પ્રગટ થયુ હતુ. એ લેખકનો સસ્કૃત કાવ્યશાસ્ત્રનો તલસ્પર્શી અભ્યાસ અને તેમની તુલનાત્મક દષ્ટિનો પરિચય આ નાનકડા પુસ્તકમા થશે

આ પુસ્તકના લેખકે ભાવ તેમજ રસની ઉત્પત્તિની સમજ આપી રસ વિશે જુદા જુદા આલંકારિકોના મતોની તુલનાત્મક દૃષ્ટિએ વિશદ ચર્ચા કરી છે. ભટ્ટ લોલ્લટ-કૃત ઉત્પત્તિવાદ, ભટ્ટ શંકુકનો અનુમિતિવાદ, ભટ્ટ નાયકનો ભુક્તિવાદ તેમજ અભિનવગુપ્તનો અભિવ્યક્તિવાદ એ સર્વની ચર્ચા સંક્ષેપમાં સુંદર રીતે થઈ છે. લેખકે જરૂર જણાય ત્યાં પાશ્ચાત્ય વિદ્વાનોના મત પણ છૂટથી ટાંકયા છે અને આમ રસશાસ્ત્રસંબંધી એક મનનપૂર્ણ તુલનાત્મક દૃષ્ટિથી લખાયેલું મહત્ત્વનું પુસ્તક ગુજરાતના અભ્યાસીઓને અનુવાદરૂપે પણ મળે છે એ આનંદની વાત છે. શ્રી રામપ્રસાદ બક્ષી તેમજ શ્રી જ્યોતીન્દ્ર દવેએ પ્રસ્તાવનારૂપે રસની ચર્ચા તેમજ રસમીમાંસાની પરિભાષાના નિબંધ જોડયા છે તે પણ મહત્ત્વના છે.

સુરેશ જોશીએ આ પુસ્તકનો અનુવાદ કરી ગુજરાતના કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓ માટે એક વિશેષ સામગ્રી રજૂ કરી છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

આ વર્ષે ડૉ. ધીરુભાઈ ઠાકર-કૃત '**ગુજરાતી સાહિત્યની વિકાસ-રેખા**'ના પહેલા ખંડ (મધ્યકાળ)ની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે તે વિદ્યાર્થીજગતમાં તેમજ અભ્યાસીઓમાં તેની લોકપ્રિયતા સૂચવે છે પ્રથમ વર્ષના કૉલેજના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને એમણે મધ્યકાલના સાહિત્યનો સંક્ષેપમાં રસાસ્વાદ કરાવવાનો પ્રયાસ કરેલો હતો એમનો એ હેતુ સર્યો છે એમ આ ત્રીજી આવૃત્તિની પ્રસિદ્ધિ ઉપરથી કહી શકાય. વર્ષોથી સાહિત્યના ઇતિહાસનું અધ્યાપન કરાવતા આ વિદ્વાન વિવેચકે મધ્યકાલના સાહિત્યના વિષયો સંક્ષેપમાં પણ સમર્થ રીતે છણ્યા છે. ખૂબ ખૂબ સામગ્રી પીરસી દેવાનો લોભ ટાળીને તેમણે પ્રશસ્ય સંયમ જાળવીને આ પુસ્તકને વિદ્યાર્થિભોગ્ય જ રાખ્યું છે આ સંકલનમાં એમની ઘડાયેલી ભાષા-શૈલી તેમજ એમની ચર્ચાપદ્ધતિમાં સ્વસ્થતાના ગુણો વરતાશે.

પ્રા. રામપ્રસાદ શુક્લ તેમજ ડૉ. બિપિન ઝવેરીના સહિયારા પ્રયાસરૂપે આ વર્ષે 'આપણું સાહિત્ય' નામથી સાહિત્યનો એક વધુ ઇતિહાસ પ્રગટ થયો છે. આપણે હજી સુધી સાહિત્યનો ઇતિહાસ નામ સાર્થક કરે તેવું પુસ્તક મેળવી શકયા નથી, છતા એ દિશામાં પ્રાધ્યાપકોના

પ્રયાસો ચાલુ જ છે એની પ્રતીતિ આ સમગ્ર કરાવશે બન્ને વિદ્વાન લેખકોએ આ પુસ્તકમા અર્વાચીન યુગ નિરૂપ્યો છે અર્વાચીન યુગના સાહિત્ય વિશે સક્ષેપમા લખવુ કેટલુ કપરુ કામ છે તેનો અનુભવ આ લેખકોને થયો જ હશે એમ આ પુસ્તક જોતા જણાય છે છતા તેમણે એ મુશ્કેલી પાર કરવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે એક તરફ અર્વાચીન સાહિત્યના પ્રવાહો તો બીજી તરફ અર્વાચીન કવિ લેખકનો પરિચય—એમ બન્ને હેતુ આ પુસ્તક દ્વારા તેમણે સાધ્યા છે કોલેજમા ઇન્ટરના વિદ્યાર્થીઓને સાહિત્યમા અર્વાચીન યુગ ભણવાનો હોય છે તેમને આ પુસ્તક ઉપયોગી થઈ શકશે માત્ર કેટલાક વિગતદોષો અને ઉતાવળે થઈ ગયેની સરતચૂકો બીજી આવૃત્તિ વખતે નિવારી લેવાય તો યોગ્ય થશે

શ્રી 'અનામી-કૃત' 'ત્રિવેણી'ને સાહિત્યના કયા વર્ગમા મૂકી શકાય તે એક પ્રશ્ન છે એમા વાર્તા વિવેચન અને કાવ્ય એમ ત્રણ પ્રકારની ત્રિવેણીની ગૂથણી છે, છતા એ કૃતિમા સૌથી વધુ નોંધપાત્ર અભ્યાસ-લેખો (નિબધો) હોવાથી તેને વિવેચનવિભાગમા જ ગણીશુ એમા પાચ વાર્તાઓ છે તેમા 'ભાવના અને બુદ્ધિ'એ લેખકને ઇનામપ્રાપ્તિ કરાવી હોવાથી તેનુ તેમને વિશેષ ગૌ ન હોય એ સ્વાભાવિક છે, જો કે 'અનામી'ની વાર્તાકલા વિશે આ વાર્તાઓ ઉપરથી જ મત ઉચ્ચારવો એ ઉતાવળ ગણાય, કારણ પાચમાથી બે તો રેખાચિત્રો અથવા વ્યક્તિચિત્રો છે વાર્તાઓ મુખ્યત્વે પ્રચારલક્ષી દેખાય છે

આ પુસ્તકમા લેખકની સફળતા તેમના અભ્યાસ લેખોમા છે ભાવનાવાદી સુધારક સ્વ ગોવર્ધનરામ 'ગજગ્રાહ અને સુધારાનો પ્રાણ' 'નિષ્કુળાનદની વૈરાગ્ય કવિતા' લેખકના સ્વાધ્યાયની અને મનનની પ્રતીતિ કરાવતા લેખો છે એ જ વિભાગમા લેખકે હળવા નિબધ આલેખનનો પણ પ્રયાસ કર્યો છે, પરતુ તેમા તેમની ફાવટ જણાતી નથી

'ત્રિવેણી'મા ત્રીજી વેણી કાવ્યકુસુમોની છે લગભગ સાઠ જેટલા કાવ્યો તેમા એકત્રિત થયા છે એમા શરૂઆતના કાવ્યો મુખ્યત્વે ગાધીજી, ભારત દેશ કે ભારતની મહાન વિભૂતિઓને લક્ષે છે એ સિવાય બીજા હૃદયના વિવિધ ભાવોને સબોધીને લખાયેલા તેમજ બીજા કેટલાક છૂટાછવાયા વિષયો પર રચાયેલા કાવ્યો છે આ કાવ્યોમા કવિની ભાવનાનો સ્પર્શ વરતાય છે ગાધીજીના મૃત્યુ અગેના કાવ્યો કવિને યશ અપાવે તેવા છે

'આસ્વાદ' એ પ્રા. જિતેન્દ્ર દવેના વિવેચનલેખોનો સંગ્રહ છે. વર્ષોથી અધ્યાપનકાર્ય કરનારા અધ્યાપક લેખકના સ્વાધ્યાયના ફળરૂપે આ લેખસંગ્રહ પ્રગટ થયો છે. લેખકના વિવેચનસંગ્રહની પહેલી ખૂબી એ છે કે તેમાં ભારોભાર સહૃદયતા છે અનુભવી અધ્યાપકનું ઠરેલપણું અને સાહિત્ય કલામા એમની સૂઝ પણ આ લેખોમા દેખાશે. વિચારોની રજૂઆતમાં સરળતા અને સ્પષ્ટતા એ આ પુસ્તકની બીજી ખૂબી છે. અધ્યાપકને છાજે તેમ એક પછી એક મુદ્દા લેખકે જાણે કે વિદ્યાર્થીઓને દૃષ્ટિ સમક્ષ રાખીને ચર્ચ્યા છે અને એથી આ પુસ્તક કોઈ પણ અભ્યાસીને મદદરૂપ બની શકે તેવી સરળતા એમાં છે. 'લોકવાર્તાકાર દામળ' અથવા તો 'સરસ્વતીચંદ્ર'માંનાં મલિન ચિત્રો, અથવા તો 'કાવ્યમંગલાની કવિતા" કે 'દ્વિરેફની વાર્તાકલા' જેવા લેખો ખરેખર આ અધ્યાપકની વિવેચક-શક્તિનાં સારાં ઉદાહરણો છે. આ 'આસ્વાદ' પછી બીજો 'રસાસ્વાદ' લેખક પાસેથી મળે એવી અપેક્ષા આ સંગ્રહ વાંચ્યા પછી સહેજે થાય છે. વિવેચક અનંતરાય રાવળે શ્રી જિતેન્દ્ર દવેના આ સંગ્રહનો ટૂંકમાં પરિચય કરાવ્યો છે અને તેમની આ સ્વાધ્યાયપ્રવૃત્તિને યોગ્ય રીતે બિરદાવી છે.

સંપાદન-સંશોધનના ક્ષેત્રમાં સૌથી મહત્ત્વનું પુસ્તક ડૉ. ભોગીલાલ સાંડેસરાનું **'મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો'** એ છે. વસ્તુપાલ ગુજરાતમાં કુશળ મંત્રી, રાજ-પુરુષ તેમજ મંદિરો બાંધનાર કલારસિક પુરુષ તરીકે જાણીતો છે. લેખકે વસ્તુપાલના જીવનને સ્પર્શતાં અનેક પુસ્તકોનો તેમજ હસ્તપ્રતોનો આધાર લઈ આ પુસ્તક દ્વારા વસ્તુપાલનો કવિ તરીકે પરિચય કરાવ્યો છે. લેખકે પુસ્તકને ત્રણ વિભાગમાં વહેંચ્યું છે. પહેલામાં પ્રસ્તાવનારૂપે ગુજરાતની સાંસ્કૃતિક અને સાહિત્યિક ભૂમિકા તેમણે નિરૂપી છે. બીજા વિભાગમાં વસ્તુપાલ અને તેના સાહિત્યમંડળને લગતી સામગ્રી ઉત્કીર્ણ લેખો, સ્થાપત્ય, સાહિત્ય દ્વારા કેમ ઉપલબ્ધ થઈ શકી તેનો ઉલ્લેખ કરી વસ્તુપાલના કુટુંબનો તેમજ તેની રાજકીય કારકિર્દીનો પરિચય આપે છે. એમાં વસ્તુપાલનો એક મહાન રાજનીતિજ્ઞ તેમજ વ્યવસ્થાપક તરીકેનો પરિચય મળે છે. તદુપરાંત સાહિત્યકલા પ્રત્યેની તેની અભિરુચિ વર્ણવ-વામાં લેખકે એક આખું પ્રકરણ આપ્યું છે. આ વિભાગનું સૌથી મહત્ત્વનું પ્રકરણ વસ્તુપાલના સાહિત્યમંડળનો પરિચય કરાવનારું છે તે

છે. એ મંડળના પંદર જેટના કવિઓની કારકિર્દીનો તેમજ કૃતિઓનો લેખકે સક્ષેપમા પણ રોચક નીવડે તેવી શૈલીમા પરિચય કરાવ્યો છે

ત્રીજા વિભાગમા વસ્તુપાલ તેમજ તેના સાહિત્યમંડળે સસ્કૃત સાહિત્યમા-મહાકાવ્ય નાટક, પ્રબધ, ધર્મકથા-જ્યોતિષ, ન્યાય આદિ શાખાઓમા કેવો મહત્ત્વનો ફાળો નોધાવ્યો છે તેનું રસિક તથા માહિતી-સભર વર્ણન છે. લેખકે દરેક શાખામા તેમના ફાળાની વિગતે ચર્ચા કરી છે. વસ્તુપાલ તેમજ તેના સાહિત્યમંડળે ચ્યેના દશ મહાકાવ્યો, ચાર નાટકો, અઢાર પ્રશસ્તિઓ, ત્રણ અનકારગ્રથો, બે વ્યાકરણો, છદ શાસ્ત્રનો એક ગ્રથ અને બીજા અનેક મહત્ત્વના ગ્રથોનો આ વિદ્વાન સપાદકે જે પરિચય કરાવ્યો છે તે ઉપરથી ઇ. સ ના ૧૩ મા સૈકામાં ગુજરાતમાં વિદ્યા-કળાની પ્રવૃત્તિ કેવી વ્યાપક હતી તેનો અણસારો મળે છે. આ પુસ્તકમા તો માત્ર વસ્તુપાલ તરફથી પ્રત્યક્ષ કે પરોક્ષ ઉત્તેજન પામેલા કવિઓનાજ ફાળાની ચર્ચા છે, એ સિવાય બીજા કેટલાય કવિઓ વિશે તો હજી જાણવાનુ બાકી જ રહે છે।

ડૉ. સાંડેસરાએ ગુજરાતની સાતેક સૈકા પહેલાની વિદ્યાસમૃદ્ધિ તેમજ સસ્કૃતિનો આ પુસ્તક દ્વારા પરિચય કરાવી વાચકને એ યુગની સસ્કૃતિમા રસ લેતો કરી મૂકવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે લેખકનું વિશાળ વાચન, તેમની તુલનાત્મક દૃષ્ટિ, તેમજ સશોધનના ક્ષેત્રમા આવશ્યક એવી ચીવટ અને ઝીણવટ અને સૌથી વિશેષ તો તેમની શૈલીની રસિકતા આ પુસ્તકના દરેક પ્રકરણમા જોવા મળશે. આ સપાદન માટે લેખકે જે શ્રમ ઉઠાવ્યો છે તેની સાક્ષી તો સદર્ભગ્રથોની સૂચિ જ પૂરશે

આપણા વિશ્વવિદ્યાલયોમા ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થીઓને મધ્યકાલીન સાહિત્યની કોઈ મહત્ત્વની કૃતિનો સાગોપાગ અભ્યાસ કરવાનો હોય છે. એવી કૃતિઓનુ સપાદન કરી તેના વિશે મનનીય લેખ તેમજ ટિપ્પણો લખી વિદ્યાર્થીઓને તેના અભ્યાસમા સુગમતા કરી આપવાનુ પુણ્યકાર્ય કેટલાક વિદ્વાન અધ્યાપકો કરતા રહ્યા છે

'અખેગીતા' નુ સપાદન પણ એવા કોઈ ઉચ્ચ હેતુનુ પરિણામ છે. એનુ સપાદન વિદ્વાન વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા અધ્યાપક શ્રી વ્રજરાય દેસાઈએ કર્યું છે 'અખેગીતા' વિશેના મનનીય લેખમા શ્રી વિષ્ણુભાઇએ મધ્યકાલીન કવિઓ—પ્રેમાનંદ શામળ અને અખાની કાવ્ય-

પદ્ધતિ અને વિચારણાની સદૃષ્ટાંત ચર્ચા કરી અખાની વિશિષ્ટતા ક્યાં રહી છે તે સ્પષ્ટ કર્યું છે. અખાની ફિલસૂફી, અખાના સમયના સમાજની મહેચ્છા, અખાની કાવ્યશૈલી વગેરેની વિદ્વત્તાપૂર્ણ ચર્ચા કરતાં શ્રી વિષ્ણુભાઈ યોગ્ય રીતે જ કહે છે:

'તત્ત્વવિચારના આપણા બીજા મધ્યકાલીન કવિઓમાં, પ્રીતમદાસ, દયારામ કે નરસિંહમાં પણ બુદ્ધિની અખા જેવી પ્રભા કે વિષયનું વિશાળ ને સૂક્ષ્મ નિરૂપણ નથી' (પ્રસ્તાવના, પૃ. ૧૩)

'અખેગીતા'નું વક્તવ્ય પણ અખાની 'અનુભવબિંદુ' આદિ કૃતિઓની સાથે તેની તુલના કરી સ્ફુટ કરવાનો—તેને સુગમ કરવાનો એમણે સ્તુત્ય પ્રયાસ કર્યો છે. અખાના તત્ત્વજ્ઞાનની તેમજ તેની કવિતાની સંક્ષેપમાં સમર્થ ચર્ચા કરી અંતે એ વિદ્વાન સંપાદક નોંધે છે:

"નીર દ્વિટાનીને નક્ષ કરવાનો અખા જેવો સમર્થ પ્રપંચ ગુજરાતના કોઈ મધ્યકાલીન કવિએ કર્યો નથી. એના વિયોગ, એનાં અવલોકનો, એની દલીલો, એનું જ્ઞાન, એના કટાક્ષ, એની ઊર્મિ, સૌ ઉચિત પ્રતિરૂપો દ્વારા ચિત્રાત્મક, મૂર્ત, ગતિશીલ અને ધ્વનિશીલ બને છે. સર્વદા આકર્ષક અને વારંવાર રમણીય એવા પ્રતિરૂપોથી જીવદાર બનેલી આ કવિતામાં ઘર અખાએ અનુઠીકું ખરે જ વીધ્યું છે." (પ્રસ્તાવના, પૃ. ૨૮)

"અખેગીતા"ની પ્રસ્તાવનારૂપે પ્રગટેલું પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું સમગ્ર વક્તવ્ય અખાની કાવ્યપ્રવૃત્તિ ઉપરનું એક નાનકડું ભાષ્ય બની રહે છે.

વડોદરા યુનિવર્સિટીએ પ્રાચીન ગુર્જર ગ્રંથમાળાના પાંચમા ગ્રંથ તરીકે આ વર્ષે ભાલણ-કૃત 'નળાખ્યાન' પ્રસિદ્ધ કર્યું છે. સ્વ. રામલાલ મોદીએ આ આખ્યાન ઇ. સ. ૧૯૨૪માં પ્રગટ કર્યું હતું, પરંતુ એમ. એ ના વિદ્યાર્થીઓ માટે તે પાઠ્યપુસ્તક તરીકે નિયત થવાથી અને અપ્રાપ્ય હોવાથી વડોદરા યુનિવર્સિટીએ તેનું સંપાદન શ્રી કે. કા. શાસ્ત્રીને સોંપ્યું. શ્રી કે. કા. શાસ્ત્રી આપણા એક વિદ્વાન ભાષાવિદ છે. તેમણે ખૂબ રસ અને શ્રમ લઈ ભાલણનું આ 'નળાખ્યાન' સંપાદિત કર્યું છે. આ સંપાદનમાં શાસ્ત્રીએ ભાલણના બીજા નળાખ્યાનની નિનાધારતા, સ્વ. રામલાલ મોદીનાં પોતાનાં તેમજ બીજા અનેક મંતવ્યો રજૂ કરી દર્શાવવા ઉપરાંત

ભાનણના 'નળાખ્યાનની' ભાષાભૂમિકાનુ તેમજ વ્યાકરણનુ વિવરણ કર્યું છે તે અભ્યાસીઓને અત્યત મૂલ્યવાન નીવડશે 'નળાખ્યાન'ની સસ્કૃત કૃતિઓનો તેમજ મધ્યકાલીન સાહિત્યમા જૈન જૈનેતરોએ રચેલી નળકથાનો આછો ઈતિહાસ સપાદકે રજૂ કરી મહાભારતના મૂળ નળાખ્યાન સાથે ભાલણ, નાકર અને પ્રેમાનદના નળાખ્યાનની તુલના કરી બતાવી છે ભાલણના જીવનકવન વિશેની ચર્ચા એ પણ આ પુસ્તકનુ એક મહત્ત્વનુ અંગ બને છે અનેક પ્રવર્તમાન મતોની ચર્ચા કરી અતે શાસ્ત્રીજી ભાલણની સમયમર્યાદા વિ સ ૧૪૬૪થી ૧૫૪૪ વચ્ચેની કયાય ઠરાવી તેને નાકરનો પૂર્વ-સમકાલીન હોવાનુ મનાવે છે શાસ્ત્રીજીના ઊંડા અભ્યાસ અને સશોધન તેમજ મનનના પરિપાકરૂપ આ આખીય પ્રસ્તાવના મધ્યકાલીન સાહિત્યના તેમજ ભાષાના અભ્યાસીઓને ખૂબ મહત્ત્વની બની રહેશે 'નળાખ્યાન'ને અતે સપાદકે વિસ્તૃત અને વિગતપૂર્ણ શબ્દકોશ આપ્યો છે તેમા પણ તેમની ચીવટ દેખાય છે

એ સિવાય શ્રી કે કા શાસ્ત્રીએ સ્વ નરસિહરાવ દિવેટિયાના ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશેનાં સાત વ્યાખ્યાનોનો સક્ષેપ પણ "**ગુજરાતી ભાષા અને સાહિત્ય**" નામથી આ વર્ષે પ્રસિદ્ધ કર્યો છે સ્વ નરસિહરાવના વ્યાખ્યાનોના પ્રથમ ખડનો અનુવાદ પ્રા રામપ્રસાદ બક્ષીએ કેટલાક વર્ષોપૂર્વે પ્રગટ કર્યો હતો જે વિદ્યાર્થીઓ માટે ખૂબ મહત્ત્વનો નીવડયો હતો, પરતુ કેટનાક સમયથી એ વ્યાખ્યાનો દુર્લભ બન્યા હતા એ સજોગોમા કે કા જેવા વિદ્વાન ભાષાશાસ્ત્રીનો આ સક્ષેપ ખૂબ ઉપયોગી નીવડશે પહેલા ચાર વ્યાખ્યાનોમા તેમણે શ્રી બક્ષીના અનુવાદનો જ સક્ષેપ કર્યો છે બાકીના ત્રણમા તેમણે મૂળ અગ્રેજી ગ્રથનો આશરો લીધો છે

આ સક્ષેપની એક વિશેષતા એ છે કે સ્વ દિવેટિયાના કેટલાક મતવ્યોને નવા સશોધનના પ્રકાશમા શાસ્ત્રીએ તપાસી પોતાના મતવ્યો પણ અવારનવાર રજૂ કર્યા છે, એટલે વિદ્યાર્થીઓને સ્વ દિવેટિયાના મતવ્યો સાથે નવા મતવ્યોની સરખામણીનો લાભ મળશે એમ છતા શાસ્ત્રીએ સ્વ દિવેટિયાના મતવ્યોને કયાય અન્યાય ન થાય તેમજ આ સક્ષેપમા તેમનો કોઈ મહત્ત્વનો મુદ્દો ન રહી જાય તેની કાળજી રાખી છે તેમણે કેટલીક બાબતો—જેમ કે ભાષાના નમૂના આદિ—જે હવે ખૂબ પ્રચલિત બની ચૂકી છે તેનું પુનરાવર્તન આ સક્ષેપમા ટાળ્યુ છે કેટનીક સૂચિ પણ છોડી

દીધી છે તો કેટલીક નવેસરથી પણ આપી છે. આમ શાસ્ત્રીજીએ એક વિદ્વાન ભાષાશાસ્ત્રીને વિદ્યાર્થીઓ માટે ફરી વાર સુલભ બનાવ્યા છે. મૂળ વ્યાખ્યાનો ન વાંચી શકનાર અભ્યાસીઓને આ સંક્ષેપ યત્કિંચિત્ સંતોષ અવશ્ય આપી શકશે, એટલું જ નહિ, પરંતુ એમને બે ભાષાવિદ્દનાં મંતવ્યોની તુલનાનો પુણ્યલાભ પણ તે પ્રાપ્ત કરાવી શકશે.

એ પછી 'સિદ્ધહેમ'નો બે પ્રાધ્યાપકોએ કરેલો પદ્યાનુવાદ તપાસીએ

યુનિવર્સિટીના એમ. એ ના અભ્યાક્રમમાં ભાષાના પેપરમાં અપભ્રંશ વ્યાકરણનો પરિચય વિદ્યાર્થીઓને કરવાનો હોય છે. 'સિદ્ધહેમ' વ્યાકરણના આઠમા અધ્યાયના ચોથા પદનાં ૩૨૯ થી ૪૪૬ સૂત્રોમાં અપભ્રંશ વ્યાકરણનો પરિચય છે એનો શ્રી કે કા. શાસ્ત્રીએ કરેલો અનુવાદ વિદ્યાર્થીઓને છેલ્લા કેટલાક સમયથી ખૂબ ઉપયોગી બની રહ્યો છે. આ વ્યાકરણનો એક બીજો સમશ્લોકી અનુવાદ શ્રી જશભાઈ પટેલ તથા શ્રી હસિત બૂચ એ બે પ્રાધ્યાપકો તરફથી પ્રગટ થાય છે. બંને કવિ છે અને એથી કદાચ આ અનુવાદને એક વિશેષતા અર્પવા તેમણે મૂળ ગ્રંથનો સમશ્લોકી અનુવાદ કરવાનું ધ્યેય રાખ્યું જણાય છે. મોટે ભાગે આ અનુવાદમાં શ્રી કે. કા. શાસ્ત્રીના અનુવાદની જ છાયા પડેલી જણાય છે. લેખકોએ એ ઋણસ્વીકાર પ્રસ્તાવનામાં કર્યો છે, એમ , છતા આ અનુવાદકોને પદ્યરચનામાં કયાંક કયાંક ક્લિષ્ટતાનો સામનો પણ કરવો પડયો જણાય છે. એક ઉદાહરણ લેખે જોઈએ તો ૩૪૪ મા સૂત્રનો પદ્યઅનુવાદ અભ્યાસીને પણ અકળાવે તેવો છે.

એવી જ રીતે એ સૂત્ર ૩૩૫માં **चोड्डिम** શબ્દનો અર્થ અનુવાદકોએ 'કોડી' આપ્યો છે. સૂચિમાં તેનુ મૂળ **कपर्दिका** આપેલું છે તો **चोड्डिम** શબ્દ **कपर्दिका** પરથી કેવી રીતે અવતીર્ણ થઈ શકે તે સમજવું મુશ્કેલ છે

વડોદરા યુનિવર્સિટી તરફથી પ્રગટ થયેલું બીજું એક પુસ્તક તે સ્વ. બલવંતરાય ઠાકોરે સંપાદિત કરેલો સોળમાં સૈકામાં રચાયેલો ઉદયભાનુકૃત 'વિક્રમચરિત્રરાસ' છે. સ્વ. ઠાકોરના મતે વિક્રમ રાજાના આ પુત્ર વિક્રમસેનના રાસનો ઉલ્લેખ વાર્તાકાર શામળે એની વાર્તાઓમાં કર્યો નથી.

આ રાસને વિક્રમવાર્તાચક્ર સાથે ગાઢ સંબંધ છે. પોતાની છંદોબદ્ધ પુષ્પિકામાં ઠાકોરે આ વાત કરી છે. ઉદયભાનુકૃત આ રાસની અનેક હસ્તપ્રતો પ્રાપ્ત થઈ છે. સ્વ. ઠાકોરે પોતાને એ પ્રત ક્યાંથી મળેલી તેનો ઉલ્લેખ કર્યો જણાતો નથી. એમણે તૈયાર કરેલી આ કૃતિની પ્રસ્તાવના, નોંધ વગેરે તેમના અવસાનને કારણે બાકી રહી ગયાં છે વડોદરા વિશ્વવિદ્યાલય તરફથી એમની એ કૃતિ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ પુસ્તકની સાથે ડૉ. રણજિત પટેલે વિક્રમચરિત્રરાસની કથા સંક્ષેપમાં વર્ણવી તેનાં આકર્ષક અંગોની છણાવટ કરતો એક અભ્યાસલેખ જોડયો છે. તે અભ્યસીને ઉપયોગી થશે.

એ પછી એ જ યુનિવર્સિટી તરફથી પ્રસિદ્ધ થયેલું બલવંતરાય ઠાકોરનું એક અપૂર્ણ આખ્યાનકાવ્ય **નિરુત્તમા** તપાસીએ. આ *આખ્યાન કાવ્યમાં* નિરુત્તમાના મુખ્ય પાત્ર દ્વારા સ્ત્રીસ્વાતંત્ર્યની ચર્ચાનો કવિનો ઉદ્દેશ દેખાય છે.

આખ્યાનકનો આરંભ Catching છે, પકડ જમાવે તેવો છે. નિરુત્તમાને તેનાથી એ તસુ નીચો પતિ કોઇક કારણસર તમાચો મારે છે. નિરુત્તમા તેને સામો તમાચો મારવા જાય છે, પરંતુ સ્વર્ગસ્થ માતાની છબી નજરે પડતાં તે તમાચો મારવાની મુદ્રાને નમસ્કારની મુદ્રામા પલટી નાખે છે. એ પછી સહેજે રસભર્યા કથાનકની આશા રાખતા વાચકને નિરાશા જ સાંપડે છે મોટે ભાગે આ એક મહત્ત્વના પ્રસંગ પછી આખું આખ્યાન વિચારના ભારથી દબાયેલું જ રહે છે. નિરુત્તમા પોતે સ્વતંત્રતાના આદર્શ સેવે છે, પરંતુ કયા પ્રકારની સ્વતંત્રતા તે ઝંખે છે, તેની એ ઝંખનાનો ઉદ્દ્ભવ ક્યાંથી થયો, પતિ સાથે સારો મેળ હોવા છતા તમાચો મારવાનો પ્રસંગ કેમ ઊભો થયો આ કશી હકીકતો ઉપર આ આખ્યાનમા પ્રકાશ પડતો નથી. નિરુત્તમા અને તેની માતાના મૃત્યુ બાદ તેને ઉછેરનાર તેના ડૉક્ટર મામા વચ્ચેના સંવાદ દ્વારા દામ્પત્યજીવન, સ્ત્રીનો શાસ્ત્રોક્ત ધર્મ, લગ્નના પ્રશ્નો વગેરેની માત્ર આછી ચર્ચા થતી દેખાય છે. નિરુત્તમા, ડૉક્ટર અને નિરુત્તમાની બહેન નલિની સિવાયનાં બીજાં પાત્રોમા કશી ઝમક દેખાતી નથી. આ અધૂરા આખ્યાનક ઉપરથી કૃતિ વિશે કોઈ નિશ્ચિત અભિપ્રાય આપવો અયોગ્ય ગણાય, છતા જે કાંઈ પ્રસિદ્ધ છે તેમાં બલવંતરાય ઠાકોરનો કવિ કે વાર્તાકાર તરીકેનો કોઈ ચમકાર જોવા મળતો નથી.

આ અધૂરા આખ્યાનકનો પરિચય—એમાં કર્તાની સિદ્ધિમર્યાદાઓની ચર્ચા એ જ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના મદદનીશ ભાઈ શ્રી હર્ષદ ત્રિવેદીએ લાંબી પ્રસ્તાવના દ્વારા કરી છે. એમણે આ કૃતિનાં ટિપ્પણો લખી વાચકને આ આખ્યાનક આસ્વાદ્ય અને સરળ બનાવવા માટે સારો શ્રમ વેઠ્યો છે.

છેલ્લી પચીસીમાં મધ્યકાલીન સાહિત્યની અનેક પ્રગટ અપ્રગટ કૃતિઓ ઉપર જુદા જુદા દૃષ્ટિકોણથી પ્રકાશ ફેંકવાનાં પ્રયાસો થતા રહ્યા છે. તે ઉપરથી આપણા મધ્યકાલીન સાહિત્યની સમૃદ્ધતા તેમજ ગુણવત્તાનો આપણને પરિચય થાય છે. મધ્યકાલીન કવિઓના જીવનસમય, તેમની કૃતિઓનું અનેક હસ્તપ્રતો ઉપરથી સંપાદન, ભાષાદૃષ્ટિએ તેનું મૂલ્યાંકન આ બધી પ્રવૃત્તિઓ વિકસતી જાય છે. અને મધ્યકાલીન સાહિત્યકૃતિઓ તેમજ કવિઓ પરત્વેનાં કેટલાંક મંતવ્યો બદલવા પડે એવી પણ સ્થિતિ હવે પેદા થઈ છે. પીએચ. ડી. ના નિબંધ નિમિત્તે પણ મધ્યકાલીન સાહિત્ય ભંડાર ફેંદાતો રહ્યો છે.

અધ્યાપક શ્રી રમણલાલ ચી. શાહે પોતાના મહાનિબંધ નિમિત્તે નળ–દમયંતી કથા અંગેની પ્રગટ–અપ્રગટ હસ્તપ્રતો–કૃતિઓની તપાસ શરૂ કરી આ પ્રવૃત્તિમાં તેમને જરા ઊંડા ઊતરવાનું થયું. કેટલીક હસ્તપ્રતોનો મુનિશ્રી પુણ્યવિજયજીએ તેમને લાભ કરી આપ્યો. આમ લગભગ ૭ હસ્તપ્રતોનો ઉપયોગ કરી સંપાદકે સમયસુંદર–કૃત **'નલ-દવદંતી રાસ'** પ્રગટ કર્યો છે. આ સંપાદનમાં તેમણે નળદમયંતીની કથાના મૂળ તપાસવાનો પ્રયાસ કરી જૈન કવિ સમયસુંદરની આ કથા મહાભારતની કથાથી ક્યાં જુદી પડે છે તે દર્શાવવા ઉપરાંત જૈન પરંપરાઓ આ કથામાં ક્યાં અને કેમ પ્રવેશી છે તેનું પણ અભ્યાસપૂર્ણ વિવેચન કર્યું છે. સમયસુંદરે પોતાના 'નલ–દવદંતી રાસ' માટે જૈન પરંપરાના પાંડવચરિત્ર તેમજ 'નેમિચરિત્ર'નો આધાર લીધો છે. સંપાદકે સમયસુંદરના આ રાસની કથા વિગતે આપી તેનું રસદર્શન કરાવ્યું છે. મારવાડના આ કવિની આ કૃતિમાં મારવાડી ભાષાની છાંટ, તેમજ મોગલ બાદશાહ અકબરના તેમજ બીજા રાજદરબારીઓના સંપર્કને કારણે ફારસી ભાષાના પણ કેટલાક શબ્દોનો આ કૃતિમાં પ્રયોગ, સમયસુંદરે આ રાસમાં યોજેલ ઢાળ આ બધાની

ચર્ચાએ અધ્યારીની કલમથી થયેલી છે. સમયસુંદરના જીવનકથનની માહિતી આપનારો અભ્યાસલેખ પણ સારી એવી સામગ્રી રજૂ કરે છે.

એ સિવાય જુદી પ્રસ્તાવનારૂપે પોતાને મળેલી છએ હસ્તપ્રતના પાઠાતરો તેમજ આ રાસની બીજી હસ્તપ્રતો અંગેની માહિતી પણ સંપાદકે આ પુસ્તકમાં રજૂ કરી છે. સાહિત્યિક દૃષ્ટિએ આ કૃતિનું સંપાદકે મૂલ્યાંકન કરવાનો પ્રયાસ કર્યો છે તે જ પ્રમાણે ભાષાદૃષ્ટિએ પણ આની ચર્ચા થઈ હોત તો આ કૃતિ વિશેષ મૂલ્યવાન બની શકત. રાસને અંતે કવિએ ટિપ્પણ આપ્યું છે તેમાં પણ તેમણે તુલનાત્મક દૃષ્ટિથી આ રાસની અનેક પંક્તિઓની ચર્ચા વ્યાકરણમાં ઊંડા ઊતર્યા વિના કરી છે. અનેક વિદ્વાનોના અને જૈનાચાર્યોના સત્સંગના ફળરૂપ આ 'નલ દવદંતી રાસ' મધ્યકાલીન સાહિત્યમાં રસ લેનારાઓ માટે ઉપયોગી નીવડશે

પ્રા શ્રી જશભાઈ કા પટેલે વિક્રમની સત્તરમી સદીમાં થઈ ગયેલા કાશીસુત શેવજીનું **'ઘોષયાત્રા યાને ચિત્રસેન આખ્યાન'** પ્રગટ કર્યું છે. આ કવિ અખાના પુરોગામી માંડણની જ્ઞાતિનો હતો. ઉપર્યુક્ત આખ્યાનની વિરલ હસ્તપ્રત પ્રાપ્ત કરી શ્રી જશભાઈ પટેલે તે પ્રસિદ્ધ કરી છે એ કવિની કૃતિઓ વિશે તેમજ આખ્યાનની એમણે આચાર્ય ડોલરરાય માંકડ પાસે જોયેલી હસ્તપ્રત સાથે તુલના વગેરે માહિતી આપી હોત તો તે ઉપયુક્ત થાત આ કવિની ભાષા વિશે પણ થોડોક પ્રકાશ પાડી શકાયો હોત પરંતુ સંપાદકે માત્ર આખ્યાન પ્રગટ કરીને જ સંતોષ માન્યો છે.

**'વસંતવિલાસ'** એ શ્રી ચીનુભાઈ મોદીએ મધ્યકાલીન ફાગુ કાવ્ય 'વસંતવિલાસ'નો કરેલો પદ્યાનુવાદ છે 'વસંતવિલાસ'ની રસિકતાએ વિદ્વાનોને તેમજ વિદ્યાર્થીઓને વારંવાર આકર્ષ્યા છે. એવા આકર્ષણથી પ્રેરાઈને શ્રી ચીનુભાઈએ એ જૂના કાવ્યની રસિકતા અર્વાચીન ભાષામાં પદ્યરૂપે નિતારી છે મૂળ કાવ્યની ભાષાને એકંદરે જાળવીને આ અનુવાદ થયો છે અનુવાદકની રસિકતા તેમજ તેમના કવિજીવનનો અણસારો પણ આ અનુવાદમાં જોઈ શકાશે

પ્રજાપતિ સભા તરફથી પોંડિચેરી-નિવાસી કવિ પૂજાલાલને સન્માનવા માટે તેમના જીવનકવનને અંજલિ આપતો એક સન્માન

અંક પ્રગટ થયો છે. એમાં ગુજરાતના વિદ્વાનો તેમજ પૂજાલાલની કવિતાના પ્રશંસકોએ તેમની કાવ્યશક્તિને બિરદાવી છે. સંપાદકોએ પૂજાલાલના કવનનો સારો એવો પરિચય આ પુસ્તક દ્વારા કાવ્યરસિક વર્ગને થાય તેવી સગવડ કરી આપી છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. હવે ગાંધી સાહિત્યનાં બે સંપાદનો તપાસી આ વિભાગ પૂરો કરીશું. **'પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ'** એ મહાત્મા ગાંધીજી અને શ્રી જમનાલાલ બજાજ તથા તેમના કુટુંબીજનો વચ્ચેના પત્રવહેવારનો સંગ્રહ છે. આપણા પત્રસાહિત્યમા ગાંધીજીના તેમજ તેમના નિકટના અંતેવાસીઓના પત્રો એક કીમતી ઉમેરણ બની રહ્યા છે. આપણા પત્રસાહિત્યનો ખ્યાલ કરીએ તો ગુણવત્તા તેમજ સંખ્યાની દૃષ્ટિએ ગાંધીજી અને તેમના સાથીઓના પત્રોનું જ સ્મરણ થાય.

શ્રી જમનાલાલ બજાજને ગાંધીજીએ પોતાના પાંચમા પુત્ર તરીકે ગણી લીધા હતા. એમની વચ્ચેનો આ પત્રવહેવાર પિતા–પુત્ર બંનેના જીવનનાં અનેક પાસાઓ ઉપર સારો પ્રકાશ નાખે છે. ગાંધીજીના પુત્ર થવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે જમનાદાસજી પળે પળે કેવા જાગ્રત રહી આત્મવિકાસ તરફ જઈ રહ્યા છે તેનું દર્શન આ પત્રોમાં થશે. ગાંધીજીના લગભગ બધાં જ કાર્યોમા એમણે રસ લઈને એ કાર્યોને પોતાનાં કરી મૂકી ગાંધીજીને એમણે નિશ્ચિંત કરી મૂક્યા હતા, એમ છતાં એક સાવધ અને જાગ્રત શિષ્ય તરીકે પણ શ્રી બજાજે ગાંધીજીના પ્રેમ-વિશ્વાસ સંપાદન કર્યા હતા. ગાધીજીએ રાજકારણમાં અને દેશનાં રચનાત્મક કાર્યોમાં રસ લેવા ઉપરાંત વિશ્વનાં અનેક કુટુંબોમાં પણ અંગત રસ લઈ તેમને યોગ્ય માર્ગદર્શન આપ્યું હતું. આ ગાંધીજીના આ કાર્યનું મૂલ્ય બીજાં કાર્યો કરતાં ઊતરતું ન જ ગણાવું ઘટે. આ પ્રવૃત્તિને કારણે અસંખ્ય વ્યક્તિઓ સાથે તેમને પત્રવહેવાર કરવો પડયો હતો. ગાંધીજીના આ બધા પત્રો અનેક રીતે આખા વિશ્વના શ્રેયોર્થીઓને ઉપકારક થાય તેમ છે.

શ્રી જમનાલાલજી પરના આ પત્રોમા ગાંધીજીને તેમના પરિવારના વિકાસમાં કેટલો ઉત્કટ રસ હતો તે સમજાય છે. જમનાલાલજીને આત્મસિદ્ધિની લગન લાગી હતી. કદીક તે નિરાશા કે નિર્વેદમાં ડૂબી જતા. જીવન ત્યજી દેવાની તેમને વૃત્તિ થઈ આવતી. આવા કટોકટીના સંજોગોમાં તેમનામાં શ્રદ્ધાનો દીપ પેટાવનાર ગાંધીજી હતા. આથી આ પત્રોમાં જમનાલાલજીનું હૃદય અને ગાંધીજીનું અપાર પુત્રવાત્સલ્ય બંનેનું દર્શન થાય છે.

કાકાસાહેબ કાલેલકરે આ પત્રોનું સંપાદન કરી એ પત્રોનું મહત્ત્વ સમજાવતો મનનીય આમુખ પણ જોડ્યો છે. પંડિત નહેરુએ પણ જમનાલાલજીના પરિચયનું સ્મરણ કરી તેમને અંજલિ આપી છે. સંગ્રહમાં વિવિધ પત્રો ઉપરાંત જમનાલાલજી વિશે 'નવજીવન,' 'યંગ ઇંડિયા' આદિ પત્રોમાં આવેલા કેટલાક લેખો પણ પરિશિષ્ટરૂપે આપવામાં આવ્યા છે. આ પુસ્તક અનેક રીતે આપણા સાહિત્યમાં કીમતી ઉમેરણ બની રહે તેમ છે.

આ સાથે ઉપરની જ નવજીવન સંસ્થાએ પ્રગટ કરેલો **'મણિબહેન પટેલને'** બાપુના પત્રો પણ એ જ દષ્ટિએ નોંધપાત્ર છે. મણિબહેનના જીવનઘડતર અંગે ગાંધીજીની ઝીણી ઝીણી સૂચનાઓ, ખાસ કરીને કુમારિકાને લગ્ન સબંધે વેઠવા પડતાં મનોમંથનો અંગે માર્ગદર્શન તેમજ બીજી અક્ષરો અંગે-પૂણી અંગે એવી અનેક ઝીણી સૂચનાઓનો સમાવેશ થાય છે. શ્રી મણિબહેનની સેવાનિષ્ઠા, ઉચ્ચ જીવનભાવના, તેમના મંથનો વગેરે પણ આ પત્રોમાં પ્રગટ થાય છે. સરદાર પટેલ તેમનાં પિતા હોવાને કારણે તેમના વિશે પણ કેટલીક માહિતી પરોક્ષપણે મળી રહે છે.

## ૬. તત્ત્વજ્ઞાન–નિબંધ

આ વર્ષના માત્ર તત્ત્વજ્ઞાન વિભાગમાં જ નહિ પરંતુ આપણા સમગ્ર સાહિત્યમાં શ્રેષ્ઠકૃતિનું સ્થાન પ્રાપ્ત કરે તેવો ગૌરવ ગ્રંથ **'દર્શન અને ચિંતન'** બે ભાગમાં પ્રગટ થયો છે. એના લેખક પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી માત્ર ગુજરાતના જ નહિ પણ સમગ્ર ભારતદેશના વિદ્વાન તરીકે જાણીતા છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનના તલસ્પર્શી અભ્યાસમાં એમને પહોંચનારા બહુ થોડા વિદ્વાનો મળશે. જૈનધર્મના તે વિશેષ અભ્યાસી છે. પહેલા ખંડમાં ચાળીસ જેટલા લેખો એમના જૈનધર્મ અને દર્શનના ઊંડા અભ્યાસનું ફળ છે. એ લેખો ગુજરાતના સામયિકોમાં અથવા તો પર્યુષણમાં વ્યાખ્યાનરૂપે પ્રસિદ્ધ થયા હતા. પંડિતજીના લેખનની ખૂબી એ છે કે કોઈ પણ એક ધર્મમાં કે સંપ્રદાયમાં તેમની દષ્ટિ બદ્ધ થતી નથી. કોઈપણ ધર્મના ગુણદોષની તે તટસ્થ આલોચના કરી શકે છે, તેની બીજા ધર્મનાં તત્ત્વો સાથે તુલના કરે છે અને ધર્મના મૂળમાં ઊતરીને વર્તમાન યુગને અનુરૂપ વિચારો તેમાંથી શોધી લાવે છે એ દષ્ટિએ 'ધર્મવીર મહાવીર અને કર્મવીર કૃષ્ણ' 'ધર્મ-પર્વ કે જ્ઞાનપર્વ?' 'આજના સાધુઓ નવીન માણસને દોરી શકે?' 'ત્રણે

વિવેચકની યાદ આપે છે કેળવણીના માધ્યમ અંગે અત્યારે દેશમાં ખૂબ ચર્ચાઓ ચાલી રહી છે ત્યારે એમના 'ઉચ્ચ શિક્ષણની બે ધખાધાનો પ્રશ્ન' 'ઉચ્ચ શિક્ષણની બોધભાષા' વગેરે લેખો મનનીય નીવડશે.

આ ગ્રંથના બીજા ભાગમાં ખૂબ મહત્ત્વના અને વિચારપ્રેરક લેખો દાર્શનિકચિંતન અંગેના છે. 'ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ,' 'ગુજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન' 'જૈન તત્ત્વજ્ઞાન' વગેરે લેખો તેમજ સ્વ. કિશોરીલાલ મશરૂવાળાના 'સંસાર અને ધર્મ' પુસ્તકની પ્રસ્તાવના એ ખાસ નોંધપાત્ર ગણાય. એ સિવાય મહાન પુરુષોને એમણે આપેલા અર્ધ્યનો પણ એક વિભાગ આ પુસ્તકમાં છે એમાં ગાંધીજી વિનોબા જેવી વિશ્વવિભૂતિઓને તેમજ કિશોરીલાલ મશરૂવાળા, કૌશામ્બીજી વગેરેને લેખકની ઉષ્માભરી અંજલિઓ છે લેખકના તત્ત્વજ્ઞાની હૃદયની ઊર્મિ અને એમની ઊંડી સ્નેહાળતાનો આ લેખોમાં પરિચય થાય છે. આ બન્ને ગ્રંથોના લેખો ઉપરાંત હજી પણ તેમનું ઘણું ઘણું સાહિત્ય અપ્રસિદ્ધ રહી જાય છે, છતાં આ 'દર્શન અને ચિંતન'નું માત્ર એક પુસ્તક પણ ગુજરાતની વિદ્વત્તાના ગૌરવ તરીકે પરપ્રાંતમાં જ નહિ બલ્કે પરદેશમાં પણ ધરવા યોગ્ય છે. આ તત્ત્વજ્ઞાનના પુસ્તકમાં લેખકની ખૂબી એ છે કે આખો વિષય તેમને આત્મસાત્ હોવાથી વિચારની અભિવ્યક્તિમાં તેમને કશી મુશ્કેલી વરતાતી નથી. વિચારનો પ્રવાહ અસ્ખલિત વહી જાય છે વચમાં અનેક દૃષ્ટાંતો અને સમર્થ દલીલો વાચકના ચિત્તને રોચક નીવડે છે. તત્ત્વજ્ઞાન જેવા શુષ્ક ગણાતા વિષયને પણ પંડિતજીએ રસિક અને આસ્વાદ્ય બનાવ્યો છે અને આશ્ચર્યની વાત તો એ છે કે તત્ત્વજ્ઞાનની પરિભાષા અંગે પણ તેમને ભાષાની મુશ્કેલી પડી દેખાતી નથી. ગુજરાતી ભાષાની ક્ષમતા વિશે શંકા સેવનારાઓને પંડિતજીનું આ પુસ્તક એક જવાબરૂપ બની રહે છે ગુજરાતી ભાષા કેવી ઘડાયેલી છે અને કોઈ પણ શાખા માટે કેવી કાર્યક્ષમ બની શકે તેમ છે તે આ પુસ્તક પરથી સમજાય છે. પંડિતજીના આ પુસ્તકનું ગુજરાતમાં તેમજ પર પ્રાંતોમાં પણ બહુમાન થશે જ એવી શ્રદ્ધા છે.

'હિંદુ જીવનદર્શન' એ આપણા તત્ત્વજ્ઞાન-ચિંતન વિભાગનું બીજું એક ઉચ્ચકોટિનું પુસ્તક છે. ડૉ. રાધાકૃષ્ણનના The Hindu View of Life શીર્ષક હેઠળ અપાયેલાં વ્યાખ્યાનોનો શ્રી ચંદ્રશંકર ભટ્ટે કરેલો આ અનુવાદ છે

ડૉ. રાધાકૃષ્ણને પોતે જ પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ હિંદુ-ધર્મ જેવા વિશાળ વિષયને આટલી નાનકડી વ્યાખ્યાનમાળામાં સમાવવો અશક્ય છે તેમણે એથી મુખ્યત્વે હિંદુજીવનદર્શનના મુખ્ય સિદ્ધાંતોને જ આમાં સ્પર્શ્યા છે, એમ છતાં એ વ્યાખ્યાનોમાં જે તત્ત્વોનો આ ચિંતકે સ્પર્શ કર્યો છે તે કોઈ પણ ધર્મચિંતક માટે મૂલ્યવાન નીવડે તેમ છે. જુદાં જુદાં દર્શનશાસ્ત્રો અને તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાંથી ઉદાહરણો આપી તુલનાત્મક દૃષ્ટિએ તર્કયુક્ત દલીલો વડે પોતાનું વક્તવ્ય સમજાવવાની જે છટા ડૉ. રાધાકૃષ્ણનમાં છે તે તેમને એક ઉત્તમ તત્ત્વચિંતક ઉપરાંત ઉચ્ચતમ કોટિના વ્યાખ્યાતા પણ સિદ્ધ કરે છે. વેદ ઉપનિષદ આદિ ગ્રંથોનો ચિંતન મસાલો તેમની પાસે સભર છે. એ ગ્રંથોની વિચારણાને વર્તમાન યુગમાં અનુરૂપ થાય તેવી રીતે ઘટાવવાની તેમની સૂઝ અને સ્ફૂર્તિ ખરેખર પ્રશસ્ય છે. એમની ભાષામાં વારવાર કવિતાનો લયકિલ્લોલ જોવા મળે છે. આ નાનકડા પુસ્તકમાંથી એમની એ કવિત્વશક્તિના સંખ્યાબંધ ઉદાહરણો ટાંકી શકાય. અહીં વિસ્તારભયે એક જ નોંધીએ:

"......અડધું જગત હિંદુ ધર્મે પાડી આપેલા સ્વતંત્ર ચીલા પર ચાલે છે. ચીન અને જપાન, તિબ્બત અને સિયામ, બ્રહ્મદેશ અને સિંહલદ્વીપ ભારતવર્ષને પોતાનું આધ્યાત્મિક પિયર માને છે. હિંદુ સંસ્કૃતિ પણ કંઈ નવીસવી કે અલ્પાયુષી નથી તેની ઐતિહાસિક તવારીખો ચાર હજારથી પણ વધારે વરસની જૂની છે, અને તે કાળે પણ તેણે સંસ્કૃતિની જે કક્ષા પ્રાપ્ત કરી હતી તેનો સ્રોત કેટલીક વાર ધીમો ને લગભગ થંભી ગયા જેવો છતાં આજ લગી અખંડ ને અવિચ્છિન્ન વહી રહ્યો છે. ચાર પાંચ હજાર વરસના આધ્યાત્મિક ચિંતનના અનુભવનો પરિશ્રમને ઘસારો સહન કરીને પણ એ સંસ્કૃતિ જીવતી રહી શકી છે ભિન્ન ભિન્ન જાતિ અને સંસ્કૃતિઓવાળી પ્રજાઓ ઇતિહાસના આરંભકાળથી ભારતવર્ષમાં ઓઘની પેઠે ઊતરી આવી છે, છતાં હિંદુ સંસ્કૃતિએ પોતાનું વર્ચસ્વ પોતાનું શ્રેષ્ઠત્વ ટકાવી રાખ્યું છે... ."

"હિંદુ સંસ્કૃતિમાં કંઈક એવી જીવનશક્તિ છે જે બીજા કેટલાક વધારે વેગવાન પ્રવાહોમાં દેખાતી નથી જેમ કોઈ વૃક્ષમાં જીવનસ્રોત વહે છે કે નહિ એ જોવાને તેને છેદી જોવું પડતું નથી." (પૃ. ૮)

આ પુસ્તક ચાર વ્યાખ્યાનોમાં વહેંચાયેલું છે. પહેલા બેમાં આધ્યાત્મિક અનુભવ, તેનું સ્વરૂપ તેમજ ધર્મોના સંઘર્ષ અને હિંદુ વલણની

જૈન ફિરકાઓના મેળનો વિચાર' 'જૈન દષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર ' અને એવા બીજા અનેક લેખો લેખકની પ્રતિભાને પ્રગટ કરનારા છે. વિવિધ શાસ્ત્રો પુરાણોમાંથી દષ્ટાંતો ટાંકીને તેમજ તુલનાત્મક પદ્ધતિથી તે પોતાની દલીલોનું સમર્થન કરી બતાવે છે વેદ ઉપનિષદ, તેમજ બીજા ધર્મોનો તેમનો તલસ્પર્શી અભ્યાસ અને વિચારો પ્રગટ કરવામાં તેમની નીડરતા અને તેજસ્વિતા પાને પાને પ્રગટ થાય છે. ધર્મને નામે ચાલતાં અનિષ્ટો સામે આંગળી ચીંધતાં તેમને સંકોચ નડતો નથી અને છતાં તે સાચા ધર્મપ્રેમી છે. પોતાના ધર્મ પ્રત્યે અનુરાગ છતાં બીજા ધર્મો પ્રત્યે પણ તેમનો સમભાવ છે. એમની દષ્ટિ આધુનિક છે. એમના પરિશીલનના 'પરિપાકરૂપ ' નચિકેતા અને નવો અવતાર ' નામના લેખમાંથી જ એમની દષ્ટિનો ખ્યાલ આપવા એક પરિચ્છેદ અહીં ઉતારીએ. આવા ઘણા પરિચ્છેદો ટાંકી શકાય તેમ છે; અહીં માત્ર એક જ ઉતારીશું :

"યમ વિશેની જુદી જુદી પૌરાણિક તેમજ ધાર્મિક કલ્પનાઓ જોતાં નચિકેતા, જે એક બ્રાહ્મણપુત્ર મનુષ્ય છે, તે તેની પાસે ગયો એમ કહેવાનો કશો અર્થ નથી. એક ઇહલોકવાસી બ્રાહ્મણકુમાર લોકાંતરવાસી કાલ્પનિક દેવ પાસે જાય એ વાત બુદ્ધિગમ્ય નથી. વળી યમ બહુ તો મૃત્યુ-દેવતા છે, અગર કોઇ દેવવિશેષ છે. તે આધ્યાત્મિક જ્ઞાનનું અંતિમ રહસ્ય જાણે પણ ક્યાંથી? અને જાણે તો મનુષ્યને કઈ ભાષામાં કેવી રીતે સમજાવે? વળી એવા કોઇ દેવને અતિથિધર્મની શી પડી છે? જો યમ મૃત્યુ-દેવતા હોય તો તેના દરબારમાં રોજ અતિથિઓનું મંડળ આવ્યા જ કરે છે; એટલે તે અતિથિધર્મ બજાવે કે આગન્તુકના પુણ્યપાપનું લેખું લે? એ બધું વિચારતાં કોઈ એમ નહિ શકે કે અંહે યમનો અર્થ કોઈ દેવવિશેષ બંધબેસે છે. ત્યારે કયો અર્થ બંધ બેસતો છે?—એ પ્રશ્ન તો રહે જ છે. એનો સરળ અને સીધો ઉત્તર એ છે કે અત્રે યમ એટલે અધ્યાત્મ-જ્ઞાતા સદ્ગુરુ અગર અંતરાત્મા. સાધકને સાધનાની પ્રક્રિયામાં સદ્ગુરુ જ પ્રથમ બોધદાતા અને માર્ગદર્શક બને છે. કોઈ ખાસ દાખલામાં એમ પણ અનુભવાય છે કે બહારના કોઇ સદ્ગુરુના યોગ સિવાય પણ સાધક પૂર્વસંસ્કારવશ પોતાની ઉગ્ર તપસ્યાને બળે અંતરાત્માથી આધ્યાત્મિક બોધની પ્રેરણા મેળવે છે. તેથી યમના ઉપર સૂચવેલા બંને અર્થો સાધના-માર્ગમાં બંધબેસે છે."

"આ કથનનો સાર એ છે કે નચિકેતા-યમ સંવાદ એક પ્રતિભાશીલ કવિએ યોજેલો કાલ્પનિક સંવાદ છે. પણ તે ધાર્મિક તેમજ આધ્યાત્મિક જિજ્ઞાસાના ઉત્ક્રાંતિક્રમવાળા એક પુરાણ યુગવિશેષનું હૂબહૂ ચિત્ર રજૂ કરે છે, જે કંઈક આવું છેઃ- વૈયક્તિક તેમજ સામાજિક જીવનમાં સંસ્કારના ત્રણ થર છે. પહેલો થર મોટે ભાગે સર્વસાધારણ હોય છે, જેમાં પરંપરાગત રૂઢ બની ગયેલ વિવેકશૂન્ય ક્રિયાકાંડી પ્રણાલીઓ પ્રવર્તતી હોય છે સામાન્ય રીતે મનુષ્ય એ જ થરમા જન્મી તેમાં પોષાય છે ને ઊછરે છે, તેથી એ થર જીવનક્રમમાં પિતાસ્થાને છે. બીજો થર સત્ય, જિજ્ઞાસા અને વિવેકનો હોઈ પ્રથમ થરથી જુદો પડે છે, અને તે મનુષ્યને સત્પુરુષાર્થ વિના જંપવા દેતો નથી, તેથી તે પિતાથી જન્મેલો પણ તેથી જુદી દિશામાં જતાં પુત્ર સ્થાને છે. ત્રીજો સ્તર સત્પુરુષાર્થની પૂર્ણ સિદ્ધિનો છે, તેથી તે સદ્‌ગુરુસ્થાને છે અગર અંતરાત્માના પ્રાકટ્યને સ્થાને છે. વાજશ્રવસ્ એવા પિતૃથરનાં, નચિકેતા પુત્ર થરનાં અને યમ સદ્‌ગુરુ અથવા અંતરાત્મા થરનાં પ્રતીકો માત્ર છે"
(પૃ. ૫૯૭-૫૯૮)

પુરાણો કે ધર્મશાસ્ત્રોનાં પ્રાચીન રૂપકોનો આ બુદ્ધિગમ્ય ઉકેલ અહીં તો માત્ર એક દૃષ્ટાંતલેખે રજૂ કર્યો છે, પરંતુ આ પુસ્તકના અનેક લેખોમા તેમની આ આકર્ષક અને રોચક પદ્ધતિ વર્તમાન યુગના બુદ્ધિજીવી વાચકને પણ સંતોષ આપી શકશે એ નિઃશંક છે ધર્મ ઉપરાંત તેમણે સમાજ, કેળવણી, દેશ વગેરે વિશે પણ જે મનન ચિંતન કર્યું છે તેનો પરિપાક 'ધર્મ અને પંથ' 'ધાર્મિક શિક્ષણ' 'સ્વાતંત્ર્યતાનો અર્થ' 'સ્વરાજ્ય અને સુરાજ્ય' વગેરે લેખોમાં જોવા મળશે.

ગાંધીજીની પ્રેરણાથી તેઓ ગુજરાતમાં આવીને વસ્યા અને ગુજરાતમા વસીને જ તેમણે ગુજરાતની તત્ત્વજ્ઞાનની શાખા વિકસાવી.

અસ્પૃશ્યતા, લોકજાગૃતિ, જીવનનું માંગલ્ય, જીવનનાં ધ્યેય વગેરેનું તેમનું ચિંતન ગાંધીજીની અસરો દાખવનારું છે. આ બધા લેખોમા લેખકની ઊંડી માનવતા, દેશ-સમાજસુધારણાની ધગશ અને જીવનવિકાસ તરફની જાગૃતિ વારંવાર જોવા મળશે. દર્શન અને ચિંતન' ના બીજા ભાગમાં પણ જુદા જુદાં સામયિકોમાં તેમના પ્રસિદ્ધ લેખો, તેમણે લખેલી કેટલીક પ્રસ્તાવનાઓ તેમજ તેમનાં કેટલાંક પત્રો વ્યાખ્યાનોનો સમાવેશ થાય છે એમણે ધર્મ કેળવણી કે તત્ત્વજ્ઞાનને લગતાં પુસ્તકોની પ્રસ્તાવના લખી છે તે પણ તેમની તાત્ત્વિક દૃષ્ટિનો પરિચય કરાવે છે. તેમની ગુણદર્શનની પદ્ધતિ એક સહૃદય

તુલનાત્મક દષ્ટિએ કરેલી ચર્ચા છે. ત્રીજા ચોથામાં હિંદુધર્મનાં તત્ત્વોનો નિચોડ છે. ડૉ. રાધાકૃષ્ણનના આ વિષય પરનો આ એક સમર્થ અનુવાદ છે એની પ્રતીતિ આ પુસ્તક વાચનારને અવશ્ય થશે.

સ્વરાજપ્રાપ્તિ અને ગાંધીજીના મૃત્યુ પછી માત્ર ભારતના જ નહિ પરંતુ જગતના સમજુ અને શાંતિપ્રિય વર્ગની આતુર નજર વિનોબા ભાવે તરફ છે વિનોબાજીએ લોકજાગૃતિ માટે પદયાત્રા આરંભી અને એમને ભૂદાન મંત્ર સ્ફુર્યો. એ મંત્ર વિનોબાજીના સમગ્ર જીવનદર્શનને વ્યક્ત કરનારો છે. ભૂમિદાનપ્રવૃત્તિ એ ભૂમિહીન કિસાનોને જમીનદારો પાસેથી જમીન અપાવવાની માત્ર યાંત્રિક પ્રવૃત્તિ નથી; એ પ્રવૃત્તિમાં સમાજની ધરમૂળ કાયાપલટના બીજ રહેલા છે. એમા પ્રેમપૂર્વક હૃદયપલટો કરાવવાની વાત છે. પ્રેમ અને સેવા એ આ પ્રવૃત્તિના મુખ્ય બળ છે. ભારતની ત્યાગપ્રધાન સંસ્કૃતિ ઉપર ભૂમિદાન યજ્ઞની માંડણી થઈ છે. વિનોબાજીએ આ પ્રવૃત્તિ માટે થોડાક જ વર્ષોમા હજારો માઈલોનો પ્રવાસ ખેડયો. એ પ્રવૃત્તિના અનેક શુભ પરિણામો જગતે જોયાં. અલબત્ત હજી પણ કેટલાક વિવેચકો આ પ્રવૃત્તિના ચોક્કસ પરિણામ વિશે સાશંક રહ્યા છે. માનવહૃદયનુ પરિવર્તન અને વિનોબાજીની ગ્રામદાન વગેરેની યોજનાઓ કેમ સફળ થઈ શકશે તે તેમને સમજાતું નથી, પરંતુ વિનોબાજીને માનવીના સત્ તત્ત્વમા સંપૂર્ણ શ્રદ્ધા છે, કોઇ સંશય તેમની શ્રદ્ધાને છિન્ન કરી શકે તેમ નથી. આજે જગતમા જ્યારે અણુશસ્ત્રોની તડામાર ચાલી રહી છે તેમજ દેશમા પણ તીવ્ર અસંતોષ અને અનીતિ વ્યાપક થતા જાય છે ત્યારે વિનોબાજીની આ પ્રવૃત્તિ દેશને તેમજ જગતને પથદર્શક બની શકે તેમ છે. 'ભૂદાન ગંગા' નું પ્રસ્તુત પુસ્તક વિનોબાજીના ભૂદાનપ્રવૃત્તિથી શરૂ કરીને પાંચેક વર્ષના વ્યાખ્યાનોનો સંગ્રહ છે. વિનોબાજીના આ પ્રવચનો મોટે ભાગે ભૂદાનના પ્રચાર માટે યોજાયાં છે, પરંતુ એમા સમસ્ત માનવજાતને પાવન કરે તેવું તત્ત્વજ્ઞાન મહેકી રહે છે. લોકોને સહેજે સ્પષ્ટ થાય તેવી સરળ રસિક ભાષામા ભૂદાનની સમજ આપનાર આ વ્યાખ્યાનોમા વિનોબા એક ઉત્તમ લોકશિક્ષક પ્રતીત થાય છે. ભારતના ગ્રામવાસીઓને સહેજે ગળે ઊતરી જાય તેવા ધર્મશાસ્ત્રોમાંથી ઉત્તમ દષ્ટાંતો આપીને વિનોબાજી પોતાની વાત રજૂ કરે છે. ભારતના દર્શનશાસ્ત્રો-ઉપનિષદો આદિ ગ્રંથો એ વિનોબાજીના ભાષાના અમોઘ શસ્ત્રો છે. વેદ અને શાસ્ત્રો અંગેની

તેમની સૂઝ ખરેખર અદ્‌ભુત છે. પોતાના જીવનદર્શનના પ્રચાર માટે ભૂતકાળના જ્ઞાનરાશિનો તે સરસ ઉપયોગ કરી લે છે. એમની દલીલો પાછળ આધ્યાત્મિકતાનું બળ રહેલું દેખાય છે. સમાજને, સરકારને, મૂડીપતિઓને તેમજ પશ્ચિમના વિજ્ઞાનવાદીઓને તેઓ એકસરખા પ્રેમથી અને ઉત્સાહથી પોતાની વાત સમજાવે છે. વિજ્ઞાનના વિકાસનો તેમને વધો નથી, પણ એ કહે છે તેમ આત્મજ્ઞાન વિના વિજ્ઞાન વ્યર્થ છે. આત્મજ્ઞાન અને વિજ્ઞાન એ માનવ પંખીની બે પાંખો છે.

આ વ્યાખ્યાનોનું સંકલન કરનાર તેમના અંતેવાસી શ્રી નિર્મળ દેશપાંડેને તેમણે કહ્યું હતું, "પાંચસો કે હજાર વર્ષ પછી જો ભૂદાન અંગેનું કોઈ સાહિત્ય ન હોય અને માત્ર 'ભૂદાન ગંગા' પુસ્તક જ વાંચવા મળે તોપણ આ આંદોલનનો વિચાર સંપૂર્ણ સમજાઈ જાય એ દૃષ્ટિએ આ પુસ્તકનું સંપાદન થવું જોઈએ." એમ કહીને તેમણે જાતેજ આ સંકલનમાં મદદ કરી હતી. આમ ભૂદાનપ્રવૃત્તિને સમજવા માટે સારી એવી સામગ્રી આ પુસ્તકમાં પીરસી છે માત્ર ભૂદાનપ્રવૃત્તિને જ સમજાવવા માટે નહિ પરંતુ ભારતની-જગતની એક મહાન વિભૂતિના પ્રેમસ દેશને સમજવા માટે તેમજ આપણી સંસ્કૃતિનું હાર્દ સમજવા માટે પણ આ પુસ્તક મૂલ્યવાન છે વિનોબાના જીવનનું સૌથી મહત્ત્વનું કાર્ય ભૂદાનપ્રવૃત્તિ છે અને એ પ્રવૃત્તિનો પરિચય આ પુસ્તકમાં મળશે.

સાહિત્ય, અધ્યાત્મજ્ઞાન તેમજ બીજી અનેક દૃષ્ટિએ પણ આ પુસ્તકનું મૂલ્ય સમજવા જેવું છે. વિનોબાજીએ પણ ગાંધીજીની જેમ લખવા ખાતર કદી લખ્યું નથી, છતાં એમની લેખકપ્રવૃત્તિમાં સાહિત્ય અને તત્ત્વજ્ઞાન-અધ્યાત્મજ્ઞાનની સુગંધ વારંવાર જોવા મળશે આ સ્થળે એમનાં વ્યાખ્યાનોમાંથી કેટલાક અવતરણો ટાંકવાથી આ વાતનું સમર્થન થશે.

'બુરાઈ કરતાં ભલાઈનો ચેપ જ વહેલો ફેલાય છે, કારણ કે માણસમાં બૂરાઈ છે જ નહિ. બૂરાઈમાં ફસાઈને કોઈ બૂરું કરે તો યે એને પાછળથી પસ્તાવો જ થાય છે. પાછળથી એને લાગે છે કે ભૂલ થઈ ગઈ. એટલે કે બૂરાઈનો પણ ચેપ લાગે છે, પણ તે ઊંડો ઊતરી શકતો નથી; આત્મા સુધી એ પહોંચતો નથી. પણ ભલાઈનો ચેપ ઊંડે ઊતરે છે, કારણ કે આત્મા સત્ય-સ્વરૂપ છે, મંગળ છે, પ્રેમમય છે, જ્ઞાનમય છે અને પરમ શુદ્ધ છે, આત્માને ભલાઈ એકદમ ફાવી જાય છે." (પૃ. ૧૧૬)

અપરિગ્રહ વિશે ઉદ્ગારો કરતા તે કહે છે "આજે દુનિયામા પરિગ્રહની બોલબાલા છે પરિગ્રહ માટે એવા કાયદાઓ ઘડાયા છે કે જેથી એ ખોટો નહિ પણ કાયદેસર થઈ ગયો છે કાયદો ચોરીને ગુનો માને છે, પણ જેણે સઘરો કરીને ચોરને ચોરી કરવાની પ્રેરણા આપી, તેને સમાજ ચોર નથી માનતો એ કેઈ ગેરવાજબી વાત કરે છે એમ સમાજ નથી માનતો પણ ઉપનિષદે તો કહી રાખ્યુ છે કે મારા રાજ્યમા ન કોઇ ચોર હો અને ન કોઈ કજૂસ હો મતલબ જ્યા કજૂસ હશે ત્યા ચોર હોવા અનિવાર્ય છે - તમે ચોરોને પેદા કર્યા છે કજૂસ ચોરનો બાપ છે એમના માનસપુત્રોને આપણે કેદમા પૂરીએ છીએ અને બાપને છૂટો મેલીએ છીએ એ સરદારી બનીને સમાજમા મહાલે છે, અને ગાદીએ ચઢીને બેસે છે, આ કયાંનો ન્યાય? स्तेन एव स । આપણે પામી શકતા નથી કે એ ચોર છે, પણ ગીતાએ બતાવી દીધુ છે કે એ ચોર જ છે"

"પણ વળી આપણે માની લીધુ કે ગીતા તો સન્યાસીઓનો ગ્રથ છે, એ ગૃહસ્થો માટે નથી આમ આપણે ગીતાને પણ સન્યાસ પકડાવી દીધો પહેલાના આપણે સન્યાસીઓનુ એટલુ બધુ માન જાળવ્યુ કે આપણ ઘર પાપી છે એમ માનીને એમને ઘર બહાર રાખ્યા, પણ આજે આપણે એમને ઘરમા ન રાખતા મદિરમા એટલા સારુ રાખીએ છીએ કે સન્યાસી ઘેર આવે અને એને આપણો દીકરો સન્યાસી થઇ જાય! આજે દુનિયામા જે સહુથી વધુ સઘરો કરે તે મોટો છે સઘરો સહુને માથે સવાર થઈ બેઠો છે પણ આજના યુગ માટે ઉપયોગી તત્ત્વ અપરિગ્રહનુ જ છે એ કેવળ સન્યાસીઓ માટે નથી, ગૃહસ્થો માટે પણ છે" (પૃષ્ઠ ૪૫)

વિનોબાજીના ઉત્તમ વિચારોના પરિચયરૂપ આ પુસ્તકનો ગુજરાતી ભાષામા અનુવાદ કરીને યજ્ઞ પ્રકાશને ગુજરાતની પ્રજાની મહત્ત્વની સેવા બજાવી છે

જીવનના અનેક ક્ષેત્રોના મહાત્મા ગાધીજીની જે સિદ્ધિ જગતે જોઈ તેનુ રહસ્ય સમજવા માટે જ નહિ પરતુ લોકશિક્ષણની દષ્ટિએ પણ અત્યત ઉપયોગી થાય તેવુ એક પુસ્તક 'સત્ય એ જ ઈશ્વર છે' નવજીવન પ્રકાશન મદિર તરફથી પ્રગટ થયુ છે આ પુસ્તકમા ગાધીજીએ

અવારનવાર ઈશ્વર, સત્ય, ધર્મ, બ્રહ્મચર્ય, પ્રાર્થના-પૂજા વગેરે વિશે કરેલા ઉદ્ગારોનો શ્રી આર. કે. પ્રભુએ કરેલો સંગ્રહ છે. ગાંધીજીની રામનામમાં દૃઢ શ્રદ્ધા, તેમની ધર્મ પ્રત્યેની વિશાળ દૃષ્ટિ, તેમનો અભય, માનવપ્રેમ આ બધાની પ્રતીતિ જગતને અત્યાર સુધીમાં થઈ ચૂકી છે. ચુસ્ત હિંદુ હોવા છતાં ગાંધીજી સાંપ્રદાયિકતાથી પર હતા. બીજા ધર્મો પ્રત્યે પણ તેમનો આદર ખૂબ જ હતો. પોતાની પાછળ પોતાના નામનો 'ગાંધીવાદ' ન સર્જાય એની ખાસ કાળજી એમને હતી. એમના જ ઉદ્ગારો આ પુસ્તકમાં જોઈએ: "'ગાંધીવાદ' જેવી કોઈ વસ્તુ છે જ નહીં; અને મારે મારી પાછળ કોઈ સંપ્રદાય મૂકી જવો નથી. મેં કંઈ નવું તત્ત્વ કે નવો સિદ્ધાંત શોધી કાઢ્યો છે એવો મારો દાવો નથી. મેં તો માત્ર જે શાશ્વત સત્યો છે તેને આપણા નિત્યના જીવન અને પ્રશ્નોને લાગુ પાડવાનો મારી ઢબે પ્રયાસ કર્યો છે સત્ય અને અહિંસા અનાદિ કાળથી ચાલ્યા આવે છે. મેં તો મારાથી બન્યું એટલા વિશાળ પ્રમાણમાં એ બંનેના પ્રયોગો કર્યા છે. એમ કરવામાં મેં કેટલીક વાર ભૂલો કરી છે ને એ ભૂલોમાંથી હું શીખ્યો છું એટલે જીવન અને એના પ્રશ્નોમાંથી મને તો સત્ય અને અહિંસાના આચરણના પ્રયોગો કરવાનો અવકાશ મળી ગયો છે." (પૃ. ૫)

શ્રી રાજગોપાલાચારીએ આ પુસ્તકની પ્રસ્તાવનામાં યોગ્ય રીતે કહ્યું છે તેમ "આપણા રાષ્ટ્રપિતા કેવા પ્રકારના પુરુષવિશેષ હતા, તે સમજવા માગનારે આ પુસ્તક વાંચવું જોઈએ. આપણાં શાસ્ત્રોમાં અથવા બીજા ધર્મગ્રંથોમાં ન હોય એવું ધર્મ વિશેનું કંઈ પણ શીખવાની કોઈને ઇચ્છા ન હોય એમ બને, પણ આપણે જેને ચાહતા હતા અને આપણું રાષ્ટ્ર જેનું ઋણી છે એવા એક વિરલ મહાપુરુષના માનસના એક પાસાનુ આપણને અહીં દર્શન થાય છે. ધાર્મિક શિક્ષણના પુસ્તક ઉપરાંત પણ એનું મૂલ્ય વિશેષ છે."

ધર્મ-તત્ત્વજ્ઞાન વિભાગમા **'ગીતામાં જીવનની કળા'** એ પુસ્તક ધર્મજિજ્ઞાસુઓ માટે રસિક અને પ્રેરક બની રહે તેવું છે. એના લેખક શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાએ મૂળ એ પુસ્તક અંગ્રેજીમા Art of life in Bhagvadgita નામથી પ્રસિદ્ધ કર્યું હતુ. એની ત્રણ આવૃત્તિઓ થઈ ચૂકી હતી. એવા લોકપ્રિય પુસ્તકનો આ અનુવાદ ધર્મપ્રેમીઓને ઉપયોગી નીવડશે જ.

ગીતા વિશે યોગી-મહાત્મા, રાજપુરુષો, કેળવણીકારો, એમ અનેક ક્ષેત્રના પુરુષોએ ચિંતન કર્યું છે. ગીતામાં જગતનું તત્ત્વજ્ઞાન સમાય છે. અથવા તો તત્ત્વજ્ઞાનનું શિખર એટલે ગીતા. એવી મતલબના અનેક ઉદ્‌ગારો ગીતા વિશે અધિકારી પુરુષોએ વારંવાર કર્યા છે. આ પુસ્તકમાં ગીતાનું ભાષાંતર કે અધ્યાય વાર વાચકને તેની સમજણ આપવાનો લેખકનો પ્રયાસ નથી. ગીતાનાં એવાં ભાષાંતરો અનેક ભાષામાં અનેક વાર થઈ ગયાં છે. આ પુસ્તકમાં લેખકે પોતે ગીતા અને એના સંદર્ભમાં બીજાં અનેક ધર્મ-તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પચાવી જીવનની કળા પ્રાપ્ત કરવાની જે ચાવી મેળવી છે તે વાચકોને બતાવવાનો પ્રયાસ કર્યો છે એથી જ પોતાનું વકતવ્ય બને તેટલું સરળ અને લોકગમ્ય થાય તેની લેખકે રાખેલી કાળજી આ પુસ્તકમાં દેખાશે. ગીતાનું માનસશાસ્ત્ર. ગીતાની જ્ઞાનમીમાંસા, ગીતાનો કર્મવાદ એ પ્રમાણે પુસ્તકને વિવિધ વિભાગોમાં વહેંચી એ દ્વારા ગીતાના પોતે સમજેલા અર્થને જીવનમાં બંધબેસતો કેમ કરી શકાય તે સમજાવવાનો લેખકનો મનોરથ છે. લેખકે અર્વાચીન યુગમાં સામાન્યપણે ધર્મ-ક્ષેત્રમાં કેટલાક પ્રચલિત ભ્રમોથી દોરવાઈ જતા માનવીઓને પણ યોગ્ય પથ ચીંધ્યો છે લેખકે પાંડિત્ય દર્શાવવાના હેતુ વિના પોતાના વકતવ્યની પુષ્ટિ માટે લોકમાન્ય ટિળક, શ્રી અરવિંદ જેવા ગીતાભાષ્યકારો તેમજ પશ્ચિમના આલ્ડુસ હક્સ્લી, શો ડેમોન્ડ, પોલ બ્રન્ટન આદિ ચિંતકોનાં મંતવ્યો ટાંક્યાં છે. ગીતાનું સાચું શિક્ષણ દરેકને મળે તે માટે લેખકની ઊલટ છે અને લેખક એ વસ્તુ પર ખમ ભાર મૂકતાં કહે છે તેમ વિશ્વમાંની શ્રેષ્ઠ શક્તિ પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બરાબર સમજી શકાય માટે શૈક્ષણિક સંસ્થાઓમાં ધર્મશિક્ષણ આપવું જોઈએ. એ માટે યોગ્ય વ્યક્તિઓ ધર્માચાર્યો છે. આ ધર્માચાર્યો માત્ર શિક્ષિત હોય તેટલું જ બસ નથી, પરંતુ સાથે સાથે લોકોના ચિત્તમા પ્રવર્તતા ભ્રમનુ નિરસન કરે અને તેમનામાં વિવેક-શક્તિનો દીપ પ્રગટાવે એવા સમર્થ હોવા જોઈએ. અર્વાચીન વિજ્ઞાન-યુગમાં આ પ્રકારના શિક્ષણની ખાસ અગત્ય છે એ લેખક દર્શાવે છે. આ પુસ્તકનો અનુવાદ શ્રી વાસુદેવ મહાશંકર જોશીએ કર્યો છે. અનુવાદની ભાષા સામાન્ય વાચકને રોચક નીવડે તેવી છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ધર્મબોધની પ્રેરણા આપતું

બીજું એક પુસ્તક તે 'સનતસુજાતનો ઉપદેશ' છે. તેના અનુવાદક શ્રી ગિરિજાશંકર શાસ્ત્રી છે.

પાંડવોએ વનવાસ ભોગવીને પાછા આવ્યા પછી કૌરવો પાસે અર્ધા રાજ્યની માગણી કરી તે વેળાએ ધૃતરાષ્ટ્રને ખૂબ ચિંતા થવાથી પોતાના મનના સમાધાન માટે વિદુરને તેડાવ્યા. વિદુરે તેમને અનેક પ્રકારનો ઉપદેશ કરી ન્યાયથી વર્તવાની સલાહ આપી એમ છતાં 'દૈવ જ બળવાન છે' એમ માનનારા ધૃતરાષ્ટ્રને સંતોષ થયો નહિ. તેમણે મૃત્યુનું રહસ્ય એટલે કે બ્રહ્મવિદ્યા જાણવાની ઇચ્છા પ્રગટ કરી. વિદુર શૂદ્રપુત્ર હોવાથી બ્રહ્મવિદ્યાના ઉપદેશના પોતે અધિકારી નથી એમ કહી તેમણે બ્રહ્માના પુત્ર મુનિ સનત્સુજાતનું સ્મરણ કર્યું. એમણે ધૃતરાષ્ટ્રને ઉપદેશ આપ્યો. આ ઉપદેશ બ્રહ્મવિદો માટે અગત્યનો હોવાથી શ્રીમદ્ શંકરાચાર્યે 'સનત્સુજાતાનો ઉપદેશ' એ નામથી ભાષ્ય રચ્યું તેનો આ અનુવાદ છે.

આ પુસ્તકમાં મુખ્ય વસ્તુ તે મૃત્યુનું રહસ્ય છે. યમરાજ એ પોતે મૃત્યુદંડ આલનાર દેવ નથી પરંતુ આત્માનું અજ્ઞાન અથવા પ્રમાદ અથવા મોહ એ જ સાક્ષાત્ મૃત્યુ છે એમ અનેક વિદ્વાનોએ જેમ પ્રમાણ્યુ છે તેમ આ પુસ્તકમા સતત્સુજાતે પ્રમાદને જ મૃત્યુ ગણ્યું છે. મૂળ સંસ્કૃત શ્લોકો સાથે તેનો અનુવાદ અને તે ઉપર ભાષ્ય આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. તત્ત્વજ્ઞાનના રસિયાઓને આ પુસ્તક રોચક નીવડશે.

તત્ત્વજ્ઞાન વિભાગમાં શ્રી ય. શુ. મારૂ કૃત 'સાંખ્યકારિકા વિવરણ' નામથી એક પુસ્તક પ્રગટ થયુ છે. સાંખ્ય જેવું બીજુ એકે શાસ્ત્ર નથી એમ માનનારા આ પુસ્તકના લેખકે રાજકોટમાં કૈવલ્યધામના સંચાલક સ્વામી શ્રી દિગંબરજીના આ શાસ્ત્ર વિશેનાં પ્રવચનો પોતાની રીતે આ નાનકડા પુસ્તકમાં રજ કરવાનો પ્રયાસ કર્યો છે. એમ કહેવાય છે કે કપિલ મુનિએ પ્રથમ સાખ્યશાસ્ત્ર રચ્યું અને શિષ્યપરંપરાએ તે ઇશ્વરકૃષ્ણ પાસે આવ્યું. તેમણે બોતેર કારિકામાં આ સાખ્ય શાસ્ત્ર સમાવ્યું અને લેખક કહે છે તે પ્રમાણે હાલમા ઇશ્વરકૃષ્ણની આ કારિકાઓ જ ઉપલબ્ધ છે. આ ઇશ્વરકૃષ્ણના સમય વિશે હજી અનિશ્ચિતતા જ પ્રવર્તે છે. લેખકે સામાન્ય વાચકને સુબોધક થાય તેવી રીતે આ સાંખ્યકારિકા વિશે આછી સમજણ આપવાનો પ્રયાસ કર્યો છે. દોઢસો જેટલા પાનાનાં આ પુસ્તકમ સાંખ્યકારિકાની બોતેર શ્લોકોની સમજૂતી બે વાર આપવાની પદ્ધતિ ટાળી શકાઈ હોત તો પુસ્તકનુ કદ હજી ઓછું થઈ શકત. પુસ્તકની પ્રસિદ્ધિમા

પણ ઉતાવળ થઈ હોય તેમ એમાં પાર વિનાના ભાષા-જોડણીના દોષો જોતાં લાગે છે.

ગંભીર વિચારપ્રેરક અને કંઈક અંશે જીવનને ઉન્નત માર્ગની દિશા સૂચવે તેવા નિબંધોનો સંગ્રહ 'જીવનપથ' નામથી શ્રી કનૈયાલાલ રાવળે પ્રગટ કર્યો છે. આ સંગ્રહના ઘણાખરા નિબંધો સામયિકોના દિવાળી અંકોમાં પ્રસિદ્ધિ પામ્યા હતા અને વિદ્વાનોની પ્રશંસા મેળવી શક્યા હતા. શ્રી કનૈયાલાલ રાવળની શક્તિ તેમની સરળતામાં રહેલી છે. ચિંતનાત્મક વિષયને પણ તે સ્પષ્ટ અને સરળ બનાવી શકે છે. એ માટે વિવિધ ક્ષેત્રોમાંથી દષ્ટાંતોની તેમને ક્યાંય ખોટ વરતાતી દેખાતી નથી. એમની ભાષા રમણીય છે. એમનાં દષ્ટાંતો રસિક અને વક્તવ્યને અનુરૂપ હોય છે. જીવનનો વિકાસ સાધવાની તેમની ઊંડી અભિલાષા આ નિબંધોમાં વારંવાર દેખાશે. આ નિબંધોમાં પ્રકૃતિ, કલા, સમાજ, દેશ, ધર્મ આદિ વિવિધ વિષયોનો સમાવેશ છે. 'યાદશક્તિ,' એ નિબંધમાં માનસશાસ્ત્રની ભીતરમાં લેખકે ડોકિયુ કર્યું છે. 'અજંતા'માં માનુષી કલાને લેખકની અંજલિ છે. એમા લેખકની તુલનાત્મક દષ્ટિ, અવલોકનશક્તિ, તીવ્ર જિજ્ઞાસાવૃત્તિ વગેરેનો પરિચય થશે. 'મહત્તાની મેળી કદરદાની' જેવા નિબંધોમાં લેખકની હૈયાવરાળ પ્રગટ થતી દેખાશે. એ નિબંધમાં એમણે વિવિધ દેશોમાંથી કેટલાં બધાં દષ્ટાંત પોતાના વક્તવ્યના સમર્થનમાં આપ્યાં છે! એમ છતાં લેખક પોતાની દલીલો રજૂ કરતાં કયાંક અસ્વસ્થ બની જાય છે. એમાંથી એ બચે તો નિબંધમાં વિચારની વધુ સમતુલા જળવાશે બીજા કેટલાક નિબંધમાં પણ એમના વધારે પડતા ઉત્સાહના અથવા ચિત્તની અસ્વસ્થતાનાં દષ્ટાંત મળી શકે, પરંતુ એકંદરે લેખકે સક્ષેપમા બહુ જ સુંદર રીતે, પોતાના વિચારો રોચક શૈલીમાં રજૂ કર્યા છે. ખાસ કરીને 'ઉદાત્ત સ્ત્રીત્વ' 'આદર્શ લગ્નજીવન' 'સૌંદર્ય શું?' 'ઈશ્વિરતત્ત્વની શોધ' વગેરે નિબંધો તેમની ગંભીર વિચારણાનો પરિપાક દર્શાવનાર છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોનો એમનો અભ્યાસ, એમનું એ વિશેનું મનન, એમની રસિકતા, સરળતા એ બધા એમની લેખનશક્તિનાં ઊજળાં પાસાં છે.

સમગ્ર રીતે જોતાં જીવનપથને વિકાસને માર્ગે પ્રેરે તેવી અથવા જીવનપથની સમજ આપે તેવી ઠીક ઠીક સામગ્રી આ પુસ્તકમાં રહેલી છે એમ ખુશીથી કહી શકાય. આ લેખક પાસેથી એવા બીજા નિબંધોની આશા રાખવી અસ્થાને નહિ ગણાય.

'જ્ઞાનસુધા' એ લેડી વિદ્યાગૌરી નીલકંઠના, સામયિકોમાં અત્રતત્ર વેરાયેલા લેખોનો સંગ્રહ છે. આ લેખો મોટે ભાગે પચીશી પહેલાંના છે અને કેળવણી, સાહિત્ય, સમાજ વગેરે વિષયોને તે આવરી લે છે. 'ગુજરાતી સાહિત્યનો વિકાસ અને ભાષાની યુનિવર્સિટી,' 'ગુજરાતી સાહિત્ય પરિષદ' જેવા લેખો દ્વારા તેમણે વર્ષો પૂર્વે ગુજરાત યુનિવર્સિટીની ઉપસ્થિતિની ઝંખના પ્રગટ કરી હતી. સ્વભાષાના માધ્યમ અંગે પણ તેમણે પોતાનાં મંતવ્યો પ્રગટ કર્યાં હતાં. એમની એ ઝંખના છેવટે ફળી છે. 'લગ્નગીતા' એ સમાજવિષયક નિબંધ છે. જૂનાં લુપ્ત થતાં લગ્નગીતોની લિજ્જત તેમણે એ લેખમાં ચખાડી છે. 'રુદન પરિષદ' એ હળવા સાહિત્યનો લેખ છે. ગંભીર વિચારક શ્રીમતી વિદ્યાબહેનના હળવા લેખોથી પણ ગુજરાતના વાચકો પરિચિત છે જ.

આ બધા લેખોમાં એમના સમાજ તેમજ કેળવણીના ક્ષેત્રમાં ઊંડા અભ્યાસની તેમજ ઉત્કટ રસની પ્રતીતિ થાય છે.

શ્રી જ્યોતીન્દ્ર દવે-કૃત એક વધુ હાસ્યલેખસંગ્રહ 'ત્રીજું સુખ' નામથી આ વર્ષે પ્રગટ થયો છે. ગુજરાતના આ સમર્થ હાસ્યકારની કલમનો પરિચય કરાવવાનો હોય જ નહિ. 'રંગતરંગ'ની જેમ જ આ સંગ્રહમાં પણ વિવિધ વિષયો પર તેમણે હાસ્યકટાક્ષ વેર્યા છે. ગંભીર વિષય-વસ્તુનું અગંભીર નિરૂપણ અથવા અગંભીર વિષયનું ગંભીર નિરૂપણ અને પછી અચાનક જ તેનો ઘટસ્ફોટ, નિર્દેશ અને ઘણુંખરું પોતાને જ ભોગે હાસ્યરસ, સંસ્કૃત સાહિત્યનો તેમનો ઊંડો અભ્યાસ અને પોતાના વક્તવ્યની જમાવટ કે તેના સમર્થન માટે એ અભ્યાસનો ચાતુરીભર્યો ઉપયોગ, પ્રસંગો અથવા દૃષ્ટાંતો યોજવાની તેમની ખૂબી અને તેમાં કેટલીક વાર ગમે તેવા ગંભીર પ્રકૃતિના વાચકને પણ ખડખડાટ હસાવી મૂકે તેવી રજૂઆત, માનવજીવનની કેટલીક છૂપી નબળાઇઓ ઉપર કટાક્ષ, એ બધાં સામાન્ય રીતે જ્યોતીન્દ્ર દવેની લેખનશૈલીનાં લક્ષણો છે. જગતને જોવાની એમની અવળચંડી રીત અનેક વસ્તુ-વિષયના હાર્દમાં ઊતરી તેની નબળી બાજુને તરત પકડી પાડે છે અને તેને કલમકટાક્ષનું નિશાન બતાવે છે. આ સંગ્રહમાં 'બાટલીનું ઉદ્‌ઘાટન' 'નોકરી અને છોકરી' 'નાકનું મહત્ત્વ' 'નવું દૃષ્ટિબિંદુ' વગેરે લેખો એમની હાસ્યશક્તિનાં સમર્થ ઉદાહરણ છે. અલબત્ત 'રંગતરંગ'ના ૭ ભાગ વાંચ્યા પછી એમની આ પ્રકારની જ એકધારી લેખનશૈલીમાં કદાચ કોઇને નવીનતા કે તાજગી ન દેખાય, છતાં હજી સુધી ગુજરાતી હાસ્યસાહિત્યમાં એમની ગાદી ખૂંચવી લે એવો કોઈ લેખક જોવા મળે તેમ નથી.

# ઇતિહાસ—કેળવણી—પ્રવાસ

ઇતિહાસ વિભાગમાં આ વર્ષનું મૂલ્યવાન પુસ્તક સ્વ. રત્નમણિરાવ જોટે-કૃત "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ' છે. આ પુસ્તક ઇસ્લામ યુગના આ પૂર્વે એમણે પ્રગટ કરેલા પુસ્તકના અનુસંધાનમાં રચાયેલું છે. ગુજરાતના મુઝફ્ફરશાહ બીજાથી મહમૂદ ત્રીજા સુધીના સમયને એટલે લગભગ ચારેક દાયકાના સમયને લેખકે આમાં આવરી લીધો છે. આ પુસ્તકમાં લેખકનો સંશોધન અંગેનો પ્રામાણિક અને ઊલટભર્યો પ્રયાસ, વિદેશી ગ્રંથકારોએ નોંધેલી હકીકતો પરત્વે તેમની સત્યાન્વેષક દૃષ્ટિ, તેમનો તુલનાત્મક અભ્યાસ, તેમજ ઝીણી ઝીણી બાબતોનાં વર્ણનમાં પણ એમની કાળજી ખાસ ધ્યાન ખેંચશે. ઇતિહાસના અનેક માહિતીપૂર્ણ પ્રસંગો વાચકને રસિક નીવડે તેવી રીતે વર્ણનોની વચમાં વચમાં મૂકીને લેખકે આ પુસ્તકને અભ્યાસી તેમજ સામાન્ય ઇતિહાસ-રસિકવર્ગ માટે પણ પથ્ય અને રોચક બનાવ્યું છે.

સુલતાન મુઝફ્ફરના સમયથી સાંસ્કૃતિક દૃષ્ટિએ ગુજરાતના સુવર્ણયુગનું વિગતભર્યું ચિત્ર આપી, ગુજરાતી સલ્તનતના ચડતીપડતીના ગાળા વર્ણવી, છેવટે ફિરંગીઓને હાથે બહાદુરશાહના મૃત્યુના કરુણ પ્રસંગ અને ફિરંગીઓના વધતા જતા સામર્થ્યનું નિદર્શન કરી આ ખંડ સમાપ્ત થાય છે.

સોળમી સદીના પૂર્વાર્ધમાં બહાદુરશાહનો પોર્તુગીઝોને હાથે કરુણ અંજામ આવ્યો તે બનાવને લેખક ગુજરાતની રાજકીય તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનો ગણે છે. એ દ્વારા ગુજરાતી સલ્તનત સાથે પોર્તુગીઝોના ઘર્ષણનું સૂચન તો છે જ, તદુપરાંત વેપાર અને વહાણવટું ગુજરાતની સંસ્કારિતાનાં મહત્ત્વનાં અંગો ગણાય અને એના પ્રગતિ કે સંકોચનાં કારણો પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વનાં ગણાય, તેને પોર્તુગીઝોએ છેદ્યાં એ વસ્તુનો નિર્દેશ ગુજરાતના સુલતાનના મૃત્યુની બીનામાં રહેલો છે. આ ખંડમાં સલ્તનતનો જે ગાળો છે તે દરમ્યાન મુસલમાન સુલતાનોનાં ધાર્મિક ઝનૂન અને હિંદુઓ ઉપરના જુલમોની વાતો જૂજ છે. એકંદરે મુઝફ્ફરશાહ જેવા સુલતાને તો ખૂબ સમમનસાઈથી રાજકારભાર કરી દેખાડયો છે. એની સરખામણીમાં લેખકની દૃષ્ટિએ તો ફિરંગીઓના જુલમો વધારે પડતા છે. લેખકે એમના ધર્મપ્રચાર અંગેના જુલમી કાયદાઓ વર્ણવી એમના જુલમો કેવા પ્રકારના હતા તે યોગ્ય રીતે દર્શાવ્યું છે.

ઇતિહાસના રાજકીય બનાવોની ભીતરમાં ઊતરતા હોવા છતાં લેખકે એ સમયની નગરસમૃદ્ધિ, કિલ્લાઓ, સામાન્ય જનતાની સ્થિતિ, સુલતાનોનાં લોકોપયોગી કાર્યો, તેમની પ્રજા પ્રત્યેની વર્તણૂક વગેરેનો ચિતાર પણ વિગતે આપ્યો છે. આ વર્ણનોમાં ઇતિહાસવિદનાં સ્વસ્થતા અને સંયમ જોવા મળે છે ઇતિહાસના આ પુસ્તકમાં લેખકે પાદટીપમાં 'મિરાતે સિકંદરી' 'તબકાતે અકબરી' અને બીજા ફારસી અરબી તેમજ અંગ્રેજી ઇતિહાસ કારોનાં અવતરણો અને મંતવ્યો પણ છૂટથી પીરસ્યાં છે. માત્ર આ સંદર્ભ-ગ્રંથમાં અંતે સૂચિ આપવામાં આવી હોત તો? એ વિના પુસ્તકની ઉપયોગિતા કેટલી બધી ઘટે છે?

આ જ વિભાગમાં ડૉ હરિપ્રસાદ શાસ્ત્રીએ ભારત બહાર વિસ્તરેલી સંસ્કૃતિનો ઇતિહાસરસિક વર્ગને સામાન્ય પરિચય કરાવવા માટે 'બુદ્ધિ-પ્રકાશ'માં લેખમાળા આપી હતી તે ઉપરથી રચેલું પુસ્તક '**ઇન્ડોનેશિયામાં**' નામથી પ્રગટ થયુ છે. આ પુસ્તકને લેખકે ૭ નાના નાના ખંડોમાં વહેંચી દીધું છે અને દરેક ખંડ એકેક નિબંધ જેવો છે. પ્રથમ ખંડમાં ભારત બહારના જાવા સુમાત્રા બાલી-ઇંડોનેશિયાનો પરિચય કરાવી બીજા ખંડમાં લેખક તેનો રાજકીય ઇતિહાસ આલેખે છે એ પછી ઇંડોનેશિયામાં પ્રાચીન તેમજ અર્વાચીન યુગમા ધર્મ, સાહિત્ય, શિલ્પ, ભાષા આદિનો સંક્ષેપમાં પરિચય કરાવે છે. આખા ય પુસ્તકના અભ્યાસ પછી લેખકની ઇતિહાસકારને યોગ્ય તટસ્થતા, ચોકસાઈ, વિગતો એકઠી કરવામાં તેમણે દર્શાવેલ ઉત્સાહ વગેરે શક્તિઓની પ્રતીતિ થાય છે. લેખકની દૃષ્ટિ માત્ર ઇતિહાસમાં જ પુરાઈ ન રહેતાં ભાષા, સાહિત્ય ધર્મ, શિલ્પ વગેરેમાં પણ ઘૂમી વળે છે અને શરૂઆતનો અભ્યાસી કંટાળે નહિ તેમ સંક્ષેપમાં વ્યવસ્થિત રીતે એ સઘળી સામગ્રી રજૂ કરી આપે છે. ઇંડોનેશિયાની સંસ્કૃતિ ઉપર ભારતીય સંસ્કૃતિનો—બ્રાહ્મણ બૌદ્ધ અને છેવટે ઇસ્લામનો કેવો પ્રભાવ પડતો ગયો, ભારતનાં પુરાણ આદિની સહાયથી તેમજ બૌદ્ધ ધર્મની અસરને કારણે ત્યાં કેવા પ્રકારનું સાહિત્ય ઉદ્‌ભવ્યું એ બધાંની લેખકે સદૃષ્ટાંત ચર્ચા કરી છે. 'ઇંડોનેશિયા' શબ્દની વ્યુત્પત્તિ 'હિ દેશિયા' થાય છે તે યોગ્ય નથી, પણ 'નેશિયા'નો એક જુદો જ શબ્દ 'દ્વીપ' અર્થને વ્યક્ત કરતો હોવાથી 'હિંદી દ્વીપ' નામ તેને યોગ્ય છે. તદુપરાંત ઇંડોનેશિયાના ગરુડના પ્રતીકની સરળ સમજૂતી, ઇંડોનેશિયાનો આછો રાજકીય ઇતિહાસ, એની અર્વાચીન ભાષાના ઉદ્‌ભવ

પાળનાં પરિબળો વગેરેની ચર્ચા હકીકતોનો બોજો ન લાગે તેમ રસિક રીતે સંક્ષેપમાં લેખકે રજૂ કરી છે. લેખકની જુદા જુદા વિષયો પરત્વેની અભિરુચિ તેમજ તેમની અભ્યાસ નિષ્ઠા અને સહુથી વિશેષ તો એમના વિષયને સાવ સુગમ રીતે વ્યક્ત કરવાની શક્તિ આદર ઉપજાવે છે. આ પુસ્તક પઠી આ જ પ્રકારનાં બીજાં પુસ્તકોની આ લેખક પાસે સહેજે અપેક્ષા રાખી શકાય. અભ્યાસીઓ માટે આવાં પુસ્તકો ખૂબ ઉપકારક બની-શકશે

'બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ' શ્રી મહાદેવ દેસાઈએ ઈ. સ. ૧૯૨૯ માં પ્રગટ કર્યો. આ વર્ષે તેની બીજી આવૃત્તિ પ્રગટ થાય છે આપણા દેશની અને તેમાંય ખાસ કરીને ગુજરાતની આજની તેમજ હવે પછીની પેઢીઓ માટે મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહની ચાવી સમજવા માટે આ ધર્મયુદ્ધનો ઇતિહાસ એક મહત્ત્વનો દસ્તાવેજ બની રહેશે.

શ્રી મહાદેવભાઈએ તટસ્થભાવે, છતાં ધીરગંભીર અને સચોટ શૈલીમાં બારડોલીની એ લડતનો તાદૃશ અને હૃદયસ્પર્શી ચિતાર આપ્યો છે કવિવર ટાગોર પણ આ બારડોલીકથા વાંચી મુગ્ધ બન્યા હતા. આ પુસ્તકની વર્ષો બાદ પણ બીજી આવૃત્તિ થાય છે એ આનંદ ઉપજાવે તેવી ઘટના છે.

૧૯૫૭ની સાલમાં ભારતીય સૈનિકોના અંગ્રેજો સાથેના સ્વાતંત્ર્ય-યુદ્ધની શતાબ્દી પ્રસંગે શ્રી વિજયશંકર મંછારામ ભટ્ટ અંગ્રેજી મરાઠી તેમજ ગુજરાતી ભાષામાં રચાયેલાં ઇતિહાસનાં-ખાસ કરીને ૫૭ની ક્રાંતિના વિષય પર લખાયેલાં અનેક પુસ્તકોનાં વાચન મનનના ફળરૂપે '૧૮૫૭— આટલું તો જાણજો'—એ પુસ્તક પ્રગટ કરે છે. ચાર ખંડમાં વહેંચાયેલા આ પુસ્તકમાં લેખકે ઇતિહાસની અનેક સાચી ખોટી માહિતીના ઢગલામાંથી સત્ય વિચારણાનો અર્ક રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે. સત્તાવનના સંગ્રામની ભૂમિકા તથા તેના પ્રસંગો અને પરિણામની લેખકે ટૂંકમા પણ સમર્થ ચર્ચા કરી છે. ત્રીજા ખંડમાં સત્તાવનના સૂત્રધારો-તાત્યા ટોપે, રાણી લક્ષ્મીબાઈ, નાનાસાહેબ જેવા મહારથીઓ ઉપરાંત રંગો બાપુજી, કુંવરસિંહ આદિ મહત્ત્વની વ્યક્તિઓનાં રસિક રેખાચિત્રો આપ્યા છે. આ ખંડમાં અંગ્રેજોની અધમતાનું તેમજ સ્વાતંત્ર્યના આગેવાનોના માનસનું સુંદર ચિત્રણ છે. એમ છતાં અંગ્રેજોનાં શિસ્ત, ફરજ, ટેક આદિ ગુણોની પ્રશંસા કરતાં પણ લેખક થાકતા નથી. એમણે તટસ્થ ભાવે સત્તાવનના સંગ્રામ સમયનું એક ચિત્ર ઉપસાવવાનો આ પુસ્તકમાં પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. આ પુસ્તકનો

કેટલોક ભાગ 'શિક્ષણ અને સાહિત્ય' તેમજ 'ઊર્મિ અને નવરચના'માં પ્રસિદ્ધ થઇ ચૂકયો હતો. લેખકના આ પ્રયત્નને આવકાર ઘટે છે.

કેળવણી વિભાગમાં '**માનવ અર્થશાસ્ત્ર**' મહત્ત્વનું પુસ્તક છે.

આ વર્ષે એ પુસ્તકની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. આજનાં પ્રચલિત અર્થશાસ્ત્રો કરતાં આ પુસ્તકની દૃષ્ટિ જુદી છે. એમાં મૂડીવાદી અર્થરચના કે વધુ સંપત્તિનું ઉત્પાદન અથવા તો મહત્તમ નફાનો નકશો નજર સમક્ષ રાખવાને બદલે માનવજાતનાં સુખ અને પ્રગતિનો ખ્યાલ રાખવામાં આવ્યો છે, અને એ દૃષ્ટિએ અર્થશાસ્ત્રના પ્રશ્નોની મીમાંસા કરવામાં આવી છે. આ સંદર્ભમા જોતાં આ પુસ્તક આદર્શલક્ષી બની રહે છે. પુસ્તકને અંતે ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ આપીને માનવઅર્થશાસ્ત્રને અમલી બનાવવાના ઉપાયો લેખકે સૂચવ્યા છે. ગાંધીજીએ સૂચવેલા ગ્રામોદ્યોગ અને હુન્નરોદ્યોગને ઉત્તેજન આપવાનો આગ્રહ તદ્દન વાજબી ગણાય, પરંતુ એ ઉદ્યોગને ટકાવવા માટે એમને કાર્યક્ષમ બનાવવાની ખૂબ આવશ્યકતા છે. આંતરરાષ્ટ્રિય હરીફાઇમાં એ ઉદ્યોગો ઊભા રહી શકે તેટલું સામર્થ્ય તેને અર્પવું જોઈએ. એ માટે યંત્રવિકાસનો લાભ લઈ શકાય એમ થાય તો જ ગ્રામોદ્યોગનું બળ વધે. એ રીતે તેનો ભારતના અર્થશાસ્ત્રીઓ સ્વીકાર કરે છે જ. પુસ્તકમાં રજૂ થયેલા આંકડા તથા એમાંની બીજી કેટલીક માહિતી આ નવી આવૃત્તિમાં સુધારી લેવાઇ હોત તો સારું થાત. ૧૯૪૫ માં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછી લગભગ બાર જેટલાં વર્ષ વીતી ગયાં છે. સ્વભાવિક રીતે જ મૂળ પુસ્તકમાં આપેલા આંકડા અને તેની થોડીક હકીકતો પલટાઇ હોય. એ પુસ્તકની પ્રસિદ્ધ પછી તો હિંદુસ્તાનને સ્વરાજ્ય મળ્યું છે. નવા આર્થિક સંજોગોમા આ પુસ્તકને સુધારાયું હોત તો તેની ઉપયોગિતા ખૂબ વધત એમ છતા લેખકે ગાંધીવાદી વિચારણાને લક્ષમાં રાખીને માનવજાતના ઉચ્ચ મૂલ્યો તરફ એ પુસ્તક દ્વારા આંગળી ચીંધી છે અને ગુજરાતી ભાષાની સેવાનું પણ પુણ્ય મેળવ્યુ છે.

કેળવણી વિભાગના પુસ્તકોમા શ્રી પાનવાલા-કૃત '**કેળવણીમીમાંસા**'નું પ્રકાશન શ્રી છોટુભાઇ અનડાએ કર્યું છે. આ પુસ્તકમાં ઋષિમુનિઓના કાળથી અત્યાર સુધીના સમયની ભારતની તેમજ યુરોપમાં અપાતી કેળવણીની ઝીણવટભરી ચર્ચા લેખકે કરી છે. કેળવણીની આ ચર્ચા દરમ્યાન કેળવણીના મહત્ત્વના મુદ્દાઓ—શિસ્ત આદિની પણ લેખકે વિગતભરી છણાવટ

કરી, ધર્મ રાજ્ય અર્થ વગેરેનો કેળવણી સાથેનો સબંધ લેખકે વિશદ રીતે રજૂ કર્યો છે. બાળકોની કેળવણીના આજના અતિ મહત્ત્વના પ્રશ્નને પણ લેખકે ઠીક ઠીક વિચાર્યો છે. કેળવણીમાં રસ લેનાર અને જેમના હાથમાં ભાવી નાગરિકોનું ઘડતર છે તેવા શિક્ષકો માટે આ પુસ્તકનું વાચન અનિવાર્ય બનવું ઘટે.

એ જ પ્રકાશકે શ્રી રતિલાલ નાયકનો શાળાના વિદ્યાર્થીઓ માટે 'લઘુનિબન્ધ' નામથી નિબંધસંગ્રહ પ્રગટ કર્યો છે. નિબંધલેખન અંગે શ્રી નાયકની સૂચનાઓ જો અમલમા મુકાય તો વિદ્યાર્થીઓને ઘણો લાભ થાય. એ સિવાય લેખકે જોડણી અંગે સામાન્ય ચર્ચા કરી છે તે પણ વિદ્યાર્થીઓને લેખનમાં ઉપયોગી બને તેવી છે

પ્રવાસ વિભાગમાં આ વર્ષે કોઈ નોંધપાત્ર પુસ્તક જોવા મળતું નથી, સિવાય કાકા કાલેલકરનો 'હિમાલયનો પ્રવાસ'. આ પુસ્તકની આ વર્ષે છઠ્ઠી આવૃત્તિ થઈ છે. સાહિત્યમા પ્રવાસવર્ણનો કેવા રોચક અને કાવ્યમય તેમજ વાર્તારસિક બની શકે તેનુ દૃષ્ટાંત કાકાસાહેબના આ પુસ્તકે પૂરું પાડયુ. એ પુસ્તકને ત્યાર પછી બીજા ઘણા સમર્થ–અસમર્થ લેખકો પણ અનુસર્યા છે, એમ છતા હજી પણ પ્રવાસસાહિત્યમા આ પુસ્તક અદ્વિતીય રહેલુ છે. આ પુસ્તકમા હિમાલયના વર્ણનો જ માત્ર નથી, ભારતીય સંસ્કૃતિ, કવિ–લેખકની ઊંડી માનવતા, વર્ણનોની કાવ્યમયતા અને જીવનની સ્ફૂર્તિના એમાં દર્શન થાય છે. 'નગાધિરાજ' જેવાં પ્રકરણો વારવાર વાચતા પણ રસિકોને ધરવ ન જ થાય એ સિવાય લેખકનો ઇતિહાસ ભૂગોળ તેમજ સમાજશાસ્ત્રમા ઊંડો રસ અને સંસ્કૃત સાહિત્યનું તેમનું તેજસ્વી અધ્યયન પણ આ પુસ્તકને પાને પાને નીતરતુ જોવા મળશે આ પુસ્તકની છઠ્ઠી આવૃત્તિને ઉમળકાભર્યો આવકાર ઘટે છે.

## જીવનચરિત્ર—આત્મકથા—સ્મરણો

જીવનચરિત્ર વિભાગમાં ગુણવત્તાની દૃષ્ટિએ સૌથી પ્રથમ સ્થાન 'ગૌતમબુદ્ધ' પુસ્તકનું છે. આ પુસ્તક મૂળ મરાઠીમા લખાયું હતુ. તેનો શ્રી ગોપાળરાવ કુલકર્ણીએ કરેલો આ અનુવાદ છે. ધર્માનંદ કોસબી જેવી વિદ્વાન વ્યક્તિનો ગુજરાતી સાહિત્યરસિક જનતાને પરિચય આપવાનો ન હોય. 'આપવીતી' એ તેમનું પુસ્તક જાણીતું છે જ.

આ પુસ્તકમાં તેમણે બુદ્ધ ભગવાનના જીવનનું અને ઉપદેશનું અભ્યાસપૂર્ણ અવલોકન કર્યું છે. લેખકને પાલી ભાષાનો ઊંડો અભ્યાસ છે અને એ ભાષાના 'સુત્તપિટક' અને તેના પરની કથાઓને આધારે જ મુખ્યત્વે આ પુસ્તક તેમણે લખ્યું છે અલબત્ત એ સિવાય પણ બીજા અનેક શાસ્ત્રગ્રંથોનો તેમણે આધાર લીધો છે. આ જીવનચરિત્રની વિશિષ્ટતા એ છે કે લેખકે એને વૈજ્ઞાનિક દૃષ્ટિથી આલેખવાનો પ્રયાસ કર્યો છે. બુદ્ધના જીવનના અનેક ચમત્કારોને ટાળીને તેમણે ઇતિહાસ અને દંતકથાઓના જાળામાંથી યોગ્ય માહિતી પ્રાપ્ત કરીને બુદ્ધનું જીવનચરિત્ર રજૂ કર્યું છે. આ ચરિત્રલેખનમાં તેમણે કેટલીય દૃઢ થયેલી માન્યતાઓને બિનપાયાદાર ઠેરવી છે. દાખલા તરીકે, સિદ્ધાર્થના ગૃહત્યાગ વિશે સિદ્ધાર્થે વૃદ્ધ, રોગી વગેરેનાં દશ્યો પહેલી જ વાર જોયાં અને તેમણે તેથી જીવનનાં અને જગતનાં દુઃખોનો વિચાર કરી મધરાતે છૂપી રીતે ગૃહત્યાગ કર્યો એ આજે ઐતિહાસિક હકીકત ગણાય છે, પરંતુ લેખક કહે છે: 'આ પ્રસંગોનાં રસભર્યાં વર્ણનો લલિતવિસ્તરાદિક ગ્રંથોમાં જડે છે તે સંપૂર્ણપણે સ્વીકાર્ય નથી એમ કહેવું પડે છે. જો બોધિસત્ત્વ બાપની સાથે કે એકલા જ ખેતર પર જઈને ત્યાં કામ કરતા હતા અને આળાર કાલમના આશ્રમમાં જઈને તેનું તત્ત્વજ્ઞાન શીખતા હતા તો પછી તેણે ઘરડો, રોગી અને મરેલો માણસ જોયો ન હોય, એ કેવી રીતે સંભવે? (પૃ.-૯૦)

લેખક માને છે કે બોધિસત્ત્વના જાતભાઈઓ શાક્ય અને કોલિય વચ્ચે ઝઘડા ચાલતા હતા અને તેમાં પોતે સામેલ થવું કે નહિ એ સવાલ તેમની આગળ ખડો થયો. મારામારીથી આ ઝઘડાઓ નહિ પતે એમ તેમને સમજાયું. સશસ્ત્ર પ્રવૃત્તિ પ્રત્યે કુમળા હૃદયના બોધિસત્ત્વને ભારે અણગમો થયો અને તેથી તેમણે શસ્ત્રનિવૃત્તિમાર્ગ સ્વીકાર્યો એટલે કે ગૃહત્યાગ કર્યો.

લેખક 'અરિયપરિયેસનસુત્ત' માં બુદ્ધ ભગવાને પોતે ગૃહત્યાગની આપેલી માહિતીનું અવતરણ નોંધે છે તે નીચે મુજબ છે:

"ભિક્ષુઓ, એવો વિચાર કરતાં કરતાં કેટલાક સમય પછી જો કે હું તે વખતે જુવાન હતો તોપણ મારો એક પણ વાળ ધોળો થયો ન હતો. હું પૂર્ણ જુવાનીમાં હતો અને મારાં માબાપ મને રજા આપતાં ન હતાં. આંખોમાંથી નીકળતા અશ્રુપ્રવાહથી તેમનાં મુખ ભીંજાયાં હતાં, તેઓ અખંડ રડતાં હતાં, તેમ છતાંય (આ બધાની દરકાર કર્યા વિના) શિરોમુંડન કરીને, કાષાય વસ્ત્રોથી દેહ ઢાંકીને હું ઘરમાંથી બહાર નીકળ્યો. (હું સંન્યાસી થયો.)"

આ જ ઉતારો એ જ શબ્દોમા મહાસચ્ચકસુત્તમા મળે છે તેથી ગોવિસરર ઘરના માણસોને ખબર આપ્યા વિના છન્નની સાથે કથક પર સવારી કરીને ભાગી ગયા એમ કહેવુ તદ્દન ભૂલભર્યુ હોય એવુ લાગે છે

રૂઢ માન્યતાને આઘાત આપનારી બીજી એક મહત્ત્વની વાત લેખકે એ નોધી છે કે 'આજકાલ એવી માન્યતા પ્રચલિત છે કે વેદોમાથી ઉપનિષદો નીકળ્યા અને તેમાથી બૌદ્ધ જૈન ઇત્યાદિ ધર્મ નીકળ્યા હોવાથી તે પણ બધા વૈદિક ધર્મ જ છે પણ બૌદ્ધોની અને જૈનોની પર પરા વેદ કે ઉપનિષદોમાથી નીકળી નથી વેદકાળના પહેલા મધ્યહિન્દુસ્તાનમા જે ઋષિ મુનિઓની પર પરા અસ્તિત્વમા હતી તેમાથી તે પર પરાઓ નીકળી છે

આરણ્યકો અને ઉપનિષદો બુદ્ધના સમય પછી ઘણે વર્ષે રચવામા આવ્યા—" (પૃ ૧૧-૧૨)

બીજે એક સ્થળે લેખક નોધે છે —

"ભગવદ્ગીતા કયા સૈકામા લખાઈ એ ચર્ચામા ઊતરવાની જરૂર નથી પણ એકે લેખકે તેને બુદ્ધસમકાલીન ગણી નથી તેનો કાળ બુદ્ધ પછીથી પાચસોથી એક હજાર વર્ષનો હોવો જોઈએ એવા ભિન્ન ભિન્ન અનુમાનો પાશ્ચાત્ય પ ડિતોએ કર્યા છે તે ઠીક ઠીક આધુનિક છે એમા શ કા નથી તોપણ તેમા દર્શાવેલા વિચારો બુદ્ધના સમયના બ્રાહ્મણોમા પ્રચલિત હતા " (પૃ ૧૯૮)

લેખક બીજી એક રસિક અને મહત્ત્વની વાત એ નોધે છે કે બૌદ્ધ ધર્મે હિન્દુસ્તાનમા એ સમયે પ્રચલિત જાતિભેદ તોડવાનો પ્રયાસ કર્યો, પણ એના મૂળ એટલા ઊંડા હતા કે એ કાર્ય તેનાથી થઈ શકયુ નહિ ને બૌદ્ધ ધર્મ જાતિભેદની સામે ટકી શકયો નહિ

લેખકે બુદ્ધના સમયમા આ દેશની પરિસ્થિતિ, એ સમયની જાતિઓ, એ સમયના રાજ્યો બુદ્ધની કથાઓ, એમનો ઉપદેશ બૌદ્ધ ધર્મનુ તત્ત્વ જ્ઞાન વગેરેની અભ્યાસપૂર્ણ અને આધારયુક્ત માહિતી આ પુસ્તકમા આપી છે

કોઈ પણ અભ્યાસીને મૂલ્યવાન બની શકે તેવુ આ પુસ્તક છે સાહિત્ય અકાદમી તરફથી એ પ્રસિદ્ધ થયુ છે કાકા કાલેલકરે એની પ્રસ્તાવનામા ધર્માન દ કોસબીની વિદ્વત્તાનો સુ દર પરિચય કરાવ્યો છે

પ્રસિદ્ધ અમેરિકન પત્રકાર લૂઈ ફીશરે ભારતમાં ગાંધીજી સાથે વાર્તાલાપનો અને અંતેવાસનો સારો મોકો મેળવી લીધો હતો. ગાંધીજીની દિનચર્યા જોવા ઉપરાંત તેમને અનેકવિધ પ્રશ્નો પૂછી તેમના જીવનના કેટલાક ખૂણાને ઓળખવાનો તેમને જે લહાવો મળ્યો તે તેમણે **'ગાંધીજી સાથે એક અઠવાડિયું'** તેમજ **'ગાંધીજીની કહાણી'** દ્વારા જનસમાજ માટે પ્રગટ કર્યો. 'ગાંધીજી સાથે અઠવાડિયું' એ પુસ્તકના જેવા જ રોચક પ્રસંગો એવી જ રોચક શૈલીમાં આ પત્રકારે **ગાંધીજીની જીવનકથામાં** આલેખ્યા છે.

ગાંધીજીનું સમગ્ર જીવનચરિત્ર પુસ્તકાકારે પ્રગટ કરવાનું કાર્ય સ્વ મહાદેવભાઈ કે શ્રી પ્યારેલાલ જેવા એમના અતિનિકટના મંત્રીઓ કરી શકે. સામાન્ય અંતેવાસી કે ગાંધીજીના નિકટના સ્વજન માટે પણ એ કામ ગજા બહારનું ગણાય ગાંધીજીનું જીવન જ એવું વ્યાપક હતું. એમનું જીવનચરિત્ર ક્રમશઃ શ્રી પ્યારેલાલ પ્રગટ કરી જ રહ્યા છે. લૂઈ ફીશરે લખેલી ગાંધીજીની આ જીવનકથામાં જીવનચરિત્રના સરલ સંક્ષિપ્ત તારણની કંઈક ગરજ સારી શકે તેવી સામગ્રી છે. ગાંધીજીના જીવનના મહત્ત્વના ઘણા પ્રસંગો તેમજ તેમની પ્રવૃત્તિઓ લેખકે ખૂબ ન્યાયબુદ્ધિપુરઃસર સંક્ષેપમાં રજૂ કરી છે. વચમાં વચમાં એ પ્રસંગો કે ગાંધીજી અંગે ભારતના તેમજ પરદેશના ગાંધીજીના અંતેવાસીઓ જેવા મિત્રો કે બીજા મહાનપુરુષોના અભિપ્રાયો કે પત્રો પણ ટાંકીને તેમણે આ પુસ્તકને ગાંધીજીના જીવનના અભ્યાસ માટે ખૂબ ઉપયોગી બનાવ્યું છે. ગાંધીજીના મૃત્યુથી આરંભ કરીને એમની દક્ષિણ આફ્રિકાની લડત, ભારતમાં તેમની સત્યાગ્રહની હિલચાલ વ્યક્તિગત સત્યાગ્રહો, ચાલ્યા જાઓ-Quit India વગેરેની લડત ઉપરાંત ટૉલસ્ટૉય સાથે તેમનો પત્રવ્યવહાર, રોમા રોલાં સાથે તેમની મુલાકાત વગેરેની વિવિધ સામગ્રી આ લેખકે પીરસી છે. ગાંધીજીના જીવન સાથે કે તેમની પ્રવૃત્તિ સાથે સંકળાયેલા તેમના મિત્રો તેમજ તેમના કાર્ય સાથે મતભેદ ધરાવનારા તેમના વિરોધીઓનો પણ આ પુસ્તક સારો એવો પરિચય કરાવે છે. વચમાં વચમાં લેખકે ગાંધીજી, ઝીણા, ટાગોર વગેરેના સ્વભાવનાં પોતે કરેલાં પૃથક્કરણો પણ નોંધપાત્ર છે 'ચર્ચિલ અને ગાંધીજી' 'ઝીણા અને ગાંધી' વગેરે પ્રકરણો એ રીતે નોંધપાત્ર સામગ્રી પૂરી પાડે છે. આ પુસ્તકમાં ગાંધીજીના આશ્રમમાં બનેલો વાછડાનો પ્રસંગ કે કૂતરાં મારવાના પ્રસંગોની —કે જેણે ગુજરાતના અમુક વર્ગમાં ભારે ખળભળાટ મચાવ્યો હતો—પણ નોંધ છે. બધા બનાવો મોટે ભાગે ક્રમબદ્ધ રીતે આલેખાયા છે. પુસ્તકની ખૂબી એ છે કે ક્યાય વાચનનો કે વિચારોનો બોજ લાગતો નથી.

વખતોવખત હળવી પ્રસન્ન અને ગભીર હોય ત્યારે પણ રસિક શૈલીમા લેખકે આખી જીવનકથા રજૂ કરી છે.

અનુવાદકોએ એ લેખકના પુસ્તકનો સરળ રોચક અને રસિક અનુવાદ કરી ગાધીજીવનના જિજ્ઞાસુઓ માટે સારી સામગ્રી પૂરી પાડી છે

એ પછી સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીના જીવન-સાહિત્યના અગ્રગ અભ્યાસી ડૉ શ્રી ધીરુભાઇ ઠાકરનુ પુસ્તક 'જીવનરંગ' મણિલાલ નભુભાઈ વિશેના પહેલા પુસ્તક સાહિત્ય સાધનાની પૂર્તિરૂપ છે એમ કહી શકાય એ બને પુસ્તકો મળીને મણિલાલના જીવન-સાહિત્યના લગભગ દરેક પાસાનો યથાર્થ પરિચય કરાવે છે.

પશ્ચિમની સસ્કૃતિનો પવન ગુજરાતમા ફૂકાવા માડ્યો ત્યારે મણિલાલ દ્વિવેદીએ સુધારાના વાવાઝોડામાથી ભારતીય સસ્કૃતિને રક્ષવા માટે પ્રાચીન સસ્કૃતિના તત્ત્વોનો પુરસ્કાર કરી એક મોટુ missionary કાર્ય આરભ્યુ હતુ. મણિલાલની એ મહામૂલી સેવાને આચાર્ય આનદશકર ધ્રુવાદિ અનેક સાક્ષરોએ બિરદાવી છે એમની એ સેવા પ્રવૃત્તિના ફળરૂપે મણિલાલના તત્ત્વજ્ઞાનના લેખો આપણને મળ્યા છે 'મણિલાલની વિચારધારા' 'નારી પ્રતિષ્ઠા' 'પૂર્વ અને પશ્ચિમ' આદિ નિબધો મણિલાલની સરક્ષકવાદી તરીકેની ધગશ રજૂ કરવા ઉપરાત તેમના અગ્રેજી સસ્કૃતના ઊડા અભ્યાસની તેમજ તેમની એક સમર્થ નિબધકાર-ગદ્યકાર તરીકેની શક્તિની પણ પ્રતીતિ કરાવે છે એમની આ ધગશને કારણે કેટલાકે તેમને સુધારાવિરોધી પણ ગણી કાઢયા હતા એમના મતવ્યો વિશે કેટલીક ભ્રામક માન્યતાઓ પણ પ્રવર્તતી હતી

પરતુ મણિલાલ માત્ર શુષ્કવેદાતી પડિત કે ચુસ્ત સરક્ષણવાદી જ ન હતા એમના રસિયા જીવે એમની પાસે કવિતા અને નાટકનુ પણ સર્જન કરાવ્યુ છે. અભેદમાર્ગના એ પ્રવાસીએ ગુજરાતને કેટલીક ચિરજીવ કવિતાઓ આપી છે સસ્કૃત શૈલીની માડણી પર રચાયેલુ તેમજ અગ્રેજી નાટકસાહિત્યની પણ અસરો દાખવતુ 'કાન્તા' નાટક ગુજરાતનુ જેવુ છે તેવુ પણ એક શિષ્ટ નાટક ગણી શકાય તેમ છે એમની 'ગુલાબસિહ' નવલકથા એ એમની તત્ત્વજ્ઞાનયુકત વિચારસરણીને અનુરૂપ ઝેનોની કૃત એક અગ્રેજી નવલકથાનુ રૂપાતર છે એમના મૃત્યુ પછી એ જ લેખકનુ 'નૃસિહાવતાર' નાટક પણ ડૉ ધીરુભાઈ ઠાકરે સપાદિત કર્યું છે.

એમની આ બધી સાહિત્યસેવાની પહેલા પુસ્તકમાં યોગ્ય છણાવટ કર્યા પછી આ બીજું પુસ્તક 'જીવનરંગ' તેમના જીવનનાં વિવિધ પાસાંઓને સ્પર્શે છે. લેખકે આ પુસ્તકમાં તેમના જીવનમાં ઊંડા ઊતરીને તેમના અપ્રગટ આત્મવૃત્તાંતનો આધાર લઈને તટસ્થભાવે છતા ઝીણવટથી તેમની મહત્તા અને મર્યાદાઓને તપાસવાનો ઉત્સાહભર્યો પ્રયાસ કર્યો છે. આ પુસ્તકના લેખક માને છે કે સાક્ષરનું આ પ્રમાણભૂત જીવનચરિત્ર પ્રગટ થવાથી તેમના વિશે લગભગ અર્ધી સદીથી પ્રવર્તતી ગેરસમજૂત ટળશે.

મણિલાલનું જીવનચરિત્ર આ પૂર્વે શ્રી અંબાલાલ પુરાણીએ લખ્યું છે. એ લેખકને મણિલાલ-વિષયક જે સામગ્રી ઉપલબ્ધ ન હતી તે પ્રાપ્ત કરવાનું ભાગ્ય ડૉ ધીરુભાઈને મળવાથી આ ચરિત્રગ્રંથ વિશેષ વિશ્વસનીય અને ચરિત્રયુક્ત બન્યો છે.

શ્રી આપટે ગુરુજીએ ઈ. સ ૧૯૪૦ ના અરસામાં મહારાષ્ટ્રિય જુવાન વર્ગને લક્ષમાં રાખીને લોકમાન્ય ટિળકનું જીવનચરિત્ર લખ્યું તેનો અનુવાદ આ વર્ષે શ્રી ગોવિંદરાવ ભાગવતે કર્યો છે. 'ટિળકનું ચરિત્ર એવું છે કે તે નવયુવકોની દષ્ટિ બહાર જરા પણ ન રહેવું જોઈએ.' એ હેતુથી આ ચરિત્ર લખાયું છે. અનુવાદ કરતી વેળાએ લેખકે મૂળમાં સહેતુક થોડાક સુધારાવધારા અને થોડીક કાપકૂપ કરી છે. ટિળકના બચપણના પ્રેરક પ્રસંગોથી આરંભ કરી ઈ. સ. ૧૯૨૦ માં તેમના મૃત્યુ સુધીના બનાવોને અનુવાદકે સરળ ગેયક શૈલીમાં રજૂ કર્યા છે. લોકમાન્ય ટિળકના જીવનનાં અનેક પાસાંઓને આ નાનકડા પુસ્તકમાં સમાવી લેવાનો પ્રયાસ થયો છે. લોકમાન્યના આ જીવનપ્રસંગોમાંથી પ્રગટ થતી તેમની નીડરતા, ત્યાગવૃત્તિ, બુદ્ધિમત્તા, અભ્યાસવૃત્તિ વગેરે વાચક વર્ગને અવશ્ય પ્રેરક નીવડશે. લોકમાન્યને સમજવામાં ચાવીરૂપ થાય તેવા વીણી કાઢેલા પ્રસંગોનું આ પુસ્તકમાં સુભગ આલેખન છે. લોકમાન્યની જીવન ભાવનાઓ, તેમનાં 'કેસરી' 'મરાઠા' નામનાં મુખપત્રો, તેમના 'ગીતારહસ્ય' આદિ ગ્રંથો વગેરેનો પરિચય પણ જુવાન વર્ગને ઉપયોગી નીવડે તે રીતે આપવામાં આવ્યો છે. આ પુસ્તકમાં લોકમાન્ય ટિળક અને ગાંધીજીના સંપર્કના પ્રસગો જરા વિગતે અને ઊલટથી કહેવાયા હોત તો તે જુવાન વર્ગને વધુ પ્રેરક બનત એમ માની શકાય. લોકમાન્ય ટિળક પછી આખા હિંદુસ્તાનની ધુરા સમર્થ રીતે વહન કરનાર મહાત્મા ગાંધીજી હતા. ગાંધીજી અને લોકમાન્ય વચ્ચે પરસ્પર કેટલો બધો આદરભાવ હતો ! એમની પદ્ધતિઓ

નોખી હોવા છતાં બંનેને એકબીજાની કેવી કદર હતી તે બધી વસ્તુ પણ યુવાન વર્ગ સમક્ષ અવશ્ય રજૂ કરવા યોગ્ય ગણાય. પરંતુ મૂળ ગ્રંથનો આ અનુવાદ છે, એટલે અનુવાદક એ રજૂઆત આપમેળે કરી શકે નહિ તે પણ નોંધવું ઘટે છે.

અનુવાદકે રસાળની સંસ્કારી શૈલીમાં અનુવાદ કર્યો છે તેમાં કોઇ કોઈ વાર મરાઠી ભાષાનો છંટકાવ પણ વરતાય છે.

શ્રી વિષ્ણુદેવ પંડિતે શેઠ શ્રી હરિદાસનું જીવનચરિત્ર 'જીવનપ્રયાગ' નામથી પ્રગટ કર્યું છે. તેમાં શેઠશ્રીનાં જીવન, પ્રવચન અને સદ્‌ભાવનનો ત્રિવેણી સંગમ છે. શેઠ શ્રી હરિદાસના જીવનચરિત્રમાં પ્રેરક વસ્તુ મળે તેમ હોય તો તે એ છે કે શ્રીમંતાઈનો તેમનામાં જરા પણ ગર્વ નથી વ્યાયામ, ભક્તિ, ગોસેવામાં જ તેમને જીવનનું સાર્થક્ય જણાયું છે, શ્રીમંતાઈનો ખોટો આડંબર કે એશઆરામ તેમના જીવનમાં ક્યાંય દેખાતાં નથી. એમનું સૌજન્ય તો એવું કે રાજકારણના ધુરંધર આગેવાનોથી માંડી પંડિત સુધીના અથવા સામાન્ય કોટિના માનવી સુધીના દરેકને તે પ્રસન્ન રાખી શકે છે. નિરભિમાનતા એ એમના જીવનનો મોટો ગુણ દેખાય છે. શેઠશ્રીની દેશસેવાના તથા સમાજસેવાનાં સંખ્યાબંધ દૃષ્ટાંતો ચરિત્રલેખકે આ પુસ્તકમાં ટાંક્યાં છે. શેઠશ્રીએ દેશસેવા યથાશક્તિ કરવા છતાં ક્યારેય તે પોતાનું નગર કે પોતાના જ્ઞાતિબાંધવોને ભૂલ્યા નથી. દેશની સાથે પોતાના નગરજનોનું હિત પણ તેમણે હૈયે રાખ્યું છે. કેટલાય પ્રતિષ્ઠિત વિદ્વાનોએ તેમજ સત્તાધીશ આગેવાનોએ એમના હીરક મહોત્સવે એમને ભાવભરી અંજલિઓ આપી છે. શેઠશ્રી હરિદાસના સૌજન્યનો અને એમના ઉચ્ચ કોટિના ધાર્મિક જીવનનો એમાથી અણસારો મળે છે.

'લેનિન' એ શ્રીકાન્ત ત્રિવેદીએ ડેવિડ શબના પુસ્તક પરથી કરેલો અનુવાદ છે લેનિનનો બાલ્યકાળ, એ સમયના રશિયાની પરિસ્થિતિ, લેનિનના વિચારો, છૂટીછવાઈ ક્રાંતિના પ્રયાસો, છેવટે ઇ. સ. ૧૯૧૭ની ક્રાંતિ, ક્રાંતિ પહેલાંની પ્રજાની ભયંકર મુશ્કેલીઓ, લેનિનના સહકાર્યકરો સાથેના મતભેદ વગેરેનો ચિતાર આ નાનકડા પુસ્તકમા આપવાનો પ્રયાસ થયો છે. છેલ્લાં પાનાંઓ ઉપર લેખકે લેનિનનો છેલ્લા દસ્તાવેજ જેવો એક પત્ર પણ નોંધ્યો છે. તેમાં લેનિન અને સ્ટેલિન વચ્ચેના મતભેદો કેવા તીવ્ર હતા તેનો ખ્યાલ આવે છે.

આ પુસ્તકમાં સામાન્ય વાચકને અનુકૂળ નીવડે તેવી ઠીક ઠીક માહિતી છે. પરંતુ અનુવાદમાં કચાશ જોવા મળે છે. કેટલાક વાકયપ્રયોગો કૃત્રિમ અને અર્થહીન લાગે છે. શબ્દોની જોડણીમાં પણ અનવસ્થા પ્રવર્તતી દેખાય છે.

શ્રી પુરુષોતમ માવળંકરે 'પ્રોફેસર હેરલ્ડ લેસ્કી' નામથી પ્રસિદ્ધ કરેલા નાનકડા ચોપાનિયામાં એ સમર્થ વિદ્વાનની સેવાઓને અંજલિ આપી છે. રાજકારણના એ વિદ્વાનનું ટૂંકું જીવનચરિત્ર લેખકે આલેખી તેમાં તેમની અનેક પ્રવૃત્તિઓ, તેમનાં સમાજવાદ તરફ ઢળતાં મંતવ્યો, ભારત વિશેની તેમની મમતા વગેરેનો આછો પરિચય કરાવ્યો છે. લેખકે આ વિદ્વાનના પોતાના ઉપરના ઋણનો પણ આ પુસ્તક દ્વારા સ્વીકાર કરી તેની કૃતજ્ઞ ભાવે નોંધ લીધી છે.

શ્રી રાજેન્દ્રપ્રસાદ-કૃત 'બાપુના પગલે પગલે' ગાંધીસાહિત્યમાં એક ઐતિહાસિક પુસ્તકનો ઉમેરો કરે છે. આ પુસ્તકમાં લેખકે મહાત્મા ગાંધીજીનો ચંપારણ્યની લડત પહેલાંથી સહેજ આછો પરિચય પોતાને થયો ત્યારથી માંડીને મહાત્મા ગાંધીજીના મૃત્યુ સુધીનો એક આછો ઇતિહાસ આપી દીધો છે. આ ઇતિહાસ માત્ર શુષ્ક હકીકતોનો ગંજ નથી, પરંતુ એમાં તો ગાંધીજીનાં લેખકે અનુભવેલાં કેટલાંક પાવનકારી સંસ્મરણોનો પણ સમાવેશ થાય છે. ગાંધીજીની કાર્યપદ્ધતિ, તેમનું જીવનદર્શન, તેમની વિશાળ કુટુંબભાવના અંગ્રેજો પ્રત્યેનો તેમનો વર્તાવ—ટૂંકમાં તેમના જીવનનાં અનેક અંગોનું આ પુસ્તકમાં દર્શન છે. આ પુસ્તકની ખૂબી એ છે કે લેખકે પોતે પોતાની જાતને બહુ વચમાં લાવ્યા વિના ગાંધીજીના જીવનકાર્યને જ સમજાવવાની કોશિશ કરી છે આફ્રિકાથી આવ્યા પછી ભારતવાસ દરમ્યાન તેમની બધી પ્રવૃત્તિનો ઇતિહાસ સંક્ષેપમાં સમજવા માટે આ પુસ્તક બહુ ઉપયોગી નીવડશે. શ્રી રાજેન્દ્રપ્રસાદના પુસ્તકનો શ્રી કરીમભાઇ વોરાએ કરેલો આ ગુજરાતી અનુવાદ છે.

અંગ્રેજી ભાષામાં લખાયેલી અને સંપાદિત થયેલી સાક્ષર શ્રી ગોવર્ધનરામ મ. ત્રિપાઠીની નોધપોથી (Scrap Book) (૭મું વૉલ્યૂમ)નો ગુજરાતી સાહિત્યમાં જ સમાવેશ થાય. સાક્ષર શ્રી ઝવેરીનાં Milestonesના પુસ્તકો તેમજ મુનશી-સંજાણાનાં પુસ્તકો-ગુજરાતી સાહિત્યને લગતાં-અંગ્રેજી ભાષામાં રચાયાં છે. આ નોધપોથીનું સંપાદન એમના જીવનથી સુપરિચિત શ્રી કાન્તીલાલ છ. પંડયાએ કર્યું છે. આ નોધપોથીની સામગ્રી અંગે તેઓ

પ્રસ્તાવનામાં લખે છે તેમ ૧૯૦૪-૦૫-૦૬ વર્ષોની નોંધ આ પુસ્તકમાં છે. એમાં ગોવર્ધનરામની વિવિધ પ્રવૃત્તિઓ, એમની અભ્યાસની નોંધ, વિચારણાઓ, શારીરિક અસ્વસ્થતા, કૌટુંબિક પ્રશ્નો, આર્થિક મુશ્કેલીઓ વગેરે વિષયોનો સમાવેશ થાય છે.

ગોવર્ધનરામને સાક્ષર તરીકે ઓળખનાર પ્રજાને આ પુસ્તકમાં ગોવર્ધનરામ માનવ તરીકે કેવા હતા તેનો પણ પરિચય થાય છે એમનો ઇતિહાસ, રાજકારણ તેમજ વિવિધ ક્ષેત્રોનો અભ્યાસ પણ આ પુસ્તકમાં પ્રગટ થાય છે.

પુસ્તકની શરૂઆતમાં જ એમના ગૃહજીવનમાં પોતાના અને પત્નીના દૃષ્ટિબિંદુમા ફરક હોવાને કારણે કેટલીક વાર કલેશ ઊભો થાય છે તેને લગતી હકીકતો તેમણે નોંધી છે. પોતાનામાં મિતભાષીપણાનો ગુણ નથી અને સ્વભાવથી પોતે Verbose છે તે મર્યાદા પણ આ પુસ્તકમાં જણાશે.

કુટુંબના સભ્યોમાં પોતાની પુત્રી લીલાવતીની યાદ એમની આંખ ભીની કરે છે અને તેની જ્ઞાનદૃષ્ટિને તેમણે વારંવાર અંજલિ આપી છે.

જીવનમા એમને સંન્યાસ ધારણ કરવાની વૃત્તિ વારંવાર થઈ આવતી હતી, એ ઉપરથી સંન્યાસ ક્યારે યોગ્ય છે અને પોતાની ફરજ સંસાર પ્રત્યે કેટલી છે તેમજ પોતાની પત્નીનો બોજ ઘટાડવાને પોતે કેવા પ્રવૃત્ત થવું જોઈએ વગેરે મનોમંથનો જોવા મળે છે, અને છેવટે તે નિર્ણય પર આવે છે :

"I feel bound, therefore, to remain at home as God has placed me here" (P. 12)

કોંગ્રેસ અધિવેશનમા જવાની એમની ઉત્કટ ઇચ્છા છતાં તેમની નાદુરસ્ત તબિયત તેમને રોકે છે. તેની નોંધ જોઈએ :

"As personal temptation and public duty are on one side, and duty to health is on the other, I do not know how the tug of war will end. Ramanija and Bhanu have gone as congress volunteers, and Patriotism fires my ascetic soul with a fiery temptation to disregard health." (P. 20)

'સરસ્વતીચંદ્ર' નો પાચમો ભાગ કોઈકે પ્રગટ કર્યો તેમા પોતાને થયેલા અન્યાય અને દુખની તે નોધ લે છે

"Somebody has published a volume V of my novel—a miserable book which I lay down in disgust, determined to take no legal action of it or of my copy-right question about it Let the writer earn the few rupees he may be able to make by this scramble !" (P 25)

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે તેમની કામગીરીની પ્રશસા થઈ તેને અનુલક્ષીને નોધ છે

"I fear they have overcoloured my work "

ઇતિહાસના અને રાજકારણના પ્રસગોનો ઉલ્લેખ કરતા એમના સમયમા ખાસ કરીને લોર્ડ કર્ઝન અને બગાળાના ભાગલાની યોજનાએ પ્રજામા ચકચાર જગાવી હતી કર્ઝનની નીતિની આ લેખકે પણ ખૂબ ટીકાઓ કરી છે

ત્રિભુવનદાસ ગજ્જર સાથેના તેમના સબધોના અનેક પ્રસગો, તેમની જીવનકથાના થયેલા પ્રયાસો, કેટલીક તાત્ત્વિક વિચારણાઓ વગેરે વિવિધ પ્રકારની સામગ્રી આ નાનકડા પુસ્તકમા પણ ખીચોખીચ ભરી છે એમની એવી એક તાત્ત્વિક વિચારણાનુ દષ્ટાત નોધીએ ·

"The theory of justice involved in most systems of moral philosophy is no more than the illusion of poetic justice in the eyes of Science Our 'Karma Theory' is but a story of ghosts to the moral philosopher as well as to the scientists of Europe With my philosophy, Science itself is a poem of ghosts as much as karma and justice and a higher vision is the only way to secure higher action' (P 3)

ગોવર્ધનરામના જીવનના વિવિધ પાસાઓ અને એમના મતવ્યો સમજવા માટે તેમજ એમની જીવનકથા માટે આ પુસ્તક ઠીક ઠીક

સામગ્રી પૂરી પાડે છે; જો કે લેખકને આ નોંધપોથી લખતાં રખેને પોતે Vanity માં સરતા હોય તેનો સંકોચ પણ થાય છે :

"The Question just arises in my mind if some future reader of these scrap-Books will not think I had a vanity and wanted hereby to supply materials for the biography of my worthy self." (P. 30)

મહાન પુરુષોનો આવો સંકોચ ભાવી પ્રજાને ઘણીવાર ઉમદા જીવન-ચરિત્રો અને કેટલીક બહુમૂલી સામગ્રીથી વંચિત રાખે છે. આપણે ઇચ્છીએ કે એમના જીવનની બીજી અનેક નોંધો પ્રજા સમક્ષ મુકાય અને આવી નોંધપોથીઓનો ગુજરાતીમાં પણ અનુવાદ થાય.

સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં ભાઈ શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમારની જોડીની જાણ ગુજરાતના સાહિત્યરસિક વર્ગને છે જ. નિરંજન વર્માના અવસાનથી એ જોડ ખંડિત થઈ, પરંતુ એ બંને બંધુઓએ આરંભેલું સહકાર્ય ભાઈ શ્રી જયમલ્લ પરમારે ચાલુ રાખ્યું. એ કાર્ય એટલે રઝળપાટ કરી કરીને લોકસંસ્કૃતિનો અભ્યાસ કરવો તે. એમના સહ-પ્રયાસ–સહપ્રવાસના પરિણામમાંથી આ પુસ્તક આપણી લોકસંસ્કૃતિ પ્રગટ થયું છે એમ કહી શકાય.

સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ગુજરાતી સમાજને લોકસંસ્કૃતિનો પરિચય કરાવ્યા પછી આ દિશામાં સમર્થ પ્રયત્ન થયો હોય તો તે શ્રી જયમલ્લ પરમાર તરફથી. 'આપણી લોકસંસ્કૃતિ' માં તેમણે લોકસંસ્કૃતિનાં ઉમદા તત્ત્વોની અભ્યાસપૂર્ણ માહિતી રોચક શૈલીમાં આપી છે. સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું ઘડતર દર્શાવવામાં તેમણે છેક પુરાણ સુધી જઈ અનેક માહિતીની ચકાસણી કરી પોતાનાં મંતવ્યો નોંધ્યાં છે. આ લોકસંસ્કૃતિનું નિરૂપણ કરવામાં તેમણે ઇતિહાસના ગ્રંથો પણ ઠીક ઠીક ઉથલાવ્યા છે એ વારંવાર આ પુસ્તકમાં આવતા ઐતિહાસિક ઉલ્લેખો પરથી જોઈ શકાશે. 'સંસ્કૃતિનું ઘડતર' એ આખા પ્રકરણમાં એમના અભ્યાસ અને એમની ઐતિહાસિક દૃષ્ટિનો સારો પરિચય થઈ શકશે. રાસ અને ગરબા અંગે ગુજરાતમાં તેમજ અન્યત્ર પ્રવર્તતા ભ્રમનું તેમણે રાસ, ગરબા, ગરબી વગેરેનો સૂક્ષ્મ પરિચય કરાવીને નિરસન કરવાનો પ્રયાસ કર્યો છે. રાસ ગરબા એ લોક-સાહિત્યનું એક મહત્ત્વનું અંગ છે. તેનો માત્ર પુસ્તકિયો અભ્યાસ નહિ, પરંતુ જાતે સંપર્ક કરીને જ લેખકે પોતાનાં મંતવ્યો નોંધ્યાં છે, અને

પોતાના અનુભવના સામર્થ્ય ઉપર જ તેઓ ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત સાહિત્યકારોનાં ગરબા રાસ અંગેનાં ભ્રામક મંતવ્યોને પડકાર કરી શક્યા છે. ગરબાનો ઉદ્ભવ શક્તિપૂજામાંથી થયો કે સૂર્યપૂજામાંથી તેમજ તેની પ્રાચીનતા ક્યાંસુધી પહોંચે છે, હલ્લીષ અને લાસકનાં ઊગમસ્થાન ક્યાં, તેમાં મણિપુરી સંસ્કાર કેમ ભળ્યો વગેરેની રસિક માહિતી તેમણે આ પ્રકરણમાં ગૂંથી છે 'આપણાં લોકનૃત્યો' માં પઢાર, કોળી, ભીલ જાતિઓનાં લોકનૃત્યની પદ્ધતિઓનું આલેખન છે. નૃત્ય અંગેની પણ એમની સૂઝ ઝીણવટભરી છે. આરંભનાં પ્રકરણોમાં લેખકની ઇતિહાસ-દૃષ્ટિ પ્રગટ થાય છે. પુસ્તકનાં અંતિમ પ્રકરણો-જેમાં સંતવાણી, લોકનૃત્યની કથાઓ દુહાઓ વગેરેનો સમાવેશ થાય છે તે તેની રસિકતાને કારણે આકર્ષક નીવડયાં છે. સૌરાષ્ટ્રમાં સંત કબીરનાં ભજનોની લહાણ, તે પછી સંત ભાણ, સૌરાષ્ટ્રમાં પિવાતા 'પ્યાલા' ની પ્રથા, લખીરામના પ્યાલા, આગમવાણી વગેરેની માહિતી રસિક અને આકર્ષક છે. લોકસાહિત્યનાં એ ભજનો અને કેટલાક પ્યાલાની લેખકે છૂટે હાથે રસધારા પીરસી છે. લોકસાહિત્યની કથા કે દુહાઓ વાંચતાં કેટલીક વાર સ્વ. મેઘાણીની જ વાનગીનો પુનઃ આસ્વાદ વાચક કરે છે. સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં રહેલાં ભક્તિ શક્તિ અને સૌંદર્યનો સમર્થ પરિચય કરાવનાર છેલ્લું પ્રકરણ આ આખા પુસ્તકની રસિકતા ખૂબ વધારી મૂકે છે. સામાન્ય વાચકને પણ આનંદ આપે તેવી વિવિધ સામગ્રી એમાં લેખકે સંગ્રહી છે.

લોકસંસ્કૃતિનો આ ગ્રંથ એ વિષયમાં હવે પછીના અભ્યાસીઓને પણ ખૂબ મહત્ત્વનો થઈ પડશે એમાં શંકા નથી. સાક્ષર શ્રી ડોલરરાય માંકડે તેને 'લોકસંસ્કૃતિનો પ્રેરક ગ્રંથ' કહ્યો છે તે યથાર્થ છે.

વડોદરા યુનિવર્સિટી તરફથી ગુજરાતનો સર્વાંગી અભ્યાસ કરનારને ખૂબ ઉપયોગી નીવડે તેવી માહિતી પ્રગટ કરતું શ્રી શિવપ્રસાદ રાજગોરનું પુસ્તક '**ગુજરાત એક દર્શન**' નામથી પ્રગટ થયું છે. ગુજરાતની ઐતિહાસિક ભૌગોલિક માહિતી આપીને લેખકે એની ખનિજ સંપત્તિ, એનું સ્થાપત્ય, પશુધન, તેના લોકો, વગેરે વિશે અત્યંત શ્રમ વેઠી માહિતી એકત્ર કરી છે. એમણે અભ્યાસીઓને મૂલ્યવાન નીવડે તેવા ગુજરાતનો વિકાસ દર્શાવનાર કોઠા પણ પરિશિષ્ટમાં જોડયા છે. આ પુસ્તક વિશે શ્રી હંસાબહેન મહેતાએ યોગ્ય રીતે કહ્યું છે તેમ સાહિત્યિક ગુણવત્તાની દૃષ્ટિએ નહિ

પણ માહિતી આપનારા પુસ્તક તરીકે આનું મૂલ્ય વિશેષ છે. ગુજરાત વિશે આવી વ્યવસ્થિત અને બને તેટલી સંપૂર્ણ માહિતી આપવાનો પ્રયાસ કરતું આ પુસ્તક ગુજરાતી ભાષામા કદાચ પહેલું હશે. લેખકને આ પુસ્તકની પ્રસિદ્ધિ માટે અભિનંદન ઘટે છે.

'**સહકારીક્ષેત્રે ગુજરાત**' એ શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહનું ગુજરાતના દશ જિલ્લાઓની સહકારી પ્રવૃત્તિ અંગે વ્યવસ્થિત અને આકર્ષક માહિતી આપતું ગુજરાતી ભાષામાં આ દિશામાં પ્રયત્નનુ પ્રથમ પુષ્પ છે.

'વિના સહકાર નહિ ઉદ્ધાર' એ સૂત્ર જાણીતું છે. સહકારની આવશ્યકતા આજે જેટલી છે તેટલી કયારે ય નહિ હોય. એ સંજોગોમાં પ્રજાનાં જ પોતાનાં મંડળો સહકારી મંડળીઓ દ્વારા દેશની અનેરી સેવા કરી શકે તેમ છે. આવી શુભ પ્રવૃત્તિમાં સરકારની સહાય તો હોય જ. જનતા અને સરકારના સહકારથી જ સહકારી પ્રવૃતિઓ ફૂલી ફાલી શકે.

શ્રી ધીરજલાલ શાહને સહકારી પ્રવૃત્તિમાં રસ લાગ્યા પછી તે તેના સક્રિય કાર્યકર બન્યા અને એમના ઉપર આવી પડેલી જવાબદારીએ એમને ગુજરાતની સહકારી મંડળીઓ વિશે માહિતી એકત્ર કરવા પ્રેર્યા. એમાંથી વર્તમાન પત્રોમાં લેખમાળા રચાઈ અને તે ઉપરથી આ પુસ્તક પ્રગટ થયું. સહકારી પ્રવૃત્તિમાં રસ ધરાવનાર તેમજ તેના કાર્યકરો માટે આ પુસ્તક ઉપયોગી થઈ પડશે. દેશના રાજકીય નેતાઓએ, સરકારી અમલદારોએ તેમજ કેળવણીકારોએ આ પુસ્તકને બિરદાવ્યું છે તે એની વ્યવસ્થિત લખાવટ તેમજ માહિતીની ઉપયોગિતાને કારણે જ. લેખક કહે છે તેમ આ પુસ્તક તો ઉત્તરાર્ધ છે સહકારી મંડળીઓના ઉદ્ભવ વિશે અને એવી બીજી ઉપયોગી માહિતી લેખક વહેલી તકે પૂર્વાર્ધ રૂપે પ્રગટ કરશે એવી આશા છે.

## બાલ–કિશોર–પ્રૌઢ સાહિત્ય

હાલનાં વર્ષોમા બાલસાહિત્ય સંખ્યાદષ્ટિએ વિપુલ પ્રમાણમાં પ્રગટ થતું દેખાય છે. પુસ્તકો નાના હોવાને કારણે એ ઝટ ઝટ પ્રગટ કરવાનું પ્રકાશકોને સુગમ પડે અને કિંમત થોડી હોવાને કારણે સામાન્ય શિક્ષિત જનને તે ખરીદવાનું પણ પોષાય. આ વર્ષે સમીક્ષાર્થે સવાસો જેટલાં પુસ્તકો આ વિભાગમાં મળ્યાં છે. પ્રગટ થયેલાં કુલ પુસ્તકોની સંખ્યા ઠીક ઠીક મોટી હશે એમ અંદાજી શકાય.

બાલસાહિત્ય વિશે કેટલાય વખતથી ખૂબ ચર્ચાઓ આપણા દેશમાં થતી રહી છે. આજે બાલસાહિત્યને નામે જે કંઈ પ્રસિદ્ધ થઈ રહ્યું છે તેની ટીકાઓ પણ ખૂબ થાય છે. સ્વ. ગિજુભાઈએ બાલમાનસને પારખી એ દિશામાં પહેલવહેલું સાચું બાલસાહિત્ય આપવાનો પ્રયાસ કર્યો એમ કહી શકાય. એ પછી બાલસાહિત્યને સમૃદ્ધ કરનારા લેખકોમાં શ્રી નાનાભાઈ ભટ્ટ, જુગતરામ દવે, નટવરલાલ માળવી, રમણલાલ નાનાલાલ શાહ, રમણલાલ સોની, મનુભાઈ જોધાણી, નાગરદાસ પટેલ આદિનાં નામ મૂકી શકાય

આ વિભાગમાં બધાં જ પુસ્તકોની વ્યક્તિગત સમીક્ષા શકય નથી, પરંતુ એમાં મહત્ત્વની રેખાઓ ઉપર લક્ષ રાખવું યોગ્ય ગણ્યું છે. એમાં સૌથી પહેલાં બાલ-કાવ્યો જોઈએ. બાલકો ઊડતા પંખી જેવાં છે. એના કંઠમાં કવિતા અને નાનકડી પંખોમાં તાજગી ન હોય તો એને પંખી કોણ કહે? બાલકો માટે કવિતા લખનારાની ખરેખરી કસોટી છે. બાલમાનસને રુચે પ્રેરે અને ઘડે તેનું નામ બાલસાહિત્ય, એવી વ્યાખ્યા પ્રમાણે બાલકોનું ઘડતર કરે તેવું સાહિત્ય લખવું ખૂબ મુશ્કેલ છે. તેમાં આ કવિતા વિના તો બાળકનાં ચિત્ત થનગન થનગન થાય જ નહિ. બાળકને ઉમળકો આવે, એની ઊર્મિ ઊછળતી હોય ત્યારે એને રુચે એવી કવિતા એના કંઠમાં હોય તો એ કેવું કલ્લોની ઊઠે! એવાં બાનકાવ્યો કમભાગ્યે આ વર્ષે બહુ ઓછાં દેખાય છે. એમાં શ્રી જુગતરામ દવેએ સંપાદિત કરેલો **'પંખીડાં'** 'કાવ્ય-સંગ્રહ દરેક બાળકને અચૂક ગમશે. પંખી, ચાંદો, હરણાં, ઝરણા એ તો બાળકના પરમ મિત્ર છે. બાળકની જિજ્ઞાસાવૃત્તિને સતેજ કરે, એની કલ્પનાને જરા બહેલાવે અને એના જીવનમા ઉત્સાહ પ્રેરે એવા ઘણા કાવ્યો આ સંગ્રહમા છે. સંપાદકે ખૂબ કાળજીપૂર્વક બાળકોને રુચે, સહેજે તેમના ગળામાં ગુંજે એવા સાવ સાદી સરળ ભાષામાં રચાયેલા ગીતો આ સંગ્રહમાં એકત્ર કર્યા છે, પરંતુ એનું મૂલ્ય સંપાદન તરીકે મૂલવવું ઘટે. બાલગીતોમાં જેમ ભાવ સરલ તેવી જ ભાષા પણ સરળ અને સહેજે બાળક સમજી શકે તેવી હોવી જોઈએ. એમાં કવિનું ઊંચું કવિત્વ કામ નહિ લાગે. બાલમાનસની સમજવાળો કવિ જ એવાં ભાવ ભાષા આલેખી શકશે. આ લખવાની જરૂર એટલા માટે છે કે કોઈ વાર કવિ પોતાની ભાષાશક્તિમાં તણાય છે ત્યારે બાલ-માનસનો એને ખ્યાલ રહેતો નથી. **'ડોલે છે મંજરી'** એ દુર્ગેશ શુક્લના બાલ-કાવ્યસંગ્રહમાંથી એક કાવ્ય-કડી નમૂના-રૂપે ટાંકીએ :

આ રમ્ય પૃથ્વીની પર્ણઘટા<br>
જ્યાં ઢળી વ્યોમની નીલ છટા;

એ જોતાં વિકસે હૃદયકમલ,
ત્યાં આવો રમીએ સાથ સકલ

બાલપંખીની જે કાવ્યના ભાવ કે તેની ભાષામાં ચાંચ જ ન ડૂબે તો એ કાવ્યનારસનો આસ્વાદ કેમ કરી શકે? બાલસાહિત્યના લેખકોનું કામ કેટલું કપરું છે તે દર્શાવવા ઉપરનું દૃષ્ટાંત છે.

'દાડમડી' એ શ્રી હરિલાલ પંડયાનો કાવ્ય-ગીતસંગ્રહ પણ બાળકોને રોચક નીવડે તેવો છે તેની આ વર્ષે બીજી આવૃત્તિ થઈ છે.

હવે બાળવાર્તાઓનો વિભાગ જોઇએ. સ્વાભાવિક રીતે જ સંખ્યાદૃષ્ટિએ તે સહુથી મોટો છે. બાળવાર્તાઓ લખવા માટે આપણી પાસે રામાયણ, મહાભારત, પુરાણો, પંચતંત્ર, હિતોપદેશ, કથાસરિત્સાગરની મોટી મોટી ખાણો છે. લેખકો કદી એ ખાણોમાંથી વાર્તા–રત્નો ખોદી કાઢતાં થાકયા નથી; જમાને જમાને એ ભંડારનો ઉપયોગ થતો જ રહ્યો છે. એ ઉપરાંત પણ બાલહૃદયના અભ્યાસી લેખકોએ બાલકના ચારિત્ર્યનો વિકાસ કરે, તેમનુ બુદ્ધિચાતુર્ય ખીલે અને તેમને આનંદ આપે એવી કલ્પિત વાર્તાઓ તેમજ મહાન પુરુષોની જીવનકથાઓ પણ પાર વિનાની લખી છે.

આ વર્ષની એવી સુંદર વાર્તાઓમાં શ્રી મોંઘીબહેન બધેકા કૃત 'ડહાપણની વાતો,' કુસુમબહેન ઠાકોરની 'વાર્તા રે વાર્તા,' હરીશ નાયક રચિત 'બુદ્ધિ કોના બાપની?' તેમજ શ્રી રમણલાલ સોનીની ગ્રંથમાળાના કેટલાક મણકાઓનો સમાવેશ થાય છે.

'ડહાપણની વાતો' માં બાળકોને સદેજે પથ્ય નીવડે તેવી બુદ્ધિ-ચાતુર્યની સુંદર વાર્તાઓ સાવ સાદી અને સરળ ભાષામાં લખાયેલી છે. એમનો જ બીજો વાર્તાસંગ્રહ 'સુમન પદમણી' પણ એવી જ ઉચ્ચ ગુણવત્તા દાખવે છે અને સાહસ શૌર્ય અને નીતિના વિજયની વાતો કરી જાય છે.

'વાર્તા રે વાર્તા' મા કુસુમબહેન ઠાકોરે માત્ર માનવ પાત્રો જ નહિ પરંતુ પશુ પંખી વનચર જળચર બધા જ પ્રકારનાં પાત્રો દ્વારા બાળકોનું મનરંજન કરે તેવી સરસ વાર્તાઓ કહી છે–કુસુમબહેન ચિ. જયદેવને વાત કહેતાં હોય તેમ વાર્તા શરૂ કરે છે તેને સ્થાને સીધે સીધી જ વાર્તા-કથનની શૈલી હવે પછી અપનાવશે તો વાર્તાઓને વધુ ફાયદો થશે. કવિ સુંદરમે એમની વાર્તાઓને પ્રશંસી છે. એમણે ચીંધેલી મર્યાદા—વાર્તા બોધ ટાંગવાની ખીંટી ન બની જાય—તરફ કુસુમબહેન ધ્યાન આપશે જ.

'**બુદ્ધિ કોના બાપની**' એ વાર્તાસંગ્રહમાં પણ બાળકોને રસ અને રંજન મળે તેમજ તેમની બુદ્ધિને ખીલવે તેવી સામગ્રી દેખાય છે.

રમણલાલ સોનીએ શિશુભારતી ગ્રંથમાળાના મણકા-રૂપે ઠીક ઠીક વાર્તાસામગ્રી આ વર્ષે પ્રગટ કરી છે. આ વાર્તાઓમાં કેટલીક તો જૂની જ નવો વેશ પહેરીને આવેલી જણાય છે, છતાં આ પીઢ લેખક બાળકોને સહેજે આનંદપ્રદ નીવડે તેવી શૈલીમાં વિવિધ પ્રકારની વાર્તાઓ આ ગ્રંથમાળા દ્વારા આપી શકયા છે. '**મોટો ને છોટો**' '**મૂછો પટેલ**' '**લાડુની જાત્રા**' જેવી વાર્તાઓ બાળકોને સારું મનોરંજન પુરું પાડશે એમાં શંકા નથી. એક વસ્તુ તરફ અત્રે ધ્યાન દોરીએ તો આ આખી શ્રેણીના પ્રકાશનમાં ખૂબ ઉતાવળ થઈ લાગે છે. તેથી ઠેર ઠેર અશુદ્ધ જોડણી, વાર્તાનાં ખોટા મથાળાં અને બીજી ઘણી ભૂલો રહી ગઈ છે. બાળકોના માનસમાં શુદ્ધ જોડણીનો સંસ્કાર પણ વાર્તાની રોચક વસ્તુસામગ્રીની સાથે સાથે પડતો જાય તો તેની ભાષાસાહિત્યની તાલીમ કેટલી વધી જાય! આટલો દોષ બાદ કરતાં આ આખી ગ્રંથમાળાનો જે હેતુ બાળકોની વાચન-ભૂખ ઊઘડતી હોય તે વેળાએ તેમના હાથમાં નિર્દોષ સાહિત્ય મૂકવાનો તે જળવાયો છે.

વર્ષોથી 'બાલજીવન' દ્વારા ગુજરાતનાં બાળકોનું માનસ-ઘડતર કરનાર શ્રી રમણલાલ નાનાલાલ શાહે બાલજીવન નીતિકથામાળાનાં કેટલાંક પુષ્પો પ્રગટ કર્યાં છે. નીતિકથા આપણે સામાન્ય રીતે એને કહીએ કે જે વાર્તામાં સ્પષ્ટપણે નીતિ કે સદાચારની છાપ ઊઠતી હોય. આ લેખકની વાર્તાઓને નીતિકથાઓ નામ ન આપ્યું હોય તો ચાલી શકત. એની વાર્તાઓ રોચક અને પથ્ય તે છે જ. એમાં ચાતુર્ય, મૂર્ખામી સાહસ વગેરે ગુણોને વ્યક્ત કરનારી વાર્તાઓ પણ છે, છતાં શુદ્ધ અર્થમા તે નીતિકથાઓ નથી. આ લેખકે પણ કેટલીક જૂની વાર્તાઓને, જેમ કે 'ચાર મિત્રો' 'હૃદય-પલટો' વગેરેને નવો રંગ આપી રજૂ કરી છે. જમાને જમાને નવી નવી પેઢીના બાળકોને એમના માનસને અનુકૂળ આવે તેવી રીતે નવી શૈલીએ જૂની વાર્તાઓ કહેવાય તેમાં અજુગતું કશુ નથી. એમા લેખકની કળા છે. આ લેખકની આ પ્રકારની વાર્તાઓ બાળકના હૃદયનો વિકાસ કરી તેના ચારિત્ર્યને ઘડશે અને તેનામા બુદ્ધિચાતુર્ય તેમજ સંસ્કાર ખીલવશે, એમ છતાં એક વસ્તુ તરફ ધ્યાન દોરવાની જરૂર લાગે છે,—વાર્તાઓ બાળકને કલ્પના-

શાલી બનાવે એ ઠીક છે, પરંતુ એને સાવ સ્વપ્નદ્રષ્ટા અથવા તો શેખચલ્લી જેવો તરંગી બનાવી દે એવી વાર્તાઓ બાલ-સમાજને ઇષ્ટ નથી. બાલ-જીવન વાર્તામાળાની 'અલકા' વાર્તા વાંચતાં તરંગલીલા જોવા મળે છે. અલકાના સ્વપ્નને નિમિત્ત બનાવી લેખકે આખી તરંગસૃષ્ટિ ખડી કરી છે. વાર્તામાં બાળકને ઉત્તેજે તેવાં કલ્પના કે તરંગો ન આવે એમ કહેવાનો મુદ્દો નથી, એના અતિરેકથી બચાય એટલે બસ.

ગિજુભાઈની વાર્તાકલાની યાદ આપે તેઓ સાવ સરળ ભાષામાં અને સુંદર બાલભોગ્ય શૈલીમાં લખાયેલો બાળ-વાર્તાસંગ્રહ 'ડોશીનું તુંબડું' વાર્તાકાર દુર્ગેશ શુક્લને અભિનંદન-પાત્ર ઠરાવે તેવો છે. નાની નાની બોધક અને મનોરંજક વાર્તાઓ અને વચમાં વચમાં લેખકે વેરેલાં જોડકણાં બાળકો માટે ખૂબ રસપ્રદ નીવડશે.

પરંતુ એ જ લેખકના શિશુસાહિત્યસૌરભમાળાના મણકા-રૂપે પ્રગટ થયેલ 'મૃગાંક' વાર્તાસંગ્રહ વિશે બાળ-વાર્તાની ચર્ચા વખતે કરેલી ટીકા જ ફરી સંભારવી પડે છે. વાર્તા બાળકે વાંચતાં જ તેની વસ્તુને પંખીની જેમ ચાંચમાં ઝડપી લે એવી હોવી જોઇએ. જો બાળક ભાષાની અટપટી જાળમાં ગૂંચવાય અથવા વાર્તાનો ભાવ ગ્રહણ કરવામાં જ તેને મુશ્કેલી નડે તો એ વાર્તા ગમે તેટલી બોધક કે ઉચ્ચ કોટીની હોય પણ બાળકને માટે તે નિરર્થક નીવડવાની. લેખકની 'મૃગાંક' વાર્તામાંથી જ ચાર લીટી ટાંકીશું:

'નિરભ્ર સ્વચ્છ આકાશમાં પૂનમનો ચંદ્ર તરતો હતો. ગિરિવર ને તરુવર, સાગર અને સરિતા, ધોળી દૂધ જેવી ચાંદનીમાં નહાઈ રહ્યાં હતાં. માતાની આંખના અમી જેવી ચાંદની ઝીલી, પૃથ્વી પરનું શિશુકુલ પ્રસન્ન પોઢ્યું હતું.'

આ વર્ણનમા ગમે તેટલું ઉચ્ચ કોટીનું કાવ્ય ભર્યું હોય, પરંતુ બાળકને માટે તેનું મૂલ્ય શું ?

આગળના પાનાંઓ ઉપર કહી ગયા તેમ રામાયણ-મહાભારત અને પુરાણ એ વાર્તાકારો માટે રત્નની ખાણ છે. બાળકો માટે તેમાંથી દર પેઢીએ નવી નવી દૃષ્ટિએ મબલખ વાર્તાઓ રચી શકાય. આ વર્ષે એવાં ધાર્મિક અથવા પૌરાણિક બાલ-વાર્તાનાં પુસ્તકો જૂજ છે. તેમાં રમણલાલ નાનાલાલ શાહના **'સતી સાવિત્રી'** અને પ્રભુભક્ત **'પ્રહ્લાદ'** અને શારદા પ્રસાદ વર્માનાં **'સીતા' 'ભરત-લક્ષ્મણ'** વગેરે ચરિત્રો બાળકોને

સહેજે આકર્ષે તેવી સહેલી ભાષામાં અને વાર્તારૂપે લખાયાં છે. અત્યારના યુગમાં બાલ-માનસ ઉપર વાર્તાની તાદૃશ છાપ પડે તે માટે આ પ્રકારના વાર્તાસાહિત્યમાં પાને પાને ચિત્રો મૂકેલાં હોય છે. ચિત્રોની સાથે જ વાર્તા વાંચતા જવાથી પ્રસંગ ચિત્તમાં બરાબર પકડ જમાવે છે. આ વર્ષે એવી કેટલીક ચિત્રવાર્તાઓ પણ પ્રગટ થઈ છે. છેક નાના બાળકો માટે '**પિંપી**' અને '**બિંકી**' ખૂબ આકર્ષક ચિત્રો સાથે સરળ ભાષામાં વોરા પ્રકાશન કંપની તરફથી પ્રગટ થઈ છે. રવાણી પ્રકાશન ગૃહ તરફથી શાંતા ગાંધીએ લખેલી '**લક્કડખેડુ બારભાઇ**' પણ અનૂદિત ચિત્રકથા છે. '**ઉગા મહેતાજી**' '**ચાંગ અને ચતુરા**' એ શ્રી મહેન્દ્ર મેઘાણી-રચિત આકર્ષક ચિત્રકથાઓ છે. એ કથાઓ ચીનની ભૂમિની છે. બાળકો તેમજ ઓછું ભણેલા પ્રૌઢો પણ આવી ચિત્રકથાઓનો સહેજે આનંદ માણી શકશે. શ્રી શાંતા ગાંધી-કૃત '**સમીરનું ઘર**' બાળકોને ચિત્ર દ્વારા શિક્ષણ આપવાનો પ્રયાસ કરે છે.

ચિત્રની વાત નીકળી છે ત્યારે અહીં એક વાત લક્ષ પર લાવવી ઘટે છે કે ચિત્રો વાર્તાના પ્રસંગને બરાબર સમજાવે અને બાળક વાર્તાનો મર્મ સહેલાઈથી પકડી શકે તે માટે હોય છે. વસ્તુ સુગ્રાહ્ય સરળ અને આકર્ષક બનાવવાનો એનો હેતુ છે. વાર્તાના વસ્તુ કે વાતાવરણ સાથે અસંગત ચિત્રો એ પુસ્તકની ખામી-રૂપ ગણાય ઉપર નોંધેલી 'સીતા' 'સતી સવિત્રી' વગેરે બાલવાર્તાઓમા સીતા-સાવિત્રીને સાડલો અને ચોળી જેવા સીવેલા કપડા પહેરાવી ચિત્રકારે નૂતન ગુજરાતણ જેવા ચીતર્યાં છે, એ ઉપરથી વાર્તા અને ચિત્ર વિશે આ નાનકડુ મતવ્ય રજૂ કર્યું છે

શ્રી. રમણલાલ સોનીએ જૂનો '**હિતોપદેશ**' ફેરી તેમાંથી હિતોપદેશની વાર્તાના ચાર ભાગ પ્રગટ કર્યા છે. લેખકે પ્રસ્તાવનામાં યોગ્ય રીતે કહ્યું છે કે કેટલાંક પુસ્તકો એવા હોય છે જે કદી.મરતાં નથી કે જૂનાં થતા નથી. 'હિતોપદેશ' એક એવું પુસ્તક છે. લેખકે વાર્તાઓ બાળકોને સુગ્રાહ્ય બને તે માટે ભાષાશૈલી ખૂબ સરળ રાખી છે. 'હિતોપદેશ' એ કાગડા કૂતરા કે સિંહ હરણને હંસની કલ્પિત વાર્તાઓ જ નથી, આ વાર્તાઓના પાત્રો જમાને જમાનાના અમુક પ્રકારના વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આવાં પુસ્તકો બાલસાહિત્યની મોંઘી મિરાત છે.

જેમ હિતોપદેશ, પંચતંત્ર આદિ સગ્રહો વાર્તાસામગ્રી માટે ઊંડી ખાણ છે તેમ આધુનિક યુગમા મહાત્મા ગાંધીજીનુ જીવન અને કાર્ય લેખકો માટે ખૂબ

ખૂબ સામગ્રી પૂરી પાડી શકે તેમ છે પ્રાચીન યુગમા થઈ ગયેલા ગૌતમબુદ્ધ વિશે મોટેરાઓ તેમજ બાળકો માટે અનેક કથાઓ લખાઈ છે આ યુગમા ગાધીજીના જીવનની પણ એવી સાદી સરળ બોધપ્રેરક કથાઓ ઘેર ઘેર બાળકોના હાથમા પહોચી જવી જોઈએ. ગુજરાતના જ નહિ બલ્કે ભારતના—એથીય આગળ જઈને કહી શકાય કે સારાય વિશ્વના બાળકો માટે ગાધીજીના જીવન પ્રસગો સુલભ બનવા જોઈએ ગાધીજી ગુજરાતના હતા એટલે ગુજરાતના બાળકોએ તો ગાધીજીના જીવન વિશે અને કાર્ય વિશે સવિશેષ સમજ મેળવવી જોઈએ રામ કૃષ્ણ, બુદ્ધ, ઈસુની જેમ જ ગાધીજીનુ જીવન-ચરિત પણ બાળકો માટે પ્રેરણાનો ઝરો બની રહેશે આ વર્ષે ગાધીજીના જીવનના વિવિધ પાસાને વ્યક્ત કરતા, તેમના જીવનપ્રસગો આલેખતા કેટલાક પુસ્તકો પ્રગટ થયા છે તેમા શ્રી. લલ્લુભાઈ મકનજી કૃત **'ગાંધીજીનો વિનોદ'**, મનુબહેન ગાધીનુ **'બાપુનાં સભારણાં'** તેમજ ગાડીવ તરફથી **'ગાંધીજીની વાતો'**, ના મણકા નોધપાત્ર છે

ગાધીજી દેશ માટે રાતદિવસ ખૂબ પરિશ્રમ ઉઠાવતા હતા છતા તેમના મુખ ઉપર તેનો બોજ વરતાતો ન હતો તેનુ કારણ તેમનુ મુક્ત હાસ્ય હતુ ગમે તેવા ગભીર પ્રસગમા પણ ગાધીજીએ પોતાની આ હસવા હસાવવાની કળા મૂકી નથી એમનુ હાસ્ય ગમે તેવા ગભીર કે ગમગીન વાતાવરણને પણ ચેતનભર બનાવી મૂકતુ હતુ હાસ્યવિનોદમા થી ગાધીજી જીવનની અખૂટ શક્તિ પ્રાપ્ત કરતા હતા. વળી તેમનો વિનોદ માત્ર રાળટપ્પા અર્થે ન હતો, ઘણુ ખરુ તેમના વિનોદની પાછળ કોઈ ને કોઈ બોધપાઠ રહેલો દેખાશે, કેટલીક વાર એમા એમની ચબરાકી અને હાજરજવાબી પણ જોવા મળશે શ્રી લલ્લુભાઈ મકનજીએ ગાધીજીના વિનોદના એવા એસી જેટલા પ્રસગો મજેદાર શૈલીમા રજૂ કર્યા છે એ પ્રસગો માત્ર બાળકો જ નહિ પણ મોટેરાઓ પણ હોશે હોશે વાચી આનદ મેળવે તેવા છે આ વિનોદી પ્રસગોમા સપાદકે વૈવિધ્ય પણ સારુ આણ્યુ છે

**'બાપુનાં સભારણાં'** લખનાર શ્રી મનુબહેન ગાધી ગાધીજીના પૌત્રી થાય ગાધીજી સાથે નોઆખલીની યાત્રા દરમ્યાન તેમની સેવાનો લહાવો તેમને મળ્યો હતો એ સમયે તેમણે રાખેલી રોજનીશીમા ગાધીજીના જીવનચરિત્ર માટે મબલખ સામગ્રી છે અહી શ્રી પુષ્કર ચદરવાકરે મનુબહેન ગાધીની ડાયરી પરથી થોડાક પ્રસગો સપાદિત કર્યા છે આ

પુસ્તક બાળકો માટે ખાસ લખાયેલું દેખાતું નથી છતાં બાળકો આસ્વાદ લઈ શકે તેવા પ્રસંગો હોવાથી એને અહીં સમાવવું ઇષ્ટ ગણ્યું છે. આ વર્ષે આ પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે.

ગાંધીજીની સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠના એક અધ્યાપક અને ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસી શ્રી મુકુલભાઈ કલાર્થીએ પણ **'બાપુજીની વાતો'** નામથી બાળકોને સહેજે ગમી જાય તેવા કેટલાક પ્રસંગો રજૂ કર્યા છે. મુકુલભાઈ કલાર્થી બાલમાનસને રુચે અને ઘડે એવી અનેક નીતિકથાઓ દ્વારા હવે તો જાણીતા થયા છે. તેમની 'બોધક ટીકડીઓ-' નું તો અહીં સહેજે સ્મરણ થાય. 'બાપુજીની વાતો' ના હજી બીજા બે ભાગ પ્રગટ થવાના છે. આ પુસ્તક બાળકો તેમજ પ્રૌઢો માટે પણ પ્રેરક અને રસિક નીવડશે. 'ગાંડીવ' તરફથી શ્રી હરગોવિંદ મોદીએ પણ બાળકોને લક્ષમાં રાખીને એમના જીવનના વિવિધ બોધક રસિક અને વિનોદી પ્રસંગો રજૂ કર્યા છે. આ વર્ષે તેના આઠ નવ અને દશ એમ ત્રણ ભાગ પ્રગટ થયા છે.

આ બધાં પુસ્તકોમાં કેટલાક ખૂબ જાણીતા પ્રસંગો દરેક ચોપડીમાં આવી ગયા છે, પણ જુદા જુદા લેખકો પુસ્તકો લખે એટલે એવું પુનરાવર્તન અનિવાર્ય બને છે. બાળકો માટેનું આખુંય ગાંધીસાહિત્ય ગુજરાતમાં ખૂબ સત્કાર પામશે એવી શ્રદ્ધા છે.

બાલકાવ્યોની જેમ બાલનાટકોની પણ ગુજરાતમાં ખૂબ અછત દેખાય છે. બાલનાટકો તો ઠીક, નાટકોનો સામાન્ય વિચાર કરીએ તોપણ ગુજરાત પાસે નાટકો જ કયા છે! બાળકોને વાર્તાઓ વાચવી ગમે છે, કવિતા લલકારતા પણ આનંદ આવે છે, પણ નાટક ભજવવામા અને જોવામા તેમને જે ઉત્સાહ હોય છે તે અનેરો છે. બાળકોને ખીલવે બેધે અને આનંદ પમાડે એવા બાલનાટકો લખના તરફ ગુજરાતના લેખકોનુ ધ્યાન કયારે જશે? આ વર્ષે ગણ્યાંગાંઠ્યા બાળનાટકો સમીક્ષાર્થે મળ્યા છે તેમા ડૉ. શ્રીધરાણી કૃત **'સોનાપરી'** તો બીજી આવૃત્તિ છે શ્રીધરાણી ફૂલ અને પરીઓના કવિ છે. બાળકોના મનની ઝંખનાઓ આ કૃતિના નાટકો દ્વારા તેમણે કલાત્મક રીતે વ્યક્ત કરી છે ગિજુભાઈએ આ નાટકોની ચર્ચા પહેલી આવૃત્તિ વેળાએ કરેલી જ છે. આ વખતે બીજી આવૃત્તિ વેળાએ એ વિશે ખાસ કંઈ ઉમેરવુ જરૂરી નથી, સિવાય કે નાટકમા વ્યક્ત થતાં મનોભાવ અને ભાષા. નાટકોમાં

લેખકે ગૂથેલી પ્રેમની—પરિમિલનની ભાવનાઓ બાળકોને આકર્ષે તેવી છે, પરંતુ રંગભૂમિ પર એ ભાવોની અભિવ્યક્તિ બાળકોને સરળ ન પણ બને. નાટકોની ભાષાની કાવ્યમયતા બાળકોને ભજવણીમાં કદાચ અંતરાયરૂપ પણ બને. દા. ત. 'પીળાં પલાશ' એ શ્રીધરાણીના પહેલા જ બાળનાટકમા બેતાળીસમા પાના ઉપર કુમારની વાણી અહીં ઉતારીએ. "કુમાર :— પ્રેમનો રંગ પીળો છે, કુમારી ! અને રજનીગંધા અને ગંધરાજની બેનડીને તો કવિસમ્રાટે ગાઈ છે. વળી ગંધરાજની ખૂબી તમે સમજતાં નથી. એ પ્રફુલ્લ પાંખડી હોય ત્યારે તો મહેકે, પણ સત્કર્મોની સ્મૃતિની જેમ પીળા પડયા પછી કરમાયા પછી એ સવિશેષ મહેકે છે. સ્વીકારી લો એને, રાજકુમારી !"

આવાં ઠેર ઠેર વેરાયલાં ગદ્યકાવ્યો કવિનું ઉચ્ચ કવિત્વ ભલે પ્રગટ કરે, પણ બાળકોને આ બધું સુગમ્ય બનશે ખરું? નાટકોમાં રહેલું વાર્તાતત્ત્વ આકર્ષક છે, પરંતુ રંગભૂમિ ઉપર એની રજૂઆતમાં એ તત્ત્વ કેટલું ખીલી શકે એ પ્રશ્ન છે.

શ્રીધરાણીનાં નાટકોમાં 'બાળા રાજા' એ રીતે સહુથી વિશેષ આસ્વાદ્ય બની શકે તેમ છે. એનો હાસ્યરસ બાળકો હોશે હોશે માણશે 'સોનાપરી' નાટકની બીજી આવૃત્તિમાં લેખકે 'મારે થવું છે' નામનું ચોથું નાટક ઉમેર્યું છે. એમા પણ ઉપર વર્ણવેલી મુશ્કેલી સ્પષ્ટ દેખાય છે આધુનિક યુગ ઉપર કટાક્ષો પ્રબળ અને કવિનું કૌશલ દર્શાવે તેવા છે, પરંતુ તેમા મનુ જેવો બાળક (પૃ. ૯૦)

In a day nobody built a Rome !
So give me eternity.

જેવા ઉદ્ગારો કરે એ વિચિત્ર લાગે છે. આ નાટકના કટાક્ષો ભજવનારા બાળકોને તો ઠીક પણ પીઢ શ્રોતાજનોને પણ દુર્બોધ અને પરિણામે નીરસ નીવડે તેવા છે.

શ્રીધરાણી પાસે નાટ્યકારની સૂઝ છે. બાળકોને સહેજે આકર્ષે તેવા મનોરમ વિચારો પણ તેમની નજરમા છે, પ્રસંગ રચના વગેરેમા તેમજ વચમાં મઝાની કવિતા વેરવામા પણ તે કુશળ છે, પરંતુ તેમની વિદ્વત્તા આ નાટકોને સીધા સાદા અર્થમા 'બાળનાટકો' બનવામા મુશ્કેલી ઊભી કરે છે. બાળકોને—સાવ નાના બાળકોને હોશે હોશે ભજવવાનું દિલ થાય તેવાં

નાટકો બાલમાનસના એક અનુભવી લેખક શ્રી જુગનરામ દવે પાસેથી મળે છે. 'ગાલ્લી મારી ઘરરર જાય' એમાં એવાં બાર નાટકો છે એને નાટકો કરતાં સંવાદ જ કહેવા યોગ્ય ગણાય. ગિજુભાઈની બાલવાર્તાઓ જ જાણે નાનકડી નાટિકાઓ બનીને આવી હોય એવો ભાસ આ નાટકો જોતાં થાય. બાળકોની કલ્પનાને પ્રફુલ્લાવે તેવી પ્રસંગરચના, વચમા બાળકોને લલકારતાં સહેજે કંઠસ્થ થઈ જાય તેવાં જોડકણાં અને સાવ સરળ ભાષાને કારણે ભૂલકાંઓ માટે આ નાટકો એક લહાણું બની રહેશે. એ જ લેખકનું બીજુ એક નાનકડું નાટક '**શેકડિઓ ખેડૂત**' ગામડાના લાભ મૂકી શહેરનો મોહ પામી શહેરમાં જતા ખેડૂતની ફજેતીનું રસિક ચિત્ર પદ્યરૂપે રજૂ કરે છે.

'**મંગલ ઉષા**' એ શ્રી હિંમતલાલ દવે-કૃત બાપુશાહીનો ચિતાર આપતી બાલનાટિકા છે. બાપુના એશઆરામ અને એમના ખુશામતિયાઓ પર લેખકે સારો કટાક્ષ કર્યો છે એની સાથે જ લેખકે નૂતન ભારત દેશની પ્રગતિ અને એના વિજ્ઞાનની વાતો ગૂંથી લેવાનો પ્રયાસ કર્યો છે. નાટિકામા પ્રચારનું તત્ત્વ સ્પષ્ટ ઊપસી આવતુ હોવાથી એની કલાનું મૂલ્ય ઘટે છે. એ નાટકમાં 'નિરાલી શાન' ની કવાલીને બદલે બાળકોને સહેજે આનંદ આપે અને સુપાચ્ય નીવડે તેવી સાદી કવિતા વધારે સાર્થ બની શકત.

બાળકો માટેના ગદ્યસાહિત્યની ચર્ચા કરતી વેળા એક વાતનો ઈશારો કરી દીધો હતો કે મહાન પુરુષોનાં જીવનચરિત્રો બાળકોના હાથમા મુકાવાં જ જોઈએ. બાળકોના માનસઘડતર માટે એવા પુસ્તકો ખૂબ પ્રેરક નીવડશે. મહાન વ્યક્તિઓના આવા ચરિત્રો હવે લખાવા માડયા છે એ શુભ નિશાની છે. આ વર્ષે શારદાપ્રસાદ વર્મા-કૃત '**ગાંધીજી અને બીજા નરવીરો**' રવાણી પ્રકાશન ગૃહ તરફથી '**દાદાસાહેબ**' '**હેમચંદ્રાચાર્ય**' '**વીર નર્મદ**,' વોરા પ્રકાશન તરફથી '**ઠક્કરબાપા**,' '**હું એન સંગ**' '**નાઇટિંગેલ**,' યુગાન્તર કાર્યાલય તરફથી '**મહારાણી લક્ષ્મીબાઈ**' આદિ બાળપુસ્તકો પ્રસિદ્ધ થયા છે. સસ્તુ સાહિત્યે '**ગુજરાતના ભક્તો**' પુસ્તક પ્રગટ કર્યું છે તે પણ એ જ હેતુ સારે છે. આમ શૌર્ય, સેવા, ભક્તિ આદિ વિવિધ ભાવનાઓ બાળકોમા ખીલવે તેવા ઉચ્ચ હેતુથી જુદી જુદી પ્રકાશન સંસ્થાઓ આવા વિવિધ ચરિત્ર-ચિત્રો પ્રગટ કરે છે તે આનંદની બીના છે. આ બધાં જ પુસ્તકો બાળકો

સહેજે સ્પર્શે તેવી શૈલીમાં લખાયાં છે. આ ચારત્ર-ચિત્રણમાં જીવનના મહત્ત્વના પ્રસંગોનું આલેખન લેખકોએ લક્ષમાં રાખી બાળકોને બિન-જરૂરી શુષ્ક માહિતીના કંટાળામાંથી ઉગારી લીધાં છે. આ દિશામાં હજી ખૂબ પ્રયાસો થશે એવી આપણે આશા રાખીએ. અહીં એટલું ઉમેરી દઈએ કે પ્રૌઢ શિક્ષણ પામેલો લોકસમાજ પણ આ ચરિત્રો—રેખાચિત્રો હોંશે હોંશે વાંચી શકશે. સહેજ મોટી વયના કિશોરો માટે સસ્તું સાહિત્ય તરફથી બૂકર ટી. વૉશિંગ્ટનની આત્મકથા આહ્લાદક બની રહેશે. ગુલામોના પિતાનું બિરુદ પામેલા આ મહાન શિક્ષણશાસ્ત્રીએ પોતાની જીવનકથા લખી હતી; તેના આધારે આ પુસ્તક શ્રી પ્રફુલ્લ ઠાકોરે અંગ્રેજી ઉપરથી અનુવાદ કરીને લખ્યું છે. બાળકો તેમજ મોટેરાંઓ માટે પણ આ મહાન પુરુષનું આત્મચરિત્ર પ્રેરક નીવડશે. અનુવાદ સરળ બની શક્યો છે. આ જ સંસ્થાએ કિશોરો માટે તેમજ સામાન્ય જનસમાજ માટે મહાભારતમાંથી **'પિતામહ ભીષ્મ'** નું જીવનચરિત્ર તૈયાર કરાવી આ વર્ષે પ્રગટ કર્યું છે તે પણ રસિક પ્રેરક અને પાવક પ્રસંગોને કારણે સહુ કોઈને ગમશે.

નીતિ અને ધર્મનાં પુસ્તકોનું પ્રકાશન એ 'સસ્તું સાહિત્ય' સંસ્થાનો મુખ્ય વ્યવસાય છે બાળકોના ચિત્તમાં નાનપણથી જ નીતિ અને સદાચારની ભાવના દૃઢ થાય તેવા શુભ હેતુથી આ સંસ્થાએ આ વર્ષે **'બાળકોના ગુણ' 'બાળકોની બોલચાલ' 'બાળકોની દિનચર્યા' 'બાળકોની નીતિશિક્ષા'** આદિ પુસ્તકો પ્રગટ કર્યાં છે. મોટા અક્ષરોમાં લખાયેલાં આ પુસ્તકો એની સાદી ભાષાને કારણે બાળકોને મુખપાઠ કરવા લલચાવશે. એ જ સંસ્થાનું **'બાળકોની રમતો'** પુસ્તક પણ બાળકોને નવી નવી રમતોની પ્રેરણા આપી તેમાં પ્રવૃત્ત કરશે.

બાલ્યાવસ્થામાંથી કિશોરાવસ્થામાં પ્રવેશતાં બાળકો એક જાતની મુગ્ધાવસ્થા અનુભવે છે. તેમનામાં એ સમયે સાહસ શૌર્યની તેમજ કંઈક નવું કરવાની—નવું જાણવાની જિજ્ઞાસા ઊછળવા માંડે છે. એમની ચિત્ત-સૃષ્ટિને સ્પર્શે અને એમને ઉચ્ચ ભાવનાઓ તરફ પ્રેરે એવું શિક્ષણ અને સાહિત્ય એ સમયે જો એમને મળે તો દેશના ભાવી નાગરિકો અંગે આજે જે બળાપા થાય છે તે શમી જાય

કિશોરોનું માનસ સમજીને આ દિશામાં કેટલાક પીઢ તેમજ નવોદિત લેખકોએ પ્રયાસ કર્યા છે એ હકીકત આનંદદાયક છે. રમણલાલ સોની-કૃત **'બાવા આદમનો ખજાનો,'** ઈશ્વરભાઈ પટેલ-કૃત **'શીંગી શીંગી',**

સત્યમ્-કૃત **'ટારઝનનું શૌર્ય,'** સોમાભાઈ પટેલ-કૃત **'સુલેમાનનો ખજાનો,'** શ્રીકાન્ત ત્રિવેદીનાં **'અજબ દેશ'** તેમજ **'સાગરના સાહસિકો' 'ચંદ્ર પર ચડાઈ'** વગેરે પુસ્તકો કિશોરો માટે સાહસ અને શૌર્યની સૃષ્ટિ ખડી કરે તેવાં છે. એકે એક કથા રોમાંચક છે. દરિયાઈ સાહસો, હવાઈ સાહસો, જંગલી જાતો સાથે ઝપાઝપી, જંગલી પ્રાણીઓના પંજામાંથી—પ્રસંગોમાંથી અજબ ઉગાર વગેરે પ્રસંગો કોઈપણ કિશોરને સહેજે જકડી રાખે અને તેના તરવરિયા સ્વભાવ ને એવી સાહસિક વૃત્તિ તરફ દોરે તેવા છે. તેમા પણ 'શીગી શીગી-' ની કથા વિદ્યાર્થીઓને તેમજ કિશોરોને અવનવી માહિતી સાથે શૌર્ય અને આછી રમૂજ પૂરી પાડશે. આ પુસ્તક પ્રગટ કરવા બદલ શ્રી ઈશ્વરભાઈ પટેલને અભિનંદન ઘટે છે. કિશોરોની નાડ બરાબર સમજીને તેમણે આ વાર્તા પ્રસિદ્ધ કરી છે 'ચંદ્ર પર ચડાઈ' પણ ચંદ્ર પ્રદેશના અનુભવોનું ચિત્તાકર્ષક બ્યાન રજૂ કરે છે તે પણ કિશોરોને ગમશે જ. 'ટારઝન-' નું તો ગુજરાતના બાળકોને ઘેલું લાગ્યું છે જ; એના શૌર્યના પ્રસંગો ગુજરાત હોશે હોશે વાંચશે.

કિશોરોને શૌર્ય–સાહસની પ્રેરણા આપનારાં લગભગ બધા જ પુસ્તકો અનુવાદ કે રૂપાંતરો છે. પરદેશની આવી રસીની રોમાંચક કથાઓ વડે ગુજરાતનું બાલ-કિશોર સાહિત્ય પુષ્ટ થાય તેમા અજુગતું કશુ નથી, બલકે એ આવશ્યક છે, પરંતુ સાથે સાથે ગુજરાતના લેખકો ભારત દેશના જ નવયુવાનોની ભારતદેશના જ ખમીરને વ્યક્ત કરનારી મૌલિક વાર્તાઓ પણ આપે તો કેવુ ! ગુજરાતનો વિશાળ દરિયાકાંઠો છે, ગુજરાત સૌરાષ્ટ્રમાં સંત–અને બહારવટિયાઓનુ ખમીર જાણીતુ થયેલુ છે, ગુજરાતના જુવાનો પણ સાહસિક છે હિમાલય પર ચડાઈનો, અથવા તો સાગરકાંઠાના ખલાસીના કે બહારવટિયાના કે પછાત કહેવાતી પ્રજાના રોમાંચક પ્રસંગોની સળંગ કથા લેખકો કિશોરો માટે લખે તો કેવુ સારુ ! ગુજરાત તેમજ આખા ભારત દેશમા પણ આવી કથાઓ માટે મસાલો ઓછો નથી ગુજરાતનુ બાહ્ય તેમજ આંતરિક ખમીર પ્રગટ થાય ,તેવી વાર્તાઓ નથી રચાઈ એમ નથી, પરંતુ દરિયાઈ કથાઓ આદિથી ગુજરાતનુ બાલ-સાહિત્ય ખૂબ સમૃદ્ધ બને એ ઇષ્ટ છે.

હવે વાર્તા નહિ પણ વાર્તાની જ રસળતી શૈલીમા લખાયેલા બાળકો –કિશોરો–પ્રૌઢો તેમજ શિક્ષિતોનો પણ જ્ઞાનપ્રદેશ વિસ્તારનારા શ્રી મનુ-

ભાઈ જોધાણી તેમજ વસંત જોધાણીનાં પુસ્તકો જોઈએ. આપણા પ્રાંતમાં બાળકો તેમજ કિશોરો માટે વાર્તા તેમજ એવા લલિત સાહિત્યનો જેટલો પ્રચાર છે તેટલો સામાન્ય જ્ઞાન આપનારાં પુસ્તકોનો નથી આપણે આંગણે થતી વનસ્પતિઓ, આપણા જ ઊંમરાનાં છત્ર જંતુઓ-પ્રાણીઓ વિશે શિક્ષિતો પાસે પણ સાચી માહિતી કેટની અલ્પ છે! એ દિશામાં 'કુમાર' જેવા માસિકે વર્ષોથી નજર નાંખી છે. હવે શ્રી મનુભાઈ જોધાણી તેમજ વસંત જોધાણી '**પેટે ચાલનારાં પ્રાણીઓ**' તેમજ '**વનવગડાનાં પંખી**' દ્વારા એ દિશામાં વિશેષ પ્રવાસ કરે છે. આ પુસ્તકોની વિશેષતા એ છે કે તે મૌલિક છે; અને લેખકોના જાતઅનુભવ તેમજ નિરીક્ષણના પ્રયાસોનું પરિણામ છે. બંને લેખકોએ—પિતાપુત્રે—ખૂબ શ્રમ લઈને આ પ્રાણીઓ વિશે માહિતી એકત્રિત કરી જણાય છે. સાપ વિશે આપણામાં કેટલો બધો ભય વ્યાપક બનેલો છે! પરંતુ બહુ ઓછા સાપ ખરેખર ઝેરી હોય છે. આપણું આ પેટે ચાલનારાં પ્રાણીઓ વિશેનું અજ્ઞાન તેઓના વિશે ખૂબ ભય પેદા કરે છે. લેખકોએ સાપ, નાગ, કાચંડો, ગરોળી, મગર કાચબો આદિ જીવો તેમજ પ્રાણીઓ વિશે સાચી માહિતી ઉપરાંત તે વિશે દંતકથાઓ, માન્યતાઓ રજૂ કરી આપણી કેટલીક ભ્રમણાઓનું ખંડન કરી એ પ્રાણીઓમાં વાચકને રસ લેતા કરી મૂક્યા છે. નાગ અને સાપ વિશેની કેટલીક ભયજનક ભ્રમણાઓ દૂર કરવામા આ પુસ્તકો ફળદાયી નીવડશે. એ સિવાય એવા પેટે ચાલનારાં પ્રાણીઓની ખાસિયતો, એમના ખોરાક, એમનાં રહેઠાણ, એમના ઉપભોગ વગેરેની માહિતી પણ અત્યંત રસિક છે. આ પુસ્તકો એક રીતે જોતાં માહિતી આપનારાં પુસ્તક છે, પરંતુ ઉપર કહ્યું તેમ શૈલી બાલભોગ્યવાર્તાની હોવાથી એ વાર્તાસાહિત્યના પુસ્તકની જ ગરજ સારે તેવાં બન્યાં છે. આવાં પુસ્તકો ગુજરાતમા રસપૂર્વક વંચાવા જોઈએ.

'વન વગડાનાં પંખી'મા તેતર, હોલો, ગરુડ, ચિલોત્રો વગેરે પંખીઓ વિશે પણ એવી જ આકર્ષક માહિતી વાર્તારૂપે લેખકે પીરસી છે. પુસ્તકોમા લેખકે પંખીઓના તેમજ પ્રાણીઓના સુંદર ચિત્રો આપીને પુસ્તકને વધુ ઉઠાવ આપ્યો છે. શૈલીમાં ક્યાક ક્યાક તળપદા સોગપ્રિય શબ્દપ્રયોગો વાચનનું ધ્યાન ખેંચી રહેશે. ક્યાક બાળકો તેમજ કિશોરો માટે જરા કઠણ પડે તેવા શબ્દો પણ પ્રયોજાયા છે અને એ મુશ્કેલીનું નિવારણ લેખકે પાછળ એવા કઠણ શબ્દોના અર્થ આપીને કર્યું છે

આપણા આંગણાનાં પંખી પ્રાણી વિશે સુંદર સાચી માહિતી પૂરી પાડનારા આ પુસ્તકનું અભિવાદન કરતાં આનંદ થાય છે. આશા છે કે સહુ કોઇ આ પુસ્તકને સત્કારશે.

બાળકોના શિક્ષણમાં સહેજે ઉપયોગી અને આકર્ષક નીવડે તેવાં પ્રવાસ-પુસ્તકોમાં શ્રી પીતાંબર પટેલ-કૃત **'નૂતન ભારતનાં તીરથ'** નો સમાવેશ કરી શકાય. લેખકે સ્વરાજ મળ્યા પછી ભારતના નવનિર્માણનું પ્રત્યક્ષ દર્શન કરી જુદાં જુદાં નગરોની ઐતિહાસિક ભૌગોલિક ઉપરાંત સાંસ્કૃતિક માહિતી આ પુસ્તકોમાં રજૂ કરી છે, પરંતુ આ માહિતીનો બોજો વાચકને ન લાગે તેની લેખકે કાળજી રાખી દેખાય છે. તીરથનાં વર્ણનો રસળતી શૈલીમાં લખાયાં છે. અવારનવાર લેખકે વર્ણનોને કવિતાનો ઓપ ચડાવ્યો છે. આપણો દેશ યંત્રઉદ્યોગો નહેર-બંધ તેમજ બીજી અનેક દિશામાં કેવી પ્રગતિ સાધી રહ્યો છે તેની સમજણ આપવામાં લેખકની આ શ્રેણી ઉપયોગી નીવડશે.

કિશોરો તેમજ પ્રૌઢ શિક્ષણ પામેલાઓ માટે સુંદર મોટા ટાઇપમાં લખાયેલી વાર્તાઓમાં મનુભાઈ જોધાણી-કૃત **'પીળુ પાનુ' 'બાપની આબરૂ,'** ચૂનીલાલ વ. શાહ-કૃત **'ધરતીને ખોળે'** પન્નાલાલ પટેલ-રચિત **'મેગો ગામેતી'**, તેમજ રમણિક અરાલવાળા-કૃત **'સાચી જાતરા'** નોંધપાત્ર છે. મનુભાઈ જોધાણીનાં પુસ્તકોમાં સૌરાષ્ટ્રના મધ્યકાલીન રંગો દાખવતી શૌર્ય સાહસ અને ટેક ત્યાગની વાર્તાઓ ઉપરાંત હૃદયના ઉન્નત ભાવો પ્રગટ કરતી વાર્તાઓ છે. પહેલી જ વાર્તા 'પીળું પાનું' દાન આપનાર દાનેશ્વરી અને એ દાન પાછું વાળનાર ટેકીલા વીરની કથા છે. સામાન્ય માનવીના હૃદયની ઉદાત્તતા આ વાર્તામાં સરસ રીતે પ્રગટ થઇ છે. એ સિવાય 'આશરાનો ધર્મ' 'સિદ્ધિ' વગેરે વાર્તાઓ પણ કોઇક ને કોઇક જીવનનું મૂલ્ય કે સત્ય પ્રગટ કરી વાચકના ચિત્તમાં સુંદર છાપ મૂકી જાય છે. 'બાપની આબરૂ' ઝવેરચંદ મેઘાણીની વાર્તાઓની સહેજે યાદ આપી જાય તેવી વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તાકારની કલમ કસાયેલી છે એની વાર્તાઓ વાંચતાં પ્રતીતિ થશે.

**'મેઘો ગામેતી'** વાર્તાસંગ્રહમા ગ્રામજીવનની રંગતભરી વાતો પન્નાલાલે રજૂ કરી છે. 'આકરો અમરો' વાર્તામા માનવગ્રહ પરના કટાક્ષ તેમજ એની રંગભરી રજૂઆત મનોરંજક નીવડશે તળપદી બોલીનું સામર્થ્ય તેમજ પાત્રોના મનોભાવનું સમર્થ ચિત્રણ આ વાર્તાઓમાં

સદ્ગત જ્યારી. ચુનીલાલ વ. શાહ-કૃત '‘ધરતીને ખોળે’ એ ગદ્યાત્મા ટૉલ્સ્ટૉય કૃત How much Land A man Needs નું રૂપાંતર છે. માનવીના લોભની સીમા નથી. લોભમાં ને લોભમાં તે ક્યાંસુધી આગળ વધે છે તેનું બોધક ચિત્ર આ વાર્તામાં છે. વાચકોની રુચિને લક્ષમાં રાખીને આ રૂપાંતર થયું છે એ લેખકની સફળતા છે.

શ્રી રમણિક અરાલવાળા-કૃત ‘સાચી જાત્રા’ ટૉલ્સ્ટૉયની જ ટૂંકી વાર્તાઓનો અનુવાદ છે. વાર્તાઓમાં બોધક સામગ્રી ઠીક ઠીક વેરાયેલી છે. ભાષાંતર હજી વિશેષ સરળ બની શક્યું હોત.

પીતાંબર પટેલ-કૃત ‘કેસુડાનાં ફૂલ’ વાર્તાસંગ્રહમાં ઉચ્ચ જીવનની તેમજ જીવનસંગ્રામમાં વીરતાપૂર્વક ઝૂઝવાની પ્રેરણા આપતી સફળ વાર્તાઓ છે.

## તારણ

૧૯૫૭ ની સાલનાં પુસ્તકોની સમીક્ષા પૂરી કર્યા પછી તેનું આખું સરવૈયું અત્રે કાઢી લેવું યોગ્ય ગણાશે. આ વર્ષે બગુસોથીય વધુ પુસ્તકો સમીક્ષાર્થે મળ્યાં હતાં. એ બધાં પુસ્તકો તપાસી જતાં નવલકથાનો વિભાગ સંખ્યાદષ્ટિએ કંઈક માતબર જણાય છે. એમાં પન્નાલાલ પટેલની ‘ભાંગ્યાનાં ભેરુ’ તેમજ ચુનિલાલ મડિયાની ‘લીલુડી ધરતી’ નવલકથા નોંધપાત્ર ગણાય. ધૂમકેતુની ઐતિહાસિક નવલકથા ‘સમ્રાટ ચંદ્રગુપ્ત’ પણ વાચકોને આકર્ષશે. નવોદિત નવલકથાકારોમાં શ્રી વિશ્વમિત્ર ‘મંગલયાત્રા’ દ્વારા ધ્યાન ખેંચે છે.

આ વર્ષનો કાવ્યપ્રવાહ સાવ પાતળો છે, છતાં એમાંના મોટા ભાગના કાવ્યસંગ્રહો ગુણવત્તાની દૃષ્ટિએ સંતોષકારક છે. શ્રીધરાણીના ‘કોડિયાં’ ની તો બીજી સંવર્ધિત આવૃત્તિ છે, પરંતુ આચાર્ય પ્રેમશંકર ભટ્ટ-કૃત ‘તીર્થોદક’ તેમજ મકરન્દ દવે-કૃત ‘ગોરજ’ કાવ્યરસિકોનો જરૂર સત્કાર પામશે.

નવલિકા વિભાગમાં ગુલાબદાસ બ્રોકરની કલમ હજી એવી જ અસ્ખલિત વહે છે તેની પ્રતીતિ ‘પ્રકાશનું સ્મિત’ વાર્તાસંગ્રહ કરાવશે.

નવલિકાક્ષેત્રે નવી શક્યતાઓ દર્શાવતો સુરેશ જોશીનો 'ગૃહપ્રવેશ' પણ નોંધપાત્ર ગણાય.

નાટ્યવિભાગમાં મન ઠારે તેવી કૃતિ તો એક જ અને તે રસિકલાલ પરીખ-કૃત 'શર્વિલક.' એમાં લેખકની નાટ્યકલા અને વિદ્વાન તરીકેની પ્રતિભા બંનેનો ચમકારો છે.

લલિતેતર સાહિત્યમાં-વિવેચનની કૃતિઓ તપાસતાં, શ્રી વિજયરાય ક. વૈદ્ય-કૃત 'ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ' મૂલ્યવાન ગણાય.

તત્ત્વજ્ઞાન વિભાગમાં પંડિત સુખલાલજી-કૃત 'દર્શન અને ચિંતન' (બે ભાગ) આખા વર્ષનો શ્રેષ્ઠ ગ્રંથ ગણાવાનો અધિકાર મેળવી જાય છે. ઇતિહાસ વિભાગમાં રત્નમણિરાવ જોટે-કૃત ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ખંડ ૩) મૂલ્યવાન પુસ્તક છે.

બાલસાહિત્યમાં લલ્લુભાઈ મકનજી-કૃત ગાંધીજીનો વિનોદ, ઈશ્વરભાઈ પટેલ-કૃત 'શીંગી શીંગી' તેમજ મનુભાઈ જોધાણી અને વસંત જોધાણીનાં 'પેટે ચાલનારા પ્રાણીઓ' અને 'વનરગડાનાં પંખી' નોંધપાત્ર ગણાય. ચિત્રકથામાં મહેન્દ્ર મેઘાણી-કૃત 'ઉગા મહેતાજી' અને વોરા પબ્લિશર્સનાં 'પીપી' અને 'બિંદી' આકર્ષક કહી શકાય.

પરભાષામાંથી અનૂદિત થયેલાં પુસ્તકોમાં શ્રી હજારીપ્રસાદ-કૃત 'બાણુ ભટ્ટની આત્મકથા' તેમજ શ્રી પેંડસે-કૃત 'હદપાર' નવલકથા, નવલિકા વિભાગમાં 'ચેખોવની શ્રેષ્ઠવાર્તાઓ' જીવનચરિત્રોમાં ધર્માનંદ કોસંબીનું પુસ્તક 'ગૌતમબુદ્ધ' નોંધપાત્ર છે.

## આભારદર્શન

આગળના વર્ષની સરખામણીમાં આ વર્ષનું સાહિત્ય કેવું કહેવાય એ ચર્ચાની આવશ્યકતા મને લાગતી નથી. એ સરખામણીથી ખાસ લાભ નથી. અંતે ગુજરાત સાહિત્ય સભાએ આ વર્ષના પુસ્તકોની સમીક્ષાનું કાર્ય મને સોંપી એ વર્ષના સાહિત્યપ્રવાહ પર દૃષ્ટિપાત કરવાની તક આપી તે બદલ ફરી વાર તેનો હું આભાર માનું છું. એ સિવાય પ્રકાશકોએ જે ઉમળકાભર્યો સહકાર આપ્યો છે તેનું પણ અત્રે સ્મરણ કરી તેમનો આભાર માનું છું.

# સમીક્ષાર્થે મળેલાં પુસ્તકોની નોંધ

## કાવ્યવિભાગ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ તીર્થોદક | પ્રેમશંકર ભટ્ટ | શ્રી. સાહિત્યાલય | ૧૩૬ | ૩-૭૫ |
| ૨ ગોરજ | મકરન્દ દવે | ભારતી સાહિત્ય સંઘ | ૧૧૭ | ૨-૫૦ |
| ૩ લગ્ન ગીતો (ત્રીજી આવૃત્તિ) | રમેશ પાઠક | — | ૧૮૨ | — |
| ૪ નિશિગંધા | પ્રીતમલાલ કવિ | ગૂર્જર ગ્રંથરત્ન | ૮૨ | ૧-૫૦ |
| ૫ રાસ તરંગિણી (દશમી આવૃત્તિ) | બોટાદકર | ત્રિપાઠીની કું. | ૮૦ | ૧-૫૦ |
| ૬ પ્રેરણા | પ્રભુદાસ વ્યાસ | પ્રભુદાસ વ્યાસ | ૧૦૦ | ૨-૦ |
| ૭ હાલરડાં | રમેશ પાઠક | ભારતી સાહિત્ય સંઘ | ૬૨ | ૧-૦ |
| ૮ કોડિયાં | કૃષ્ણલાલ શ્રીધરાણી | વોરા એન્ડ કં. | ૨૯૮ | ૪-૦ |
| ૯ મર્મર | જયંત પાઠક | પોપ્યુલર બુક સ્ટોર | ૨૧૩ | ૪-૦ |

## નવલકથાવિભાગ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ તપસ્વિની ભાગ ૧ | કનૈયાલાલ મા. મુનશી | ભારતીય વિદ્યાભવન મુંબઈ ૭ | ૪૭૮ | ૧૦ |
| ૨ તપસ્વિની ભાગ ૨ | કનૈયાલાલ મા. મુનશી | ભારતીય વિદ્યાભવન મુંબઈ ૭ | ૪૭૮ | — |
| ૩ લીલુડી ધરતી ભાગ ૧ | ચુનીલાલ મડિયા | આર. આર. શેઠની કું. | ૩૨૪+૩૨=૩૫૬ | ૫-૦ |
| ૪ લીલુડી ધરતી ભાગ ૨ | ચુનીલાલ મડિયા | આર. આર. શેઠની કું. | ૩૩૫+૮=૩૪૩ | ૫-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ ભાગ્યાનાં ભરુ | પન્નાલાલ પટેલ | ભારતી સાહિત્ય સંઘ | ૪૩૮ + ૧૬ ૪૫૪ | ૬–૫૦ |
| ૬ કૃષ્ણાજી નાયક | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩૫૧ | ૫–૦ |
| ૭ ગોરખ આયા (બીજી આવૃત્તિ) | ગુણવંતરાય આચાર્ય | આર. આર. શેઠની કું. | ૩૧૩ + ૧૦ = ૩૨૩ | ૪–૫૦ |
| ૮ રાય હરિહર | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૭૪ | ૪–૦ |
| ૯ દરિયાસારંગ (સંક્ષિપ્ત) | ગુણવંતરાય આચાર્ય | વોરા એન્ડ કંપની | ૧૮૦ | ૨–૦ |
| ૧૦ સમ્રાટ ચંદ્રગુપ્ત | ધૂમકેતુ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩૨૪ | ૪–૫૦ |
| ૧૧ સોમનાથનું શિવલિંગ | ચુ. વ. શાહ | ગાંડીવ સાહિત્ય મંદિર | ૨૩૮ | ૪–૦ |
| ૧૨ બાવ મોહિની | ચુ. વ. શાહ | ગાંડીવ સાહિત્ય મંદિર | ૨૬૩ | ૪–૨૫ |
| ૧૩ શકુંતલા | ઈશ્વર પેટલીકર | આર. આર. શેઠની કંપની | ૩૨૩ + ૮ ૩૩૧ | ૪–૫૦ |
| ૧૪ હેતના પારખા | મોહનલાલ પટેલ | પ્રકાશ સાહિત્ય ભંડાર | ૨૭૦ | ૪–૫૦ |
| ૧૫ મગન યાત્રા | 'વિશ્વમિત્ર' | ભારતી સાહિત્ય સંઘ | ૨૮૮ | ૪–૨૫ |
| ૧૬ લાખેણી લાજ ભાગ ૧ | શયદા | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૭૨ | ૪–૦ |
| ૧૭ લાખેણી લાજ ભાગ ૨ | શયદા | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૫૨ | ૪–૦ |
| ૧૮ સૌંદર્યપૂજા ભાગ ૧ | શયદા | આર. આર. શેઠની કું. | ૨૭૦ + ૮ = ૨૭૮ | ૪–૦ |
| ૧૯ સૌંદર્યપૂજા ભાગ ૨ | શયદા | આર. આર. શેઠની કું. | ૨૫૦ + ૮ = ૨૫૮ | ૩–૫૦ |
| ૨૦ નંદવાયેલા હૈયા (બીજી આવૃત્તિ) | પુષ્કર ચંદરવાકર | સ્વાણી પ્રકાશન ગૃહ | ૧૮૬ | ૩–૦ |
| ૨૧ ભવની કમાણી (બીજી આવૃત્તિ) | પુષ્કર ચંદરવાકર | સ્વાણી પ્રકાશન | ૨૮૨ | ૪–૫૦ |
| ૨૨ બાવડાના બળે (ત્રીજી આવૃત્તિ) | પુષ્કર ચંદરવાકર | સ્વાણી પ્રકાશન | ૨૧૫ | ૨–૫૦ |
| ૨૩ આંધીનાં એંધાણ | રમણિકલાલ પટેલ | ભારતી સાહિત્ય સંઘ | ૨૦૦ | ૩–૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૨૪ જ્યોતિ | ગૌતમ | આર આર શેઠની કું | ૩૭૨+૧૬=૩૮૮ | ૫–૫૦ |
| ૨૫ ગરીબની લક્ષ્મી | ચન્દ્ર વસાવડા | હરિહર પુસ્તકાલય | ૧૮૭ | ૨–૭૫ |
| ૨૬ કુવારી વહુ (બીજી આવૃત્તિ) | ધીરેન્દ્ર દેશી | રૂપમ્ પ્રકાશન | ૧૫૬ | ૨–૫૦ |
| ૨૭ નંદબાનુ | બાબુભાઇ પ્રા વૈદ્ય | ભારતી સાહિત્ય સંઘ | ૨૪૭ | ૩–૭૫ |
| ૨૮ વિમલ મૂર્તિ | રતિલાલ ગિરધરલાલ શાહ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૪૭૪ | ૬–૦ |
| ૨૯ ફુ અને દિવ્યમાળા | રતિલાલ ગિરધરલાલ શાહ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૭૧ | ૪–૫૦ |
| ૩૦ કલન્દરની કટાર | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે | ૧૧૨ | ૧–૫૦ |
| ૩૧ અતિથિ અને બે બહેનો | રવીન્દ્રનાથ ટાગોર અનુવાદક વિશ્વમિત્ર | હરિહર પુસ્તકાલય | ૧૩૧ | ૨–૦ |
| ૩૨ રાકના રતન (બીજી આવૃત્તિ) | પુષ્કર ચંદરવાકર | રવાણી પ્રકાશનગૃહ | ૧૬૯ | ૩–૦ |
| ૩૩ ખજોપછેડી ને દીઠો ચાંદ | પીટર લેનામ–અનુવાદક જયન્તી દલાલ | રવાણી પ્રકાશન ગૃહ | ૪૮૫ | ૮–૦ |
| ૩૪ સુનીતા | નરેશબાબુ અનુવાદક રમણલાલ સોની | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧૬૪ | ૨–૫૦ |
| ૩૫ પરિણીતા | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય–અનુ શ્રીકાન્ત ત્રિવેદી | રવાણી પ્રકાશન ગૃહ | ૮૮ | ૧–૨૫ |
| ૩૬ આધાર | ડૉ કુ સુમતિ ક્ષેત્રમાડે અનુવાદક ગોપાળરાવ વિદ્વાંસ | આર આર શેઠની કંપની | ૨૬૬+૨૨=૨૮૮ | ૪–૦ |
| ૩૭ સરસ્વતીચંદ્ર (કથાસાર) | ગોવર્ધનરામ ત્રિપાઠી (કથાસાર) સોમાભાઇ પટેલ | વોરા એન્ડ કંપની | ૧૨૮ | ૧–૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૮ જીવતા ખડેર | ગો ની દાડેકર—અનુ ગોપાળરાવ ગ વિદ્રાસ | આર આર શેઠની કપની | ૩૮૦+૧૦=૩૯૦ | ૫-૫૦ |
| ૩૯ મન્વન્તર (બીજી આવૃત્તિ) | તારાશકર બદોપાધ્યાય અનુવાદક રમણિક મેઘાણી | સ્વાણી પ્રકાશન | ૩૯૨ | ૬-૦ |
| ૪૦ શુભા | નરેશચદ્ર સેનગુપ્ત, અનુ રમણલાલ સોની | વોરા ઍન્ડ કપની | ૩૨૩ | ૫-૦ |
| ૪૧ ઊડા અધારેથી | ફુલ્ટન ઑસ્લર અને વીલ ઑસ્લર અનુ કુજવિહારી મહેતા | ગાડીવ સાહિત્ય મદિર | ૧૨૫ | ૨-૦ |
| ૪૨ જયત (સક્ષિપ્ત) | રમણલાલ વ દેસાઈ | વોરા ઍન્ડ કપની | ૧૫૨ | ૧-૭૫ |
| ૪૩ બારભાયા | ગુણવતરાય આચાર્ય | વોરા ઍન્ડ કપની | ૯૬ | ૧-૫૦ |
| ૪૪ દુખના પોટલા | ઈશ્વર પેટલીકર | ભારતી સાહિત્ય સઘ | ૧૨૦ | ૧-૫૦ |
| ૪૫ હદપાર | શ્રી ના પેડસે અનુ ગોપાળરાવ વિદ્રાસ | આર આર શેઠની કપની | ૨૮૩+૧૦=૨૯૩ | ૪-૦ |
| ૪૬ પલટાતો જમાનો | ઇવાન તુર્ગનેવ, અનુ ભનુભાઈ વ્યાસ (સ્વપ્નસ્થ) | ચેતન પ્રકાશન ગૃહ | ૩૦૩ | ૫-૦ |
| ૪૭ ચિત્રલેખા | ભગવતી ચરણ વર્મા અનુ કિસનસિહ ચાવડા | સ્વાણી પ્રકાશન ગૃહ | ૨૦૦ | ૩-૫૦ |
| ૪૮ બાણભટ્ટની આત્મકથા | ડૉ હજારીપ્રસાદ દ્વિવેદી, અનુ નવરગ ઘોળકિયા | વોરા ઍન્ડ કપની | ૩૭૧ | ૫-૫૦ |
| ૪૯ સ્વાતત્ર્યનો સેતુ | જેમ્સ એ મિચનેર અનુ શાતિકુમાર જે ભટ્ટ | પર્વ પબ્લિકેશન પ્રાઇવેટ લિ | ૨૮૭ | ૦-૭૫ |
| ૫૦ શસ્ત્રસન્યાસ | અર્નેસ્ટ હેમિગ્વે, અનુ મજલાન એન પારેખ | પર્ન પબ્લિકેશન પ્રાઇવેટ લિ | ૩૧૮ | ૧-૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૫૧ શ્રીધર મહેતા | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩૨૦ | ૪–૫૦ |
| ૫૨ વેરવાના | ” | વોરા ઍન્ડ કું. | ૧૩૨ | ૧–૫૦ |
| ૫૩ રત્નદીપ | પ્રભાતકુમાર મુખોપાધ્યાય, અનુ. રોપણુ દવીળજી ઘેલાણી | આર. આર. શેઠની કું. | ૪૦૮+૧૦=૪૧૮ | ૫–૫૦ |
| ૫૪ સંધ્યાના રંગ | ગુણવંતરાય આચાર્ય | આર. આર. શેઠની કું. | ૩૧૫+૮=૩૨૩ | ૪–૫૦ |
| ૫૫ આરતી અને અંગારા | ભગવતીકુમાર શર્મા | ભારતી સાહિત્યસંઘ | ૨૭૯ | ૪–૫૦ |
| ૫૬ મંગળયાત્રા | વિશ્વમિત્ર | ભારતી સાહિત્યસંઘ | ૨૮૮ | ૪ ૨૫ |
| ૫૭ રતન | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩૦૧ | ૪–૫૦ |
| ૫૮ ધરતીનો પછેડો | દેવશંકર મહેતા | આર. આર. શેઠની કું. | ૩૬૬+૧૨=૩૭૮ | ૫–૦ |

## નાટ્ય વિભાગ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ રંગદા (બીજી આવૃત્તિ) | સુનીલાલ મડિયા | સ્વાણી પ્રકાશન ગૃહ | ૨૬૩ | રૂ. ૫–૦ |
| ૨ શૂન્ય શેષ | સુનીલાલ મડિયા | આર. આર શેઠની કુંપની | ૧૭૪+૮=૧૮૨ | ૨–૫૦ |
| ૩ નાટ્યમંજરી | સુનીલાલ મડિયા | હરિહર પુસ્તકાલય | ૨૧૫ | ૩–૦ |
| ૪ મગેરા છવ | પન્નાલાલ પટેલ, રૂપાંતરકાર શશિકાન્ત નાણાવટી | ભારતી સાહિત્યસંઘ | ૧૧૮ | ૨–૦ |
| ૫ અખોવન | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧૫૬ | ૨–૫૦ |
| ૬ માંડરાજ | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૮૩ | ૧–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | રંગોત્સવ | ધનસુખલાલ મહેતા | હરિહર પુસ્તકાલય | ૨૦૮ | ૩–૦ |
| ૮ | ચોથો પ્રવેશ | જયંતી દલાલ | રવાણી પ્રકાશન | ૧૩૨ | ૨–૫૦ |
| ૯ | દુર્વાંકુર | શિવકુમાર જોશી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૮૪ | ૧–૨૫ |
| ૧૦ | અમીલ-ગુલાલ | અનંત આચાર્ય | હરિહર પુસ્તકાલય | ૨૦૩ | ૩–૦ |
| ૧૧ | કરિયાવર (ત્રીજી આવૃત્તિ) | અનંત આચાર્ય | હરિહર પુસ્તકાલય | ૮૪ | ૧–૦ |
| ૧૨ | લગ્નની બેડી | આચાર્ય અત્રે, અનુ ડૉ. બિપીન ઝવેરી | ત્રિપાઠી ઍન્ડ કું. | ૧૭૫ | ૨–૫૦ |
| ૧૩ | રંગલીલા | સં. પુષ્કર ચંદરવાકર | રવાણી પ્રકાશન | ૨૦૮ | ૪–૫૦ |
| ૧૪ | પત્નની પરણી ગઇ | દુર્ગેશ શુક્લ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧૭૦ | ૨–૦ |
| ૧૫ | શર્વિલક | રસિકલાલ પરીખ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૧૬ | ૩–૫૦ |
| ૧૬ | વૌઠાનો મેળો | સુરેશ ગાંધી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧૩૮ | ૨–૦ |
| ૧૭ | અને તો તમારી જ | મધુકર રાંદેરિયા | ત્રિપાઠી ઍન્ડ કું | ૭૮ | ૧–૫૦ |
| ૧૮ | પરણું તો એને જ | રંભાબહેન ગાંધી | ભારતી સાહિત્યસંઘ | ૨૭૯ | ૩–૫૦ |
| ૧૯ | વૈભવના વિષ | વજુભાઇ ટાંક | ચેતન પ્રકાશન | ૧૭૩ | ૩–૦ |
| ૨૦ | હોહોલિકા | ચંદ્રવદન મહેતા | ગાંડીવ પ્રકાશન | ૭૬ | ૧–૨૫ |
| ૨૧ | મહાશ્વેતા કાદંબરી | કવિ ચિત્રકાર ફૂલચંદ | નવચેતન સાહિત્યમંદિર | — | ૩–૫૦ |
| ૨૨ | માલતીમાધવ | કવિ ચિત્રકાર ફૂલચંદ | નવચેતન સાહિત્યમંદિર | ૧૬૬ | ૩–૦ |
| ૨૩ | મુદ્રાપ્રતાપ | કવિ ચિત્રકાર ફૂલચંદ | નવચેતન સાહિત્યમંદિર | ૧૯૬ | ૩–૦ |

## નવલિકા વિભાગ

| | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|---|
| ૧ | વેર વસૂલ ( સંક્ષિપ્ત રૂપાંતર ) | ગુણવંતરાય આચાર્ય | વોરા એન્ડ કંપની | ૧૪૮ | ૨–૦ |
| ૨ | મંગલદીપ | ધૂમકેતુ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૧૫ | ૩–૦ |
| ૩ | ગુપ્તદાન | પીતાંબર પટેલ | ભારતી સાહિત્યસંઘ | ૭૬ | ૧–૦ |
| ૪ | કલ્પના | પીતાંબર પટેલ | આર. આર શેઠની કંપની | ૩૧૦ + ૮ = ૩૧૮ | ૪–૫૦ |
| ૫ | જીગનના અમૃત | ગુલાબદાસ બ્રોકર | સસ્તું સાહિત્ય | ૨૦૮ | ૧–૫૦ |
| ૬ | બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ | ગુલાબદાસ બ્રોકર | ચેતન પ્રકાશન | ૨૬૫ | ૪–૨૫ |
| ૭ | લતા અને બીજી વાર્તાઓ | ગુલાબદાસ બ્રોકર | હરિહર પુસ્તકાલય | ૨૫૫ | ૩–૭૫ |
| ૮ | સંસારને ઓવારે | ચુ વ. શાહ | ગાંડીવ સાહિત્ય મંદિર | ૨૫૫ | ૪–૦ |
| ૯ | હીરાની ચમક | રમણલાલ દેસાઈ | આર. આર શેઠની કંપની | ૨૫૬ + ૧૨ = ૨૬૮ | ૩–૭૫ |
| ૧૦ | સજીવન ઝરણાં | દુર્ગેશ શુકલ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૪૦ | ૩–૫૦ |
| ૧૧ | એક લહર | ધીરૂબહેન પટેલ | એન. એમ. ત્રિપાઠી | ૨૨૧ | ૩–૦ |
| ૧૨ | શહેરની શેરી ( બીજી આવૃત્તિ ) | જયંતી દલાલ | રવાણી પ્રકાશન | ૧૮૨ | ૩–૦ |
| ૧૩ | સોલંકીયુગની કીર્તિકથાઓ (બીજી આવૃત્તિ) | અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી | પ્રકાશ સાહિત્યભંડાર | ૩૦૦ | ૫–૨૫ |
| ૧૪ | માટીની મૂર્તિઓ | લે. રામકૃષ્ણ બેનીપુરી<br>અનુ. જયંત બક્ષી | વોરા એન્ડ કંપની | ૧૨૭ | ૨–૦ |
| ૧૫ | કંકરાનો ખેડુ અને બીજી વાતો | — | રવાણી પ્રકાશન | ૨૦૦ | ૨–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | હિન્દીની પ્રતિનિધિ વાર્તાઓ | — સંપાદક અને અનુવાદક કિશનસિંહ ચાવડા | વાણી પ્રકાશન | ૨૦૪ | ૩–૫૦ |
| ૧૭ | સૌરાષ્ટ્રની કથાઓ | શંકરલાલ ભટ્ટ | હરિહર પ્રકાશન | ૨૨૦ | ૩–૨૫ |
| ૧૮ | કનાવતી | ડાહ્યાભાઈ પટેલ | ભારતી સાહિત્યસંઘ | ૨૦૨ | ૩–૦ |
| ૧૯ | હું સરલા અને મિત્રમંડલ (બીજી આવૃત્તિ) | ધનસુખલાલ મહેતા | આર. આર. શેઠની કંપની | ૩૨૦+૧૦=૩૩૦ | ૪–૫૦ |
| ૨૦ | પીળું પાનું | મનુભાઈ જોધાણી | ભારતી સાહિત્ય સંઘ | ૮૪ | ૧–૦ |
| ૨૧ | રાધુ | ઇન્દ્ર વસાવડા | સ્મૃતિ સાહિત્ય મંદિર | ૧૯૮ | ૩–૫૦ |
| ૨૨ | પાંખ વિનાના (બીજી આવૃત્તિ) | ઉમેદભાઈ મણિયાર | વોરા એન્ડ કંપની | ૨૧૬ | ૩–૨૫ |
| ૨૩ | ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ | અનુ. જયંત પાઠક, રમણલાલ પાઠક | ચેતન પ્રકાશનગૃહ | ૩૧૪ | ૫-૨૫ |
| ૨૪ | ગરવી ગુજરાતણ | ધનસુખલાલ મહેતા | — | ૧૭૬ | ૨–૭૫ |
| ૨૫ | ચંપો અને કેળ (બીજી આવૃત્તિ) | ચુનીલાલ મડિયા | આર. આર. શેઠની કંપની | ૨૨૭+૮=૨૩૫ | .૩–૦ |
| ૨૬ | ગૃહપ્રવેશ | સુરેશ જોશી | ચેતન પ્રકાશનગૃહ | ૧૫૮ | ૨–૭૫ |
| ૨૭ | પ્રકાશનું સ્મિત | ગુલાબદાસ બ્રોકર | — | — | — |
| ૨૮ | અંત દીપ | પુષ્કર ચંદરવાકર | હરિહર પ્રકાશન | ૨૬૮ | ૪–૦ |
| ૨૯ | ખોળોભર્યો | ધનસુખલાલ મહેતા | હરિહર પ્રકાશન | — | — |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫ ગુજરાતી ભાષા અને સાહિત્ય (સંક્ષેપ) | સં. કે કા. શાસ્ત્રી | ફાર્બસ ગુજરાતી સભા | ૨૩૮ | ૪–૦ |
| ૧૬ સિદ્ધહેમ | સ. જશભાઈ પટેલ અને હસિત બૂચ | ચરોતર બુક સ્ટોલ | ૭૭ | ૩–૦ |
| ૧૭ નિરુત્તમા | સ. ભોગીલાલ સાંડેસરા | મહારાજ સયાજીરાવ વિશ્વવિદ્યાલય | ૧૮૦ | ૨–૦ |
| ૧૮ મહાઅમાત્ય વસ્તુપાલનુ સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમા તેનો ફાળો | સં. ભોગીલાલ સાંડેસરા | ગુજરાત વિદ્યાસભા | ૩૦૪ | ૬–૦ |
| ૧૯ બાપુના પત્રો-૪ મણિબહેન પટેલને | મણિબહેન પટેલ | નવજીવન પ્રકાશન | ૧૬૨ | ૧–૨૫ |
| ૨૦ બાપુના આશીર્વાદ | સ. કાકા કાલેલકર | નવજીવન પ્રકાશન | ૪૦૦ | ૩–૦૦ |
| ૨૧ પૂજાલાલ સન્માન અંક | સ. પિનાકિન દલવાડી | ચરોતર પ્રજાપતિસભા | ૧૬૫+૨૪ | ૨–૦ |

## તત્ત્વજ્ઞાન અને નિબંધ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ દર્શન અને ચિંતન ભાગ ૧ | પંડિત સુખલાલજી | ગુજરાત વિદ્યાસભા | ૭૩૬ | ૭–૦ } ૧૪–૦ |
| ૨ દર્શન અને ચિંતન ભાગ ૨ | ,, | ગુજરાત વિદ્યાસભા | ૭૩૬+૫૨૭=૧૨૬૩ | ૭–૦ } |
| ૩ શ્રીસુંદરવિનાસ | લેખક. સુંદરદાસજી, મ. દેસાઇભાઈ નરોત્તમ પટેલ | સસ્તુ સાહિત્ય | ૨૮૪ | ૩–૦ |
| ૪ મુક્ત જીવન | લે કૃષ્ણમૂર્તિ અનુ હીરાલાલ બક્ષી | એન એમ ત્રિપાઠીની કું. | ૩૩૩ | ૪–૦ |
| ૫ સત્ય એ જ ઈશ્વર છે | ગાંધીજી સંપાદક આર કે પ્રભુ | નવજીવન પ્રકાશન | ૧૨૯ | ૦–૬૨ |
| ૬ બાપુની સંનિધિમા | લે. વિનોબા સ ચુનીભાઈ વૈદ્ય અને પ્રબોધ ચોકસી | યજ્ઞ પ્રકાશન | ૧૫૨ | ૦ ૬૨ |
| ૭ સ્નેહદીપિકા | વિમલાતાઈ | યજ્ઞ પ્રકાશન | ૫૬ | ૦–૩૧ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૮ સર્વોદય અને ભૂદાનયજ્ઞ | મગનભાઈ મહેતા | યજ્ઞ પ્રકાશન | ૩૨ | ૦-૧૫ |
| ૯ ભૂદાનગંગા | વિનોબા સં. નિર્મળા દેશપાંડે, અનુ ચુનીભાઈ વૈદ્ય | યજ્ઞ પ્રકાશન | ૨૧૦ | ૧-૦ |
| ૧૦ સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય | અનુ. ગિરજાશંકર મયાશંકર શાસ્ત્રી | સસ્તું સાહિત્ય | ૧૨૮ | ૦-૧૨ |
| ૧૧ યુગ પલટાય છે (બીજી આવૃત્તિ) | રવિશંકર મહારાજ, સં પા. મગનભાઈ પટેલ | યજ્ઞ પ્રકાશન | ૬૪ | ૦-૨૫ |
| ૧૨ પ્રેમપન્થ | યોજક દેસાઈ વાલજી ગોવિંદજી | નવજીવન પ્રકાશન | ૧૨૦ | ૦-૨૫ |
| ૧૩ સર્વોદય | ગાંધીજી | નવજીવન પ્રકાશન | ૪૦ | ૦ ૧૯ |
| ૧૪ આનંદધારા | પ્રો. કુ. પદ્મા ફડિયા | રામકૃષ્ણ સેવા સમિતિ | ૫૫ | ૦-૫૦ |
| ૧૫ સાખ્યકારિકા વિવરણ | ય. ગુ મારુ | કૈવલ્યધામ સ્વાધ્યાય મંદિર, રાજકોટ | ૧૫૬ | ૨-૦ |
| ૧૬ ગીતામાં જીવનની કળા | હરિસિદ્ધભાઈ દિવેટિયા | સસ્તું સાહિત્ય | ૨૬૪ | ૩-૦ |
| ૧૭ હિંદુ જીવનદર્શન | લે. રાધાકૃષ્ણ અનુ. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ | નવજીવન પ્રકાશન | ૧૧૬ | ૦-૭૫ |
| ૧૮ જ્ઞાનસુધા | વિદ્યાબહેન નીલકંઠ | ગુજરાત વિદ્યાસભા | ૧૫૨ | ૧-૫૦ |
| ૧૯ ત્રીજું સુખ | જ્યોતીન્દ્ર દવે | ગાંડીવ સાહિત્ય મંદિર | ૨૦૦ | ૩-૫૦ |
| ૨૦ જિપ્સીની જીવનવાટિકા | ધૂમકેતુ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨૪૮ | ૩-૫૦ |
| ૨૧ જીવનપથ | કનૈયાલાલ રાવળ | રાવળ પ્રકાશન | ૧૦૪૧ | ૩-૦ |
| ૨૨ બાલવિલાસ | મણિલાલ નભુભાઈ દ્વિવેદી | સસ્તું સાહિત્ય | ૨૪૦ | ૧-૫૦ |
| ૨૩ મધુસંચય | કાકાસાહેબ કાલેલકર | વોરા એન્ડ કું | ૧૯૨ | ૩-૫૦ |

## ઇતિહાસ રાજકારણ કેળવણી અને પ્રવાસ

| | | | |
|---|---|---|---|
| ૧ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત ભાગ ૧<br>ચંદુલાલ ભગુભાઈ દલાલ | પરીક્ષિતલાલ મજમૂદાર | ૧૫૬ | ૦–૭૫ |
| ૨ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત ભાગ ૨ ,, | હરિજન આશ્રમ | ૧૬૮ | ૦–૭૫ |
| ૩ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત ભાગ ૩ ,, | હરિજન આશ્રમ | ૨૪૦ | ૧–૨૫ |
| ૪ ૧૮૧૭: આટલું તો જાણજો વિજયશંકર મંછારામ ભટ્ટ | ધી ન્યૂ ઑર્ડર બુક કંપની | ૧૬૬ | ૨–૭૫ |
| ૫ બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ (બીજી આવૃત્તિ)<br>મહાદેવ દેસાઈ | નવજીવન પ્રકાશન | ૩૩૨ | ૨–૫૦ |
| ૬ ભારત બહાર વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ : ઇન્ડોનેશિયામાં<br>હરિપ્રસાદ શાસ્ત્રી | ગુજરાત વિદ્યાસભા | ૧૧૭ | ૨–૦ |
| ૭ મહેસાણા (પ્રાચીન અર્વાચીન]<br>કનૈયાલાલ અમથાલાલ ભોજક (સત્પાદંકાર) | મહેસાણા મ્યુનિસિપાલિટી | ૧૫૬ | ૨–૦ |
| ૮ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ખંડ ૩<br>સ્વ. શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે | ગુજરાત વિદ્યાસભા | ૨૫૭ | ૫–૦ |
| ૯ પથ્થરના દેવ આન્દ્રેઝીદ, અનુ. મધુકર રાંદેરિયા | પર્લ પબ્લિકેશન્સ પ્રાઇવેટ લિ. | ૨૬૭ | ૦–૭૫ |
| ૧૦ આધુનિક સામ્યવાદનો ઉદય અનુ. વાસુદેવ મહેતા | સ્વાણી પ્રકાશન | ૧૫૨ | ૨–૦ |
| ૧૧ માનવ અધિકારો અને રાજ્યતંત્ર<br>અનુ પ્રતાપરાય કાં. શાહ | પર્લ પબ્લિકેશન્સ પ્રા. લિ. | ૨૪૬ | ૦–૫૦ |
| ૧૨ માનવ અર્થશાસ્ત્ર (બીજી આવૃત્તિ)<br>નરહરિ દ્વારકાદાસ પરીખ | નવજીવન પ્રકાશન | ૬૦૪ | ૫–૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧૩ પશ્ચિમની શિક્ષણપદ્ધતિઓ | મધુકર કર્ણિક | બાલગોવિંદ કુબેરદાસની કું. | ૨૧૨ | — |
| ૧૪ માનસદર્શન | ભગુભાઈ પટેલ | એન. એમ. ત્રિપાઠી | ૨૦૦ | ૩–૭૫ |
| ૧૫ કેળવણી મીમાંસા | ત્રિભોવનદાસ પાનવાલા | અનડા બુક ડીપો | ૪૯૬ | ૪–૭૫ |
| ૧૬ ગુજરાતી વાલેખન | પટેલ, ત્રિવેદી અને દવે | અનડા બુક ડીપો | ૧૪૮ | ૧–૫૦ |
| ૧૭ લઘુ નિબંધ | રતિલાલ સાં નાયક | અનડા બુક ડીપો | ૧૩૬ | ૧–૨૫ |
| ૧૮ હિમાલયનો પ્રવાસ | કાકાસાહેબ કાલેલકર | નવજીવન પ્રકાશન | ૨૪૩ | ૧–૫૦ |
| ૧૯ કાશ્મીરનો પ્રવાસ | કલાપી | સસ્તું સાહિત્ય | ૯૨ | ૦–૭૫ |
| ૨૦ દક્ષિણ હિમાલયવર્ણન | સ્વામી પ્રણવતીર્થજી | સયાજી સાહિત્યમાળા | ૨૯૪ | ૬–૭૫ |

## જીવનચરિત્ર–આત્મકથા–સ્મરણો

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ ઈશુખ્રિસ્ત | કિશોરલાલ ઘ. મશરૂવાલા | નવજીવન પ્રકાશન | ૮૮ | ૦–૬૨ |
| ૨ આપવીતી(ત્રીજી આવૃત્તિ) | અધ્યાપક ધર્માનંદ કોસંબી | નવજીવન પ્રકાશન | ૨૩૦ | ૧–૫૦ |
| ૩ કવિ દયારામનો અક્ષરદેહ અને નવલરામની જીવનકથા (બીજી આવૃત્તિ) | ગોવર્ધનરામ ત્રિપાઠી | ફાર્બસ ગુજરાતી સભા | ૯૨+૮૮=૧૮૦ | ૩–૦ |
| ૪ ભગવાન બુદ્ધ | ધર્માનંદ કોસંબી, અનુ. ગોપાળરાવ કુલકર્ણી | એન. એમ. ત્રિપાઠીની કું. | ૩૮૦ | ૫–૦ |
| ૫ આનંદધારા | પ્રયોજક પથા કુંડિયા | રામકૃષ્ણ સેવા સમિતિ | ૫૫ | ૦–૫૦ |
| ૬ લેનિન | લેખક ડેવિડ શબ, અનુ. શ્રીકાંત ત્રિવેદી | રૂપમ પ્રકાશન | ૧૧૩ | ૨–૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ પ્રોફેસર હેરલ્ડ લેસ્કી | પુરુષોત્તમ ગણેશ માવળંકર | હેરલ્ડ લેસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સ | ૧૩ | ૦–૩૭ |
| ૮ નાનેરો ગોવાળિયો | રાલ્ફ મૂડી, અનુ. જયંત બક્ષી | ગાંડીવ સાહિત્ય મંદિર | ૧૭૨ | ૨–૦ |
| ૯ કાર્વરના આત્મકથા | અનુ વાસુદેવ મહેતા | સ્વાશ્રી પ્રકાશન | ૧૭૫ | ૩–૦ |
| ૧૦ સુવર્ણ પ્રભાત | લેખિકા મેરીન ઍન્ડરસન અનુ. હરગોવિંદ મોદી | ગાંડીવ સાહિત્ય મંદિર | ૮૫ | ૧–૨૫ |
| ૧૧ ગાંધીજીની કહાણી | લે લુઇ ફિશર, અનુ સોમાભાઈ પટેલ–મગનભાઈ નાયક | વોરા ઍન્ડ કું. | ૩૬૨ | ૫–૦ |
| ૧૨ સ્વરાજ્યના માર્ગદર્શક ટિળક | લે. આપ્ટે ગુરુજી અનુ ગોવિંદદાસ ભાગવત | સ્વાશ્રી પ્રકાશન | ૧૯૧ | ૩–૨૫ |
| 13 મણિભાઈ નભુભાઈ જીવનરંગ | ડૉ. ધીરુભાઈ ઠાકર | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૩૨૭ | ૫–૨૫ |
| ૧૪ Govardhanram Madhavram Tripathi's Scrap Book | Kantilal C. Pandya | N M. Tripathi | 96 | 2–0 |
| ૧૫ જીવન પ્રયાગ | વિષ્ણુદેવ પંડિત | હરિદાસ હીરકગ્રંથ સમિતિ | ૨૬૪ | — |
| ૧૬ બાપુને પગને પગલે | રાજેન્દ્રપ્રસાદ | નવજીવન પ્રકાશન | ૩૧૭ | ૧–૫૦ |
| ૧૭ મહાત્માજીની છાયામાં | ઘનશ્યામ બીરલા | નવજીવન પ્રકાશન | ૩૯૨ | ૩–૦ |

## પ્રકીર્ણ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ખોરાકના તત્ત્વો | બાપાલાલ વૈદ્ય | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ વડોદરા | ૨૪૨ | ૨–૫૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૨ નીતિ મંજરી | વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત | સસ્તું સાહિત્ય | ૩૧૨ | ૧-૫૦ |
| ૩ વિજ્ઞાન વિનોદ | ચોપટલાલ ગોવિંદલાલ શાહ | ગો. હ. ભટ્ટ | ૧૦૯ | ૨-૭૫ |
| ૪ વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ | ભરતરામ ભાનુસુખરામ મહેતા અને રમણિકરાય શ્રીપતરાય દેસાઈ | ગો. હ. ભટ્ટ | ૧૬૦ | ૩-૨૫ |
| ૫ આપણાં લોકનૃત્યો | જયમલ્લ પરમાર | ભારતી સાહિત્ય સંઘ | ૬૮ | ૧-૦ |
| ૬ રામાયણ ભજનો | યોગી | પ્રાણશંકર ઉપાધ્યાય | ૧૭૨ | ૧-૫૦ |
| ૭ મહેફિલ | આરઝૂ નૂરાની | પંકજ ત્રિવેદી | ૧૬ | ૦-૨૫ |
| ૮ વિવિધ વિષયો પર સામાન્ય જ્ઞાન | સંયોજક ચંદુલાલ ત્રિ. વ્યાસ | સસ્તું સાહિત્ય | ૧૨૮ | ૦-૩૭ |
| ૯ આપણા યુગના પ્રાણપ્રશ્નો | બર્નાર્ડ એમ. બારુક | સ્વાણી પ્રકાશન | ૬૧ | ૧-૦ |
| ૧૦ સંતતિનિયમન વંધ્યત્વ નિવારણ | ડૉ. નવનીતલાલ વી પરેલ | મહાજન પ્રકાશન | ૧૪૨ | ૨-૫૦ |
| ૧૧ સર્વપ્રિય | બલવન્ત ગૌ. સંઘવી | ભારત પ્રકાશન | ૮૮ | ૧-૦ |
| ૧૨ વાર્ષિક વૃત્તાંત ઇ. ૧૯૫૭ | નાયક ભોજક કેળવણી-મંડળ મહેસાણા | છગનલાલ હરિલાલ ભોજક | ૩૬ | — |
| ૧૩ મહસારણી ભાગ ૨ | હરિહર પી. ભટ્ટ | ગુજરાત વિદ્યાસભા | ૨૪ | ૨-૦ |
| ૧૪ મુંબઈ રાજ્યના કેટલાંક કૃષિકેન્દ્રો | માર્તંડ શિવભદ્ર પંડ્યા | વડોદરા યુનિવર્સિટી | ૧૭૨ | ૨-૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫ આપણી લોકસંસ્કૃતિ | જયમલ્લ પરમાર | ભારતી સાહિત્યસંઘ | ૩૫૯ | ૬–૦ |
| ૧૬ કોઈ ગોરા કોઈ કાળા | પ્રકાશ | રૂપમ્ પ્રકાશન | ૧૭૪ | ૩–૫૦ |
| ૧૭ સહકારી ક્ષેત્રે ગુજરાત | ધીરજલાલ ધ શાહ | વામનરાય પંડ્યા | ૧૪૪ | ૩–૦૦ |
| ૧૮ ગુજરાત એક દર્શન | શિવપ્રસાદ બી રાજગોર | ગો. હ ભટ્ટ | ૫૭૦ | ૧૨–૦ |
| ૧૯ વિજ્ઞાન વિનોદ | પોપટલાલ ગોવિંદલાલ શાહ | મ. સ. વિશ્વવિદ્યાલય | ૧૦૯ | ૨–૭૫ |

## બાલ–કિશોર–પ્રૌઢ સાહિત્ય

| | | | | |
|---|---|---|---|---|
| ૧ મેઘો ગામેતી | પન્નાલાલ પટેલ | ભારતી સાહિત્ય સંઘ | ૧૦૦ | ૧–૨૫ |
| ૨ સાચી જાતરા | રમણિક અરાલવાળા | ભારતી સાહિત્ય સંઘ | ૮૦ | ૧–૨૫ |
| ૩ બાપની આબરૂ | મનુભાઈ જોધાણી | ભારતી સાહિત્ય સંઘ | ૯૨ | ૧–૦ |
| ૪ ચમત્કારિક વાતો | વાસુદેવ મ જોશી | સસ્તુ સાહિત્ય | ૨૦૮ | ૧–૫૦ |
| ૫ બુદ્ધિ કોના બાપની | હરીશ નાયક | સસ્તુ સાહિત્ય | ૧૧૨ | ૦–૭૫ |
| ૭ સુમલ પદમણી | મોંઘીબહેન બધેકા | આર. આર શેઠની કંપની | ૯૨ | ૧–૦ |
| ૭ ડહાપણની વાતો | મોંઘીબહેન બધેકા | આર આર શેઠની કંપની | ૮૯ | ૧–૦ |
| ૮ બડેકિયા | રમણલાલ સોની | હરિહર પુસ્તકાલય | ૪૮ | ૦–૫૦ |
| ૯ વાર્તા રે વાર્તા | કુસુમબહેન ઠાકોર | બાલગોવિંદ કુબેરદાસની કં | ૧૧૨ | ૧–૫૦ |
| ૧૦ ભટ્ટ ભડાકિયો | વનરાજ માલવી | ગાડીવ પ્રકાશન | ૪૮ | ૦–૬૦ |
| ૧૧ જાદુઈ કાચ | ,, | ગાડીવ પ્રકાશન | ,, | ૦–૬૦ |
| ૧૨ દૈત્યનો પ્રેમ | ,, | ગાડીવ પ્રકાશન | ,, | ૦–૬૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧૩ ઠણુ ઠીગલો ભાગ ૧ | " | ગાડીવ પ્રકાશન | " | ૦–૬૦ |
| ૧૪ ઠણુ ઠીગલો ભાગ ૨ | " | ગાડીવ પ્રકાશન | " | ૦–૬૦ |
| ૧૫ હિતોપદેશની બાળ વાર્તા ભાગ ૧ | રમણુલાલ સોની | બાલગોવિંદ કુબેરદાસની કું. | ૩૯ | ૦–૪૦ |
| ૧૬ હિતોપદેશની બાળવાર્તા ભાગ ૨ | " | " | ૪૪ | ૦–૪૦ |
| ૧૭ હિતોપદેશની બાળવાર્તા ભાગ ૩ | " | " | ૪૭ | ૦–૫૦ |
| ૧૮ હિતોપદેશની બાળવાર્તા ભાગ ૪ | " | " | ૪૬ | ૦–૫૦ |
| ૧૯ સરસ્વતીચંદ્ર (સંક્ષિપ્ત) | સોમાભાઈ પટેલ | વોરા ઍન્ડ કું | ૧૨૮ | ૧–૫૦ |
| ૨૦ જાદુઈ ચકડી | રમણુલાલ સોની | હરિહર પુસ્તકાલય | ૪૭ | ૦–૫૦ |
| ૨૧ લાડુની જાત્રા | " | " | ૪૮ | ૦–૫૦ |
| ૨૨ ભામટાબાપા | " | " | " | ૦–૫૦ |
| ૨૩ બાજો બકરો | " | " | " | ૦–૫૦ |
| ૨૪ ભાયરિયાલાલ | " | " | " | ૦–૫૦ |
| ૨૫ બડેખાનની બહાદુરી | " | " | " | ૦–૫૦ |
| ૨૬ મગલો મગર | " | " | " | ૦–૫૦ |
| ૨૭ પારકી ગાડી પારકો બળદ | " | " | " | ૦–૫૦ |
| ૨૮ નાકકટો રાજા | " | " | " | ૦–૫૦ |
| ૨૯ મૂછો પટેલ | " | " | " | ૦–૫૦ |
| ૩૦ બડે મિયા | " | " | " | ૦–૫૦ |
| ૩૧ પટેલ પટલાણી | રમણુલાલ સોની | " | ૪૮ | ૦–૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨ દશ વાજિયા | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૩ હણુચંદ ગણુચંદ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૪ બાધો ને ઉસ્તાદ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૫ હસમુખી માયા | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૬ બે ડોશીઓ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૭ હવાનું ડમલા | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૮ દુભાષ ને સુભાષ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૩૯ પટપટપૂછનાં પરાક્રમો | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૦ છબીલી બિલ્લી | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૧ બગડો ને તગડો | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૨ લાલો ને વાલો | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૩ શેતડીઓ સિપાઈ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૪ પૂનમિયો ભગત | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૫ બૂચરો ગધેડો | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૬ ધૂવડ પંડિત | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૭ ગજ પંડિત | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૮ ગલબો શિયાળ ભાગ ૧ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૪૯ ગલબો શિયાળ ભાગ ૨ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૫૦ ગલબો શિયાળ ભાગ ૩ | ,, | ,, | ,, | ૦–૫૦ |
| ૫૧ ગલબો શિયાળ ભાગ ૪ | ,, | ,, | ,, | ૦–૫૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૫૨ ગલબો શિયાળ ભાગ ૫ | રમણુલાલ સોની | હરિહર | ૪૮ | ૦–૫૦ |
| ૫૩ ગલબો શિયાળ ભાગ ૬ | " | " | " | ૦–૫૦ |
| ૫૪ સવાઈ જાદુગર | " | " | " | ૦–૫૦ |
| ૫૫ જુગારી રાજા | " | " | " | ૦–૫૦ |
| ૫૬ ગોદડિયો બાવો | " | " | " | ૦–૫૦ |
| ૫૭ મિયાંનું ટટ્ટુ | " | " | " | ૦–૫૦ |
| ૫૮ ગાંધીજીની વાતો ભાગ ૮ | હરગોવિંદ મોદી | ગાંડીવ સાહિત્ય મંદિર | ૪૦ | ૦–૪૦ |
| ૫૯ ગાંધીજીની વાતો ભાગ ૯ | " | " | " | ૦–૪૦ |
| ૬૦ ગાંધીજીની વાતો ભાગ ૧૦ | " | " | " | ૦–૪૦ |
| ૬૧ ચાલાક ચોર (છઠ્ઠી આવૃત્તિ) | રમણુલાલ નાનાલલ શાહ | બાલજીવન કાર્યાલય | ૬૮ | ૦–૫૦ |
| ૬૨ ચાર મિત્રો | " | " | ૬૫ | ૦–૬૨ |
| ૬૩ હૃદયપલટો | " | " | ૭૦ | ૦–૬૨ |
| ૬૪ ચોર બ્રાહ્મણુ | " | " | ૬૫ | ૦–૬૨ |
| ૬૫ સતી સાવિત્રી | " | " | ૨૭ | ૦–૨૫ |
| ૬૬ પ્રભુભક્ત પ્રહ્લાદ (આવૃત્તિ ત્રીજી) | " | " | ૪૨ | ૦–૩૭ |
| ૬૭ પુરાણુનાં પાત્રો : ધ્રુવકુમાર | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યાલય | ૧૫ | ૦–૧૬ |
| ૬૮ કહેવતોનાં કથાનકો | " | " | ૪૮ | ૦–૧૦ |
| ૬૯ પુરાણુનાં પાત્રો : સીતા | " | " | ૧૬ | ૦–૧૬ |
| ૭૦ પુરાણુનાં પાત્રો : ભરત–લક્ષ્મણુ | " | " | ૧૫ | ૦–૧૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૧ કલ્પ અને કુરબાની | ,, | ,, | ૮૦ | ૧–૦ |
| ૭૨ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ | ,, | ,, | ૨૪ | ૦–૨૫ |
| ૭૩ ડોસીમાનું તૂબડું | દુર્ગેશ શુક્લ | ગૂર્જર | ૩૨ | ૦–૩૭ |
| ૭૪ જગતનું વેર | શિવુભાઈ ત્રિવેદી | ભારતી સાહિત્ય સંઘ | ૧૨૪ | ૧–૫૦ |
| ૭૫ શીગી શીગી | ઈશ્વરભાઈ પટેલ | ,, | ૭૬ | ૧–૨૫ |
| ૭૬ નૂતન ભારતના તીરથ | પીતાંબર પટેલ | ,, | ૪૬ | ૦–૬૦ |
| ૭૭ નૂતન ભારતના તીરથ | ,, | ,, | ૪૬ | ૦–૬૦ |
| ૭૮ નૂતન ભારતના તીરથ | , | ,, | ૪૮ | ૦–૬૦ |
| ૭૯ નૂતન ભારતના તીરથ | ,, | ,, | ૪૭ | ૦–૬૦ |
| ૮૦ શેનવાનના સાહસો | શાંતિ ના. શાહ | હરિહર પુસ્તકાલય | ૨૫૯ | ૪–૦ |
| ૮૧ ટારઝનનું શૌર્ય એડગર રાઈસ બરો, અનુ. શાંતિ ના. | શાહ (સત્યમ્) | આર. આર. શેઠની કું. | ૨૯૪ + ૮ = ૩૦૨ | ૪–૦ |
| ૮૨ અજબ દેશ | શ્રીકાન્ત ત્રિવેદી | ભારતી સાહિત્યસંઘ | ૧૭૫ | ૨–૫૦ |
| ૮૩ સુલેમાનનો ખજાનો | અનુ. સોમાભાઈ પટેલ | વોરા ઍન્ડ કંપની | ૧૧૪ | ૧–૫૦ |
| ૮૪ સાગર વીર | ઈશ્વરભાઈ પટેલ | ભારતી સાહિત્ય સંઘ | ૩૯ | ૦–૫૦ |
| ૮૫ લાવ મંડળ | માધવજી. ગો. પટેલ | આર. આર. શેઠની કું. | ૧૧૦ | ૧–૨૫ |
| ૮૬ બેન્જામિન ફ્રેન્કલિન | અનુ. મગનભાઈ નાયક | વોરા ઍન્ડ કું. | ૧૮૮ | ૨–૦ |
| ૮૭ કીમિયાગર કબીર | વિજયગુપ્ત મૌર્ય | ચેતન પ્રકાશન | ૧૭૫ | ૩–૦ |
| ૮૮ ડોલે છે મંજરી | દુર્ગેશ શુક્લ | ગૂર્જર ગ્રંથરત્ન | ૩૭ | ૦–૩૭ |
| ૮૯ મૃગાંક | , | ,, | ૩૦ | ૦–૩૭ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૯૦ કલાધામ ગુફાઓ | દુર્ગેશ શુક્લ | ગૂર્જર ગ્રંથરત્ન | ૩૨ | ૦–૩૭ |
| ૯૧ સેવામૂર્તિ ઠક્કર બાપા | અનુ કનુભાઈ વોરા | વોરા ઍન્ડ કુ | ૩૨ | ૦–૫૦ |
| ૯૨ ભુએનસંગ (બીજી આવૃત્તિ) | રમણલાલ સોની | ચેતન પ્રકાશનગૃહ | ૩૨ | ૦–૫૦ |
| ૯૩ હેમચંદ્રાચાર્ય | ધનવંત ઓઝા | સ્વાધ્યાય પ્રકાશન | ૪૮ | ૦–૬૨ |
| ૯૪ વીર નર્મદ | ધનવંત ઓઝા | " | ૪૦ | ૦–૫૦ |
| ૯૫ મહાન નારી નાઇટિંગલ (બીજી આવૃત્તિ) | સુભદ્રા ગાંધી | ચેતન પ્રકાશનગૃહ | ૪૦ | ૦–૫૦ |
| ૯૬ દીવાને અજવાળે (બીજી આવૃત્તિ) | ગણેશ વાસુદેવ માવળંકર, સંપા પુષ્કર ચંદરવાકર | સ્વાધ્યાય પ્રકાશન | ૪૮ | ૦–૫૦ |
| ૯૭ વેપારીઓનો ટહેલ | વિનોબા, અનુ ચીનુભાઈ વૈદ્ય | યજ્ઞ પ્રકાશન | ૧૯ | ૦–૧૩ |
| ૯૮ બાપુનાં સંભારણાં (બીજી આવૃત્તિ) | મનુબહેન ગાંધી, સંપા પુષ્કર ચંદરવાકર | સ્વાધ્યાય પ્રકાશન | ૮૮ | ૦–૫૦ |
| ૯૯ દાદા સાહેબ–ગણેશ વાસુદેવ માવળંકર | સંપા પુષ્કર ચંદરવાકર | યજ્ઞ પ્રકાશન | ૧૯ | ૦–૧૩ |
| ૧૦૦ ગાંધીજી અને નરવીરો | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યાલય | ૨૪ | ૦–૨૫ |
| ૧૦૧ લોકપોથી પહેલી | જુગતરામ દવે–નરહરિ પરીખ | નવજીવન પ્રકાશન | ૪૮ | ૦–૨૫ |
| ૧૦૨ ધરતીના ગીતો (પાંચમી આવૃત્તિ) | | યજ્ઞ પ્રકાશન | ૩૨ | ૦–૧૨ |
| ૧૦૩ ગાંધીજીનો વિનોદ | લલ્લુભાઈ મકનજી | નવજીવન | ૮૦ | ૦–૧૫ |
| ૧૦૪ ગુજરાત ભક્તો | માણેકલાલ શંકરલાલ રાણા | સસ્તુ સાહિત્ય | ૧૦૪ | ૦–૭૫ |
| ૧૦૫ ચંદ્ર પર ચઢાઈ | શ્રીકાંત ત્રિવેદી | ગૂર્જર ગ્રંથરત્ન | ૧૭૮ | ૨–૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૬ મહાન વૈજ્ઞાનિકો | શેઠના અને શાહ | ગૂર્જર ગ્રંથરત્ન | ૮૭ | ૧-૨૫ |
| ૧૦૭ વિજ્ઞાન દર્શન | બંસીલાલ ગાંધી | ,, | ૮૦ | ૧-૦ |
| ૧૦૮ જીવન અને વિજ્ઞાન ૧-૩-૪ | નરસિંહ મૂ. શાહ. | બાલગોવિંદ કુબેરદાસની કું. | ૭૨ | ૧-૦ |
| ૧૦૯ જીવન અને વિજ્ઞાન ,, | ,, | ,, | ૬૭ | ૧-૦ |
| ૧૧૦ અકસ્માતના તાત્કાલિક ઉપાય | રઘુનાથ કદમ | સસ્તું સાહિત્ય | ૧૩૬ | ૦-૭૫ |
| ૧૧૧ બાળકોની બોલચાલ | — | ,, | ૪૮ | ૦-૨૫ |
| ૧૧૨ બાળકોની દિનચર્યા | — | ,, | ૩૯ | ૦-૨૫ |
| ૧૧૩ બાળકોનુ આચરણ | — | ,, | ૩૯ | ૦-૨૫ |
| ૧૧૪ બાળકોની નીતિશિક્ષા | જયદયાલ ગોયન્દકા | ,, | ૮૦ | ૦-૫૦ |
| ૧૧૫ બાળ રમતો | શામજીભાઈ કા. જમોડ | ,, | ૧૨૦ | ૦-૭૫ |
| ૧૧૬ વનવગડાના પંખી ભાગ ૧ | મનુભાઈ જોધાણી. | ગૂર્જર ગ્રંથરત્ન | ૮૮ | ૧-૦ |
| ૧૧૭ વનવગડાનાં પંખી ભાગ ૨ | મનુભાઈ જોધાણી | ,, | ૯૪ | ૧-૦ |
| ૧૧૮ પેટે ચાલનારા પ્રાણીઓ ભાગ ૧ | વસંત જોધાણી | બાલગોવિંદ કુબેરદાસની કુંપની | ૭૮ | ૧-૦ |
| ૧૧૯ પેટે ચાલનારાં પ્રાણીઓ ભાગ ૨ | વસંત જોધાણી | ,, | ૮૨ | ૧-૦ |
| ૧૨૦ પેટે ચાલનારાં પ્રાણીઓ ભાગ ૩ | વસંત જોધાણી | ,, | ૮૦ | ૧-૦ |
| ૧૨૧ પુછડાં અને પાંખો | ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી | ચેતન પ્રકાશન | ૧૫૬ | ૩-૦ |
| ૧૨૨ પંખીડા (બાલવાડીના ગીતો) | સંપા. જુગતરામ દવે | ગુજરાતી નઈ તાલીમ સંઘવતી બાલગોવિંદ કુબેરદાસની કું. | ૫૭ | ૦-૫૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧૨૩ ચારિત્ર્યચિત્રો ભાગ ૧ | મનુ પંડિત | બાલગોવિંદ કુબેરદાસની કું. | ૮૩ | ૧–૦ |
| ૧૨૪ ચારિત્ર્યચિત્રો ભાગ ૨ | ” | ” | ૫૪ | ૦–૫૦ |
| ૧૨૫ ચારિત્ર્યચિત્રો ભાગ ૩ | ” | ” | ૧૨૪ | ૧–૨૫ |
| ૧૨૬ સમીરનુ ઘર | શાતા ગાંધી | રવાણી પ્રકાશન | — | ૦–૭૫ |
| ૧૨૭ લક્કડખેડુ બારભાઇ | શાતા ગાંધી | રવાણી પ્રકાશન | — | ૧–૦ |
| ૧૨૮ ચાગ ને ચતુરા | મહેન્દ્ર મેઘાણી | સરકાર સાહિત્ય ભંડાર | ૪૬ | ૧–૦ |
| ૧૨૯ ઉગા મહેતાજી | ” | ” | ૮૨ | ૧–૦ |
| ૧૩૦ પિપી | — | વોરા ઍન્ડ કું | ૨૮ | ૧–૦ |
| ૧૩૧ બિબી | — | ” | ૨૮ | ૧–૦ |

